ॐ

# પ્રસ્તાવના

सत्यमेवेश्वरोलोके सत्येधर्मः प्रतिष्ठित ॥

**પ્રાચીન** મહર્ષિઓ દરેક ધર્મ વસ્તુમા સત્યને પ્રધાન માને છે, જગતમાં સત્ય વસ્તુમા ઈશ્વર રહે છે, તથા ધર્મનુ સ્થાપન સત્યમા થાય છે, જેથી પ્રભુ પ્રસન્ન થાય આપણી પવિત્ર આર્યાવર્ત ભુમિમાં ઘણા સત મહાત્માઓ થઈ ગયા, જેઓનુ ચરિત મૂલ સંસ્કૃતમાથી ગુજરાતી ભાષામા 'સંતસમાગમ" નામે ગ્રંથ લખવામા આવ્યો. પૌરાણિક (પ્રાચીન) ઐતિહાસિક વૃત્તાંતો આપણા સ્મૃતિ (સનાતન) ધર્મનું સાચુ રહસ્ય બતાવે છે આ ગ્રંથમાં કલ્પિત (આધુનિક) હાલના પવનમા ચાલુ ગપસપ પ્રમાણે વાર્તાઓ તથા ચરિત્ર લખવામા આવ્યુ નથી, એટલે હાલના જમાનાને અનુમોદન આપનારા કેટલાકને પ્રસન્ન (રૂચિકર) નહીં લાગશે, છતાં આપણી સનાતન ધર્મમર્યાદા સાચવવા પ્રયત્નશીલ થવુ જોઈએ કલિયુગમા પરધર્મસમર્ગથી ભ્રષ્ટ થયેલી બુદ્ધિના પરિણામમા પ્રાચીન સનાતન ધર્મ આચરણ કરનારાને આપણે વખોડી કાઢીએ છીએ, તથા હાલના કેટલાક ચાલતા નાસ્તિક પંથને અંધપણે સ્વીકાર કરવા ઈચ્છા રાખવા અહર્નિશ વળગી રહ્યા છીએ પ્રાચીન ઇતિહાસો (સંસ્કૃત)માથી ભક્તજનો, રાજામહારાજાઓ, તથા સતી રાજકુમારિકાઓ, રાજપત્ની (રાણી)ઓ તથા નરસિંહમહેતા, શબરી મીરાબાઈ, મયૂરધ્વજ, પીપારાજા તથા રાણી (સીતા), મંડનમિશ્ર, શ્રીશંકરાચાર્ય, શ્રી-વલ્લભાચાર્ય, જ્ઞાનદેવ નામદેવ સુરદાસ, બિલ્વમંગળ, કબીરજી, તુલસીદાસ વિગેરે પવિત્ર ચરિત્રો વાંચવાથી આપણા પ્રાચીન સનાતન ધર્મનું [illegible]

હાલ પ્રભુની લાકડીનો માર (મુંગો) આપણા ઉપર પડે છે, છતાં શાસ્ત્ર તથા ધર્મની અવગણના કરી નાસ્તિકો પોતાની અજ્ઞાની બુદ્ધિથી શાસ્ત્ર તથા ધર્મનો તિરસ્કાર કરવા લાગ્યા. અસત્ય (પર ધર્મ)ને પગલે ચાલી આપણા ધન કુટુંબનો નાશ થાય, અપકીર્તિ થાય, તેમજ નર્કદશા ભોગવવી પડે, તામસયોનિમાં જન્મ લઈ ભૂત અથવા બ્રહ્મરાક્ષસ થઇ આમ તેમ ફાંફા મારી પ્રાચીન ધર્મશૈલિને બાજુ મુકી પોતાની મોટાઈ વધારી ધર્મનો લોપ કરી મોટા મનાવવા થવા ઇચ્છા કરશું તેમાં કાંઈ સારૂં થાય નહીં. આપણો વર્ણ—આશ્રમધર્મ રીતસર નહી પાળવાથી છેવટે દુઃખ (સંકટ) ભોગવવા શિવાય બીજો કલ્યાણ માર્ગ નથી. છેવટે **"सत्यमेव विजयते नानृतम्"** સત્યનો સદા જય છે, ખોટું કાયમ રહે નહી.

પ્રિય સજ્જનો! મારા રચેલા પુસ્તકો—"આર્યાવર્ત ધર્મ" "શ્રીગુરૂચરિત" "યુવતી સૌભાગ્યરત્ન" "બાલબોધમાલા" "શ્રીશિવલીલામૃત" વિગેરે ગ્રંથો ધર્મનીતિ પ્રમાણે આપના કુટુંબમાં વાંચવા આપને પ્રાર્થના કરૂં છુ પરમાર્થ દૃષ્ટિથી વિચાર કરશો કે આવા ગ્રંથો ગુજરાતી ભાષામા સરલ રીતે પ્રથમવાર જ છપાયા છે. આ વિષયમા કોઈએ કટાક્ષ અથવા દોષદૃષ્ટિ રાખી મનમાં સંદેહ નહીં રાખતાં **हंसक्षीर** ન્યાય પ્રમાણે સહાય કરવા પ્રયત્નશીલ તત્પર થશો ઇતિશમ્

| | |
|---|---|
| સંવત્ ૧૯૯૧<br>आषाढ शुक्ल १५<br>ગુરૂપૂર્ણિમા | कर्ता<br>शास्त्री अंबाराम कल्याणजी शुक्ल<br>(वलसाड) |

# વિષયાનુક્રમણિકા

| સર્ગ | પૃષ્ઠ |
|---|---|

| સર્ગ | પૃષ્ઠ |
|---|---|

# સર્ગ ૧ લો

## श्री संतसमागम

आकुंचितोरु बाहुभ्यां रिंगमाणो व्रजांगणे ॥
श्रीनंदनंदनं वंदे वाचावाचामगोचरं ॥

શ્રીબાલસ્વરૂપે નંદરાયની વ્રજભૂમિમા ફિંડાલતા, પ્રાચીન ધર્મને ઉદ્ધાર કરનારા શ્રીનંદરાયના કુમાર (શ્રીકૃષ્ણ)ને પ્રણામ કર્યા બાદ ગણપતિ તથા સર્વ સિદ્ધિ આપનારી સરસ્વતીજીને પ્રણામ કરી, પવિત્ર ભક્તજનોનું ચરિત્રવર્ણન મારી અલ્પબુદ્ધિમા શાસ્ત્રદ્વારા જે અનુભવ મળ્યો છે તે પ્રમાણે "સંતસમાગમ" નામે ગ્રંથ અપૂર્વ (પહેલી જ વખત) વર્ણન કરવામા આવશે

દુસ્તર કલિયુગમા સર્વ પ્રાણીનુ પોતાની સત્તા પ્રમાણે ભજુ કરનારી કેવળ ભક્તિભાવ મુખ્ય ગણાય છે પોતાનો વર્ણ (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર ) તથા આશ્રમ ( બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સંન્યસ્ત ) ધર્મ પાળવામા મુખ્ય સાધન ભક્તિ કહેવાય છે જેના વિભાગ બે પ્રકારે છે, પ્રથમ ભાગ વિધિરૂપે, તથા બીજો રાગ (પ્રીતિ) રૂપે છે, તેમા રાગભક્તિ તત્કાલ ફલ આપનારી છે. આ પ્રમાણે ભક્તિના બને વિભાગને આર્ત (દુ:ખી), જિજ્ઞાસુ, અર્થાર્થી, (દ્રવ્ય પ્રાપ્તિ કરનાર) તથા જ્ઞાની પુરુષ સેવન કરે છે, જેથી દરેક વસ્તુ ભક્તિદ્વારા સિદ્ધ થઈ ભગવાનને પ્રસન્ન કરે છે.

શ્રી ભગવાન (હરિ) તથા શંકરદેવ અને શક્તિ (દેવી) તેમજ કોઈપણ દેવતા, દૈત્યો, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, કિન્નર, પિશાચ, પિતરો, નાગ (ભુજંગ સર્પો), વાઘ, રીંછ, વગેરે સમસ્ત પ્રાણીમાત્ર ભક્તજનને વશ થાય છે સંસારમાં માતાપિતાથી જન્મ ધારણ કરી, જેણે વર્ણાશ્રમમાં વ્યવસ્થાપૂર્વક સારી રીતે ભક્તિમાર્ગ સ્વીકાર્ય

કર્યો હોય તેણે જગતમા સર્વ સાધન સપાદન કર્યું જેથી શ્રી ગીતાશાસ્ત્રમા શ્રી ભગવાને અર્જુનને કહ્યું છે કે " न मे भक्त. प्रणश्यति ' મારા ભક્તનો નાશ થતો નથી ગમે તેવો ધર્મ અન્ય જાતિમા તેઓ પાળતા હોય તેવા ધર્મનો આપણે સ્વીકાર કરવો નહિ કારણકે ' सर्वधर्मान् परित्यज्य० " अह त्वा सर्वपापेभ्य ०" श्र धाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रिया " શ્રીકૃષ્ણભક્તિમા પ્રીતિ કરનારો શ્રી ભગવાનનો પરમ ભક્ત ગણાય છે

આની રીતે ભક્તિભાવ ઉત્પન્ન થવાથી શાતપણુ, દયાળુ, દાત (ચતુર) દેવ બ્રાહ્મણનુ સન્માન કરનારો, દભ તથા ઈર્ષ્યાભાવ વિનાનો, એમાગ્ર બુદ્ધિથી બ્રહ્મા, વિષ્ણુ શકર, દેવી વગેરે સર્વ દેવતાઓને સમાનભાવે માને છે પોતાની ધર્મપત્ની (સ્ત્રી) શિવાય અન્ય સ્ત્રીઓ જોડે શુદ્ધભાવે વર્તન કરનારો શ્રીભગવાનનો પરમ ભક્ત ગણાય છે દેવ માટે આરામ (બગીચો) બનાવી સાચા ધર્મનુ પાલન કરે તથા માતાપિતા ગુરુ અને વડીલોનુ વચન ધર્મરૂપે પાળે છે તે મનુષ્ય સદૈવ સુખી થાય છે

કોઈનો ઉદય (ચઢતી) જોઈ પોતે આનંદ પામવો, માતાપિતાને દેવરૂપ માની સદૈવ આજ્ઞા પાળવી પારકુ દુખ દૂર કરવા યત્ન કરવો, કોઈની નિંદા કરવી નહિ પાખડી પુરુષની સગતિ કરવી નહિ સત્શાસ્ત્રમા શ્રદ્ધા રાખવી, શ્રીભગવાનની દૃઢ ભક્તિ કરવી, ગોપિકાઓ કામના (ભક્તિ)થી, કસરાય ભયથી, શિશુપાલ વગેરે દ્વેષભાવથી શ્રીભગવાનમા લીન થયા માટે ભક્તિભાવ સર્વસાધનમા મુખ્ય ગણાય છે

અભ્યાસુને વરદાન આપવાથી શકરને કષ્ટ ઉત્પન્ન થયુ મનુષ્યમાત્રને પોતાની ઈચ્છા પરિપૂર્ણ કરવામા હરિભજન મુખ્ય સાધન ગણાય. નારદમુનિ, પર્વત, સનકાદિ મુનિઓ, સ્વાયમ્ભુવમનુ, વિષ્વક્સેન, યમ, જય, વિજય, નંદ, સુનંદન, ભદ્ર, સુભદ્ર, ચડ, પ્રચડ, કુમુદ કુમુદાક્ષ, વૈવસ્વત મનુ વગેરે વિષ્ણુભક્તિમા પ્રવીણ

હતા દૈત્યકુલમા ઉત્પન્ન થયા હતા છતા વિષ્ણુભક્તિ કરવાથી મોક્ષ પામ્યા જેવા કે બલિ, પ્રલ્હાદજી, વિભીષણ તેમજ વાસુકી, અનંત, શેષનાગ વગેરે ઉત્તમ ગતિ પામ્યા.

દક્ષ પ્રજાપતિ, શરભંગ ઋષિ, કવિ, હરિ, કરભાજન, અનંતિક્ષ, પિપ્પલાદ, ચમસ, પ્રબુદ્ધ, આવિહોત્ર, દ્રવિડ (નવયોગેશ્વર) વિગેરે ઋષભદેવપુત્રો હરિભક્ત હતા પ્રયુગાન, પ્રિયવ્રત, સુચકુ, નિમિ, સુધન્વા, શિબિરાજા, ઈક્ષ્વાકુ, ભૃગુ ગાધિ, પુરુરવા, પ્રાચીનબર્હિ, શતધન્વા, રઘુ, માધાતા, જનક, મસસધ, રહુગણ, રુક્મ, અગદ, અબરીષ, સગર, ભગીરથ, હરિશ્ચદ્ર, દધિચિ, સુરથ, ગજ બગત, રચોમૂર્તિ, રતિદેવ, ઉત્તક ભૂરી, દેવલ, યયાતિ, નહુષ દિલીપ યદુ, ઉત્તાનપાદ, ભીષ્મ, દશરથ વગેરે રાજાઓ વિષ્ણુભક્ત હતા

વળી હનુમાન, જાંબવાન, સુગ્રીવ, ગરુડજી, આદ (ગજગ્રસ્ત), ઇદ્રદ્યુમ્ન, (ગંધર્વ) ગજ (હાથી પાછળગજ) જટાયુ, નીત, ક ઋષિ, ભુશુડી વિગેરે શ્રીભગવાનની લીનામા પ્રવૃત્ત હતા તેમજ ગુણજી, ચદ્રહાસ ચિત્રકેતુ, પાડવો મયૂરધ્વજ, અનક મોરવા તામ્રધ્વજ તથા પરિક્ષિત વગેરે વિષ્ણુભક્તો હતા

વાલ્મિકી, શુકદેવ, સૂત પુરાણિક શૌનકાદિ ઋષિઓ ભરદ્વાજ, પ્રચેતા, શમીક, યાજ્ઞવલ્ક્ય, અગસ્ત્ય, પુલસ્ત્ય પુલહ, ચ્યવન વશિષ્ઠ, સૌભરી, કર્દમ, અત્રિ, ઋચીક, ગૌતમ ગર્ગાચાર્ય, વેદવ્યાસ, અગિરા, દાલભ્ય, વૈશપાયન, લોમશ, વિશ્વામિત્ર દુર્વાસા, શ્રૃગી, માડવ્ય, જમદગ્નિ, કશ્યપ, માયાદર્શી પરાશર, માર્કંડેય વિગેરે મહર્ષિએ વિષ્ણુભક્ત થયા

વળી ઉદ્ધવજી, વિદુર, સુદામા, અક્રૂરજી સજય શ્રુતદેવ, ગુહ અજામિલ વિગેરે મનુષ્ય જન્મ ધારણ કરી શ્રીભગવાનનુ ભજન કરતા હતા શબરી, દ્રૌપદી, કુતાજી, વિંધ્યાવલી શતરૂપા, સતી મદાલસા, તથા અગિરા યજ્ઞમા હાજર રહેલી બ્રાહ્મણ સ્ત્રીઓ (ગોપવેષવાળા શ્રીભગવાનને ભોજન માટે આપેલું અન્ન) શ્રીભગવાનનું ભજન કરતા હતા આવી રીતે ભક્તિમહિમા કહેવામા આવ્યો

# સર્ગ ૨ જો

## નાભદાસચરિત

अथेतिहासं वक्ष्यामि यथाभक्तावली कथा ॥
लोके प्रसिद्धा येनाथ कृता यस्य प्रसादतः ॥

પ્રથમ પશ્ચિમ દેશમા ગઢહિનાજો માનસિંહ નામે રાજા હતો મોટા મોટા શત્રુઓનો જેણે પરાજય કર્યો ગરીબ અનાથ યાચકોને અન્ન વસ્ત્રાદિ આપી સંતોષ કર્યો જેણે કૃષ્ણદાસ નામના મહાત્મા પાસે વિષ્ણુદીક્ષા મંત્ર ગ્રહણ કરી, નગરમા ઉત્તમ સ્થાન બનાવી ગુરુને રાખ્યા મહાત્મા કૃષ્ણદાસને કીલ્હ તથા અગ્રદાસ નામે બે શિષ્ય હતા

એક વખત બન્ને શિષ્ય પોતાના ગુરુસ્થાનથી બહાર વનમા જઈ દેવપૂજા ( ગુરુસેવા ) માટે પુષ્પ લઈ પાછા ફરતા હતા માર્ગમા એક અંધ બાળક જોવામા આવ્યો, જેને દુકાલ વખતે પોતાની માતા છોડી ગઈ હતી જેને જોઈ કીલ્હ નામે શિષ્ય અગ્રદાસને કહે છે કે હે ભાઈ ! આ બાલક અનાથ તથા આંધળો છે, જેને આશ્રમમા લઈ જઈ લાલનપાલન કરશુ આટલુ કહી તે બાલકની આંખ ઉપર જલ છાંટવાથી દેખતો થયો પોતાના ગુરુ ( કૃષ્ણ દાસ ) ના આશ્રમમા ગયા બાદ અગ્રદાસે બાળકને કહ્યુ કે અહીંઆ આસન ( ચટાઈ ) ઉપર બેસી દરવાજા પાસે જે કોઈ આવે તેની તપાસ રાખવી તથા પવિત્ર કુડમા સ્નાન કરવુ અમારા ગુરુ તથા અભ્યાગત સંતસાધુઓને ભોજન કરતા પત્રાવલીમા રહેલુ અન્ન ખાઈને દરરોજ સાધુસંતની સેવા કરવી આ પ્રમાણે તે અંધ બાળક આજ્ઞાનુસાર દરરોજ આશ્રમના દરવાજા આગળ બેસી ગુરુસ્મરણ કરી રામ નામનો ઉચ્ચાર ( જપ ) કરવા લાગ્યો, ત્યારે શરીર તેજસ્વી થવા લાગ્યુ જેથી ગુરુએ કહ્યુ કે હવે તારે મારી પાસે સેવાધર્મ સારી રીતે પાળવો

એક વખત અગ્રદાસ એકાંતમાં બેસી માનસિક ( ધ્યાન ) પૂજા કરતા હતા, ત્યારે આ બાળક હાથમાં છત્રચામર લઈ પવન નાખતા પોતાના હૃદયમાં શુદ્ધભાવના ઉત્પન્ન થઈ કે સુવર્ણના સિંહાસનમાં શ્રીરામ પોતાના પરિવાર સાથે વિરાજમાન થયા હોય જેથી ઘણો પ્રસન્ન થયો, થોડો સમય જવા પછી અગ્રદાસનો એક વણિક શિષ્ય હતો જેની હોડી સરસામાન તથા દ્રવ્ય વગેરેથી ભરેલી સમુદ્રમાં હંકારતા થોડે દૂર ગયા બાદ સ્તંભિત ( સ્થિર ) થઈ જેને સહિસલામત બહાર લાવવા ઘણી મહેનત કરી છતાં બહાર નહિ આવવાથી અગ્રદાસને ચિંતા થઈ, ત્યારે આ બાળક રામનામનો ઉચ્ચાર ઊંચે સ્વરે કરવા લાગ્યો ત્યારે થોડા વખતમાં હોડી ચાલતી થઈ જેથી અગ્રદાસે બાળકને કહ્યું કે હે શિષ્ય ( નાભાદાસ )! તારો પ્રભાવ રામનામનો જપ કરવાથી વિશેષ વધશે, ત્યારે બાળક બોલ્યો કે આપના ઉપદેશથી મને સારો લાભ મળ્યો છે એ આપની ગુરુકૃપાનું ફલ છે બાકી હું કાંઈ જાણતો નથી ત્યારે અગ્રદાસ બોલ્યા કે હે શિષ્ય! સંતસાધુ સત્પુરુષની સેવા કરવામાં મોટું ફલ મળે છે તારો દરરોજનો સાધુસેવાધર્મ તથા રામનામનો જપ કાયમ ચાલુ રાખવો આવો સાચો ઉપદેશ અગ્રદાસે એવ બાળકને કર્યો

## સર્ગ ૩ જો

### હનુમાનચરિત

અથવક્ષ્યે હનુમતો માહાત્મ્યં પરમાદ્‌ભુતં ॥
યસ્ય સ્મરણમાત્રેણ રામે ભક્તિર્દૃઢા ભવેત્ ॥

**શ્રી** હનુમાનજીનું ચરિત ત્રીજા સર્ગમાં કહેવાય છે જેનું સ્મરણ કરવાથી શ્રીરામમાં મનુષ્ય માત્રની દૃઢભક્તિ ઉત્પન્ન થાય છે એક વખત સેતુબંધ સમુદ્ર કિનારે શ્રીરામચંદ્રજીની આજુબાજુ

લક્ષ્મણ, સુગ્રીવ, હનુમાન, અગદ, નીલ, નલ તથા જાબવાન વગેરે બેઠા હતા ત્યારે વિભીષણે રત્નજડીત એક સુદર માલા શ્રીરામચદ્ર સન્મુખ મૂકી હતી, જેનુ વર્ણન શ્રીરામ કરતા હતા, તે વખતે હનુમાન હાથ જોડી શ્રીરામ સન્મુખ ઉભા રહ્યા જેથી માલા હનુમાનને પહેરાવી, જે હાથમા લઈ હનુમાને જોઈ અને માલાનો એક મણિ બહાર કાઢી ફાડી નાખ્યો, તે વખતે બીજા બધા હસતા હતા પાછો બીજો મણિ લઈ હનુમાને ફોડી નાખી માલા જમીન ઉપર ફેંકી દીધી, જેથી બધાને વિસ્મય પામેલા જોઈ હનુમાન બોલ્યા કે જે મનુષ્ય રામનામનો ભક્ત ન હોય તેમજ જે વસ્તુમા રામનામ વાચવામા આવતુ નહોય તે વસ્તુ ઘણી કીંમતી હોય તોપણ મને પ્રિય લાગતી નથી, પ્રાણી માત્રને પોતાનો દેહ પ્રિય છતા જેના શરીરમા રામનામ નહિ હોય તેવા દેહનો ત્યાગ કરીશ

આટલુ કહી હનુમાને પોતાના શરીર ઉપરની ચામડી (ત્વચા) કાઢી નાખી, તે વખતે આખા શરીર ઉપર રામનામના ચિન્હ જોવામા આવતા હાજર રહેલા બધા વિસ્મય થયા આવી શ્રીરામ ભક્તિ હનુમાન સિવાય બીજા કોઈ દેવતાઓએ કરી નથી એવો નિશ્ચય થયો શ્રી સીતાજીનો શોધ તેમજ સુગ્રીવ સાથે મિત્રભાવ અને સમુદ્ર તરી જઈ શ્રી સીતાજી સાથે સભાષણ રાવણના બગીચા ( અશોકવન )નું છિન્નભિન્નપણુ, કુમાર ( ઇંદ્રજીત ) વધ લકાનગરી દહન, પાછુ શ્રી સીતાજીનુ શોધન કરી શ્રી રામચદ્રજી પાસે આવવુ, સમુદ્રમા સેતુ ( પાળ ) બાધવા માટે દ્રોણાચલ પર્વતને ઉપાડી લઈ સમુદ્રમા મૂક્યો લક્ષ્મણને મૂર્છા (બેભાન) થવાથી સજીવિની ઔષધિથી કરેલી રક્ષા, શ્રીરામચદ્રજીને શ્રી સીતાજીના વિયોગથી ઉત્પન્ન થયેલા શોકની શાંતિ વગેરે ઉત્તમ કાર્ય હનુમાનજી કરતા હતા

હવે બીજુ હનુમાનજીનું ચરિત કહેવાય છે શ્રીદ્વારિકાપુરીમા શ્રીકૃષ્ણ ભગવાન રહેતા હતા ત્યારે ઇંદ્રદેવનો પરાજય કરી સ્વર્ગ-

આથી પારિજાતક પુષ્પનુ વૃક્ષ લઈને સત્યભામાના બગીચામા રોપ્યુ તે વખતે સત્યભામાને ગર્વ થયો કે શ્રી ભગવાનની સધી સ્ત્રીઓ (પટરાણી)મા હુ વધારે માનિતી થઈ ગરૂડજીને ગર્વ થયો કે મારા જેવો બલવાન પક્ષી બીજો કોઈ નથી, તેમજ સુદર્શન ચક્રને ગર્વ થયો કે બાણાસુરના બાહુ છેદન કરવામા મારા શિવાય કોઈ બીજા શસ્ત્રનો ઉપયોગ થયો નહિ આ પ્રમાણે ત્રણ જણના ગર્વ ઉતારવા શ્રીભગવાને આશ્ચર્યલીલા ઉત્પન્ન કરી

એક વખતે શ્રીભગવાન સત્યભામા પાસે બેઠા હતા તે વખતે તે ઉદાસ ચિત્તમા જોવામા આવ્યા, જેથી સત્યભામા હાથ જોડી વિનયથી પૂછે છે કે હે સ્વામિનાથ! આજે તમારા મનમા ગઇ મોટી ચિંતા ઉત્પન્ન થઈ હોય એવુ મને લાગે છે જેથી સ્પષ્ટ વૃત્તાત મને નહિ કહેશો તા હુ પ્રાણત્યાગ કરીશ મારો વિવાહ (લગ્ન) થયા પછી આજસુધી તમને ઉત્સાહ શિવાય શોકાતુર જોયા નથી, જેથી હવે મારે જીવવાની ઇચ્છા નથી

આવુ સત્યભામાનુ વચન સાભળી શ્રીભગવાન કહે છે કે હે સતિ! મને કોઈ જાતનુ દુઃખ થયુ નથી પરતુ મારા પરમ ભક્તનો વિયોગ થવાથી ચિંતા ઉત્પન્ન થઇ છે જે ભક્ત મને મારા પુત્ર પ્રદ્યુમ્ન તથા મારા દેહથી પણ વિશેષ પ્રિય છે આવુ સાભળી સત્યભામા ફરીથી પૂછે છે કે હે નાથ! જ્યા તમારો ભક્ત હોય ત્યા આપણે બને સાથે જઈએ, તમારો ભક્ત ક્યા છે, તેનુ શુ નામ છે? આવુ સત્યભામા પૂછે છે ત્યારે શ્રીભગવાન કહે છે કે આપણને ત્યા જવામા કાંઈ સંકટ નથી, પરતુ મારા ભક્તની એક જ સાચી ભક્તિ છે, તે હનુમાન નામે પરમ ભક્ત હાલ ગધમાદન પર્વત ઉપર રહે છે, તે પોતાના હૃદયમા કેવલ દૃઢ ભક્તિથી મારુ ધ્યાન ધરે છે, જ્યારે સીતાજીનુ હરણ રાવણે કર્યું તે વખતે મારો રામ અવતાર હતો, તે વખતે એકલાજ હનુમાનની સહાયથી સંગ્રામમા મેં રાવણનો નાશ કર્યો બાદ અશોકવનમા જઈ રાણી

સીતાજીને પાછા લઈ લક્ષ્મણ સાથે અયોધ્યા નગરી જઈ સુખરૂપ નિવાસ કર્યો ત્યારે લક્ષ્મણને શક્તિહીન થવાથી મારે ઉવટ સમય આ તો ત્યારે હનુમાને મારા સમગ્ર રઘુવંશ (કુળ)ની રક્ષા કરી હતી તે હનુમાને કેવળ રામચંદ્ર તથા સીતા સિવાય બીજી કાંઈપણ કલ્યાણ વસ્તુ જોઈ નથી હાલ આ સ્વરૂપે ત્યાં જઈ શકાય નહિ જેથી હું રામનું સ્વરૂપ ધારણ કરીશ પરંતુ સીતાજી સ્વરૂપ તું અથવા રૂક્મિણી ધારણ કરશે કે કેમ ? આ બાબતમાં મને સંદેહ ઉત્પન્ન થયો, કારણ કે તમારા બંનેમાં સીતાજી સ્વરૂપ ધારણ કરવાની શક્તિ છે તેવી બીજી ( તમારા બંને શિવાય ) કોઈમાં શક્તિ નથી

આવું શ્રી ભગવાનનું પ્રિયવચન સાંભળી સત્યભામા કહે છે હે સ્વામિનાથ ! તમે ચિંતા દૂર કરો હું સીતાજીનું સ્વરૂપ ધારણ કરીશ હવે તમારા પ્રિયભક્ત હનુમાનને અહીંઆ બોલાવો

શ્રીભગવાન ગરૂડજીનું સ્મરણ કરે છે તેટલે ગરૂડજી હાજર થઈ પ્રણામ કરી બોલ્યા કે હે નાથ ! હું તમારો દાસ છું જે આપ કહો તે કાર્ય કરવા તયાર છું તે વખતે ભગવાન કહે છે કે હે ગરૂડજી ! ગંધમાદન પર્વત ઉપર જઈ હનુમાનને લઈ આવ ત્યાં જઈને કહેવું કે હાલ દ્વારિકાપુરીમાં સીતા સાથે શ્રીરામચંદ્રજી નિવાસ કરે છે જેથી તને મળવા ઈચ્છા થઈ આટલું વચન હનુમાનને કહેવું

પછી ભગવાન પોતાના સુદર્શન ચક્રને કહે છે કે તારે દરવાજા આગળ રહી જ્યાંરે હનુમાન આવે ત્યારે પ્રથમ મને સદેશ કહ્યા બાદ મારી પાસે લાવવા આ પ્રમાણે આજ્ઞા લઈ ગરૂડજી ગંધમાદન પર્વત ઉપર જઈ હનુમાનને વિનયથી સંદેશ કહે છે જે વખતે ગરૂડજીનો સારો સત્કાર કર્યો બાદ બંને ( ગરૂડ તથા હનુમાન ) શ્રીદ્વારિકાપુરી આવ્યા પછી દરવાજામાં ચક્રને પૂછે છે કે મારા સ્વામી રામચંદ્રજી ક્યાં છે ? ત્યારે ચક્ર જઈ શ્રીભગવાનને

કહે છે કે હનુમાન તમારા દર્શનની ઇચ્છા કરે છે જેથી શ્રી ભગવાને રામસ્વરૂપ ધારણ કર્યું પરતુ સત્યભામા આમતેમ ફરતા છતા સીતાજી જેવુ સ્વરૂપ બરાબર નહિ આવવાથી સતી રૂક્મિણીને કહે છે કે, તુ જલદી સીતા સ્વરૂપ ધારણ કરી મારી સાથે આવવા નિશ્ચય કર, જેથી સતી રૂક્મિણી સીતાસ્વરૂપ ધારણ કરે છે તે વખતે ઘણો સમય વ્યતીત થવાથી ચક્રને કમ્ણ પ્રમાણે જમણા હાથમા પહેરી, હનુમાન નગરમા પ્રવેશ કરી દર્શનાતુર થવાથી એકદમ અત પુરમા ગયા ત્યા બે ભુજાવાળા, કમલ જેવા સુદર નેત્રવાળા, ધનુષ્યબાણ ધારણ કરનારા, દિવ્ય વસ્ત્રાલકાર પહેરેલા, ડાબી બાજુમા સીતાજી સહિત શ્રીરામચદ્ર સ્વરૂપનુ દર્શન કરતા સાષ્ટાગ દડવત પ્રણામ કરે છે

હનુમાનજી પ્રેમાશ્રુ ધારા છોડી આનદપૂર્વક કહે છે કે હે નાથ। હુ તમારો દાસ છુ જેની આજ્ઞા હોય તે કહો ત્યારે શ્રીભગવાન હનુમાનની કુશળતા પૂછી પાસે બેસાડે છે તે વખતે સીતા (રૂક્મિણી) લાડુ (મોદક) લાવી પ્રીતિપૂર્વક હનુમાનને આપે છે, જેનો પ્રસાદરૂપે હનુમાન સ્વીકાર કરે છે પછી શ્રી ભગવાન બોલ્યા કે ઘણો સમય થયો હોવાથી મારી ઇચ્છા મળવાની હતી જેથી ગરૂડને ગધમાદન પર્વત ઉપર મોકલ્યો હવે તારે જ્યા જવુ હોય ત્યા જવા માટે હરકત નથી આવા ઉત્તમ પ્રભાવવાળા અવતાર શ્રીભગવાન લીલારૂપે ધારણ કરે છે જેથી સમસ્ત બ્રહ્માડવને સેવ્ય સેવક ભાવથી માયારૂપે શ્રીભગવાન રક્ષા કરવા સમર્થ છે

## સર્ગ ૪ થો

## વિભીષણચરિત

विभीषण कथावक्ष्ये महाश्चर्यमयीं शुभाम् ॥
या श्रुत्वा मनुज सद्यो रामे भक्ति लमेत् ध्रुवा ॥

**સર્ગ** ચોથામા વિભીષણનુ ચરિત કહે છે જે વિભીષણનો ભક્તિભાવ શ્રીરામમા શી રીતે ઉત્પન્ન થયો તે વૃત્તાત કહેવાય છે

પોતે પુનસ્ત્ય મુનિના પુત્ર તથા રાવણના નાનાભાઈ હતા, જેણે પોતાનો જાતિધર્મ (આસુરીભાવ) ત્યાગ કરી બધુવર્ગ (રાવણ કુંભકર્ણ) વગેરે અગાસનધીઓથી જુદા થઈ શ્રીરામચદ્રને શરણ થઈ, પોતાના ભાઈ રાવણ કુંભકર્ણનો તેમજ લંકાનગરીનો અંત લાવ્યો ગમે તેવા પ્રકારથી શ્રીરામચદ્રજીનું કલ્યાણ કેવી રીતે થાય, તેમજ સીતાજી પાછા શ્રીરામને શી રીતે પ્રાપ્ત થાય, આવા સાચા શુદ્ધ પ્રેમથી રામસ્મરણ કરે છે જેથી રાવણનો વધ થયા પછી લકા નગરીનું રાજ્યસ્થાન તથા ચિરંજીવીપણું (લંબુ આયુષ્ય) ભોગવશે આવુ વાલ્મિકી મુનિએ રામાયણમા સ્પષ્ટ વર્ણન કર્યું છે

વિભીષણને સાચી ભક્તિ શી રીતે ઉત્પન્ન થઈ તે વૃત્તાંત કહે છે એક વખત કોઈ ધનવાન વણિક પોતાની હોડીમા દ્રવ્ય ભરી વ્યાપાર માટે પરદેશ ગમન કરતા મધ્ય સમુદ્રમા હોડી સ્થિર થવાથી આગળ ચાલતી બધ થઈ, તે વખતે વણિક વિચાર કરે છે કે હવે હું શુ કરીશ? ત્યારે હોડીમા બેઠેલો એક મનુષ્ય બોલ્યો કે હાલ અહીંઆ એક મનુષ્યનું બલિદાન આપવાથી તારી હોડી સારી રીતે ચાલશે નહિ તો જળમા ડૂબી જશે ત્યારે વણિક બોલ્યો કે મનુષ્યનુ બલિદાન શી રીતે અપાય? છતા હું પોતે સમુદ્રમા પડવા ઇચ્છા કરીશ, જેથી મારું ધન નાશ પામશે નહિ મારા મરણ પછી મારૂ દ્રવ્ય પુત્રો ભોગવશે આવુ સાભળી એક રોગિષ્ટ વૃદ્ધ પુરુષ શરીરે કોઢવાળો હતો તેણે કહ્યુ કે તુ મારૂ પાલન કરનારો છે, તારું બલિદાન આપવાથી અમારૂં જીવન (રક્ષણ) નાશ પામશે જેથી અમે બધા મરણ પામશુ હુ રોગિષ્ટ તથા વૃદ્ધ છુ માટે મારૂં બલિદાન આપવાથી બધા કુશળ રહે આટલું કહી તે ઘરડો મનુષ્ય રામનામ ઉચ્ચાર કરતા સમુદ્રમા પડવાથી તરત હોડી ચાલતી થઈ, જેથી બધા બેઠેલા સઘળા સુખરૂપ જીવતા રહ્યા રોગિષ્ટ વૃદ્ધ પુરુષ સમુદ્રમા પડતા જળના હાલતા તરગ (લહરી)થી લંકાનગરી તરફ ખેંચાઈ ગયો ત્યા

રાક્ષસો મનુષ્યમાત્ર જાણી જળમાંથી બહાર કાઢી રાજાવિભીષણને ભેટ તરીકે મોકલ્યો, જેને જોઈ પોતાના સેવકોનો સત્કાર રાજા વિભીષણે કર્યો સિંહાસન ઉપર બેસાડી તે મનુષ્યને ભક્તિભાવે પૂજન સત્કાર કરી કહે છે કે આજે અમારો સારો ઉદય થયો કે અમને (રાક્ષસોને) મનુષ્યનું દર્શન થયુ જેથી શ્રીરામનામનો શબ્દ તથા રામસ્મરણ સાથે ભાવ ઉત્પન્ન થયો હવે લંકાનગરીમાં રહી આનંદપૂર્વક સર્વ સુખ ભોગવતા નિવાસ કરો આવુ વિભીષણનુ વચન સાંભળી વૃદ્ધ પુરુષ બોલ્યો કે મને કોઈપણ પ્રકારનુ સુખ ભોગવવા ઈચ્છા નથી, પણ જ્યાંથી ખેંચાઈ આવ્યો ત્યાં પાછુ જવા મારી ઈચ્છા થઈ છે તે વખતે વિભીષણે વિદાય કરતી વખતે મૂલ્યવાન વસ્ત્રઅલંકાર વગેરે ભેટ આપી રામનામ મંત્ર લખી, સમુદ્ર કિનારે આવી રાજા વિભીષણ કહે છે કે હે સમુદ્રદેવ ! આ વૃદ્ધ પુરુષ પોતાની ઈચ્છા પ્રમાણે મૂળ જગ્યામાં જાય ત્યાંસુધી તમારી શાંત લહરીથી સુખરૂપ ત્યાં પહોંચાડશો. વિભીષણ પોતે રામના પરમ ભક્ત હોવાથી તે રોગિષ્ટ (વૃદ્ધ) પુરુષ નિરોગી થવાથી, તેજસ્વી શરીર ધારણ કરી ત્યાં હોડીમાં બેસે છે તે વખતે અન્ય બેઠેલા પુરુષો વિચાર કરવા લાગ્યા કે આ રોગિષ્ટ વૃદ્ધ પુરુષ આપણી સાથે આગળ બેઠો હતો પણ દરિયામાં પડ્યા પછી આવુ દિવ્ય તેજસ્વી શરીર શી રીતે થયુ હશે ? ત્યારે વૃદ્ધ પુરુષ કહે કે મને લંકાનગરી સુધી ખેંચતા રાક્ષસો વિભીષણ પાસે લઈ ગયા બાદ મારી આગતાસ્વાગતા કરી રામનામનો મંત્ર વસ્ત્ર ઉપર લખી નીકળતી વખતે રાજાએ વરુણદેવની પ્રાર્થના કરી સુખરૂપ હુ તમારી પાસે આવ્યો. રાજા વિભીષણનુ વર્તન તથા રામનામનો મોટો મહિમા ગણાય જેથી હું રોગથી મુક્ત થયો. ત્યારબાદ સર્વ કેનારે શ્રીરામભક્તિ વૃદ્ધિ પામી.

# સર્ગ ૫ મો

## શબરીચરિત

शवरी भक्ति माहात्म्यं कथयामि यथाश्रुतम् ॥
परमाश्चर्य जनकं रामभक्ति प्रवर्धनम् ॥

**પાંચમા** સર્ગમાં શ્રીરામ ભક્તિથી આનંદ આપનારૂં શબરીનુ ચરિત કહેવાય છે. દંડકારણ્યમાં મતગ મુનિના આશ્રમની પાસે શબર (ભિલપુત્રી) સ્ત્રી પતિપુત્રવિનાની (વિધવા) જગલમાં રહી કદમૂલ આહાર કરતી રામનામનું ભજન કરતી હતી એક વખત માર્ગમાં દૈવયોગે મતગ મુનિનું દર્શન થયું. પ્રાતઃકાલે સ્નાન કરી આશ્રમમાં પહોચતાં એકદમ શબરી વિચાર કરવા લાગી કે મારે આવા પવિત્ર મુનિની સેવા શી રીતે કરવી? જેનું દર્શન પણ દુર્લભ હોય તેની સેવા કરવી અશક્ય છે. પછી મનમાં વિચાર થયો કે રસ્તામાં આશ્રમની આજુબાજુ જગ્યામાં કાંટા તથા પથ્થર કાઢી નાંખી ઊંચીનીચી જગ્યાને સરખી કરીશ, પણ હાલ મુનિને ખબર પડે નહિં. સાયકાલે આશ્રમમાં ચોડાં બાળવાનાં લાકડાં ( ઇંધન ) મૂકી આવીશ, જેથી મારો સેવાધર્મ બહારથી થઈ શકે. આવું થવાથી મને કોઈ વખત મુનિ પસન્ન થશે

એક વખતે આશ્રમ પાસે મતગ મુનિ ફરતા હતા ત્યાં આજુબાજુની પવિત્ર સાફ જગ્યા જોઈને શિષ્યને પૂછે છે કે અહીંઆં રસ્તો સાફ સ્વચ્છ કોણ કરે છે? તેમજ આશ્રમ પાસે ઇંધન કોણ મૂકી જાય છે? તે વખતે સાયકાલે એક શબરી ( ભિલસ્ત્રી ) શિષ્યની નજરે જોવામાં આવી તેને શિષ્ય પૂછે છે કે તું કોણ છે, દરરોજ આશ્રમનો આજુબાજુ રસ્તો સાફ કરી ઇંધન શા માટે મૂકી જાય છે. માટે મારા ગુરુ ( મતગમુનિ ) પાસે ચાલ. આવું સાંભળી તે શબરી (સ્ત્રી) ભયભીત થઈ ગુરુ

સન્મુખ ઉભી રહી. તે વખતે સર્વ વૃત્તાંત પૂછ્યું, ત્યારે શબરી બોલી કે હું ભાગ્ય વિનાની નીચજાતિ (ભિલ)માં ઉત્પન્ન થવાથી મારાથી ગુરુસેવા શી રીતે થાય ? આવા હેતુથી અરણ્યમાં રહી બહારની સ્વચ્છતા મારાથી જે કાંઈ સેવારૂપે થઈ શકે તે કરવા હું પ્રાર્થના કરૂં છું.

શબરીનું આવું કહેવું સાંભળી મતંગમુનિ શિષ્યને કહેતા હતા કે આપણા આશ્રમ પાસે ભલે એ સુખરૂપ રહે, તેમજ એને ખાવા માટે સારો બંદોબસ્ત કરવો. શબરી કહે કે મને કાંઈ ખાવાનું જોઈતુ નથી, પરતુ મારી સારી ગતિ થાય આવી મારી નમ્ર વિનતી છે. મારો મોક્ષ થાય તેવું સાધન કહો.

ત્યારે મુનિ શબરીના રહેવાસના સ્થાન આગળ જવા લાગ્યા તેથી દડકારણ્યમાં બીજા બધાઓ મતગમુનિ પાસે જવાઆવવાનો બધો વ્યવહાર બધ કરતા હતા, છતાં મુનિ શાંત ગુણવાળા હોવાથી કોઈ જોડે દ્વેષભાવ રાખ્યો નહિ, કારણ કે જેનું મન પવિત્ર હોય તેને કાંઈપણ કલક લાગે નહિ. એક વખતે મુનિએ પોતાના શિષ્યને કહ્યું કે હવે મારૂ શરીર નાશ પામને માટે પવિત્ર દર્ભાસન પાથરી પોતે સૂઈ ગયા, જેથી બધા શિષ્યો રડવા લાગ્યા ત્યારે શબરી પણ રૂદન કરતી સન્મુખ ઉભી હતી ત્યા મુનિ કહે છે કે હે શબરી ! તારે સતાપ કરવો નહિ, શ્રીરામ (દશરથપુત્ર) સાક્ષાત્કાર વિષ્ણુ ભગવાન છે, જેનો નિવાસ હાલ અયોધ્યાનગરીમા છે, તેનુ ભજન કરવાથી તને સ્વર્ગસ્થાન મળશે. હવે તારે રામનામ ઉચ્ચાર કરવો જેથી મારી સેવાનુ ફળ મળશે, તારે દડકારણ્યમાજ રહેવુ. આવો સાચો બોધ કરી પોતે દેવલોક થયા. મુનિને સ્વર્ગસ્થાન મળ્યું. શબરી અરણ્યમા રહી કંદમૂળ આહાર કરતી રામનામ બોલતી કેવલ રામદર્શનની ઈચ્છા કરતી હતી. એક વખતે કંદમૂળ એકઠા કરી પોતાની ઝૂંપડી (પર્ણકુટિ)મા બેસી રાત્રે વિલાપ કરવા લાગી, જ્યારે મધ્ય રાત્રી થઈ ત્યારે રામના દર્શન માટે

આમ તેમ ફરવા લાગી, બીજે દિવસે સવારમાં જલ લેવા ગઈ હતી ત્યારે માર્ગમાં એક તપસ્વી (મહાત્મા) સ્નાન કરી રસ્તામાં જતા હતા, જેની પ્રદક્ષિણા શબરી કરતી હતી જેથી શબરીના શરીરની છાયા મુનિના ચરણ ઉપર પડવાથી એકદમ ક્રોધાતુર થઈ મુનિ પાછા સ્નાન કરવા ગયા. તે વખતે જલમાં અપવિત્ર વસ્તુ ( માંસ લોહી કીડા વગેરે ) જોઈ વિચાર કરવા લાગ્યા કે હાલ જલમાં અપવિત્ર વસ્તુ શી રીતે માલમ પડે છે ? છતાં તેવા જલમાં સ્નાન કરી પાછા પોતાને સ્થાને ગયા.

શબરીએ પ્રથમથી જલનો ઘડો પર્ણકુટિમાં ભરી રાખ્યો હતો. જેમાં પવિત્ર નિર્મળ જળ હતું. થોડો સમય ગયા પછી લક્ષ્મણ સાથે શ્રીરામચંદ્રજી શબરીના સ્થાન પાસે પૂછવા લાગ્યા કે હાલ શબરી ક્યાં છે ? રામનું દર્શન થતાં બહાર આવી આંગણામાં ઊભી થઈ આનંદરૂપે નૃત્ય કરતી હતી. અપૂર્વ દર્શનની ઇચ્છા પૂર્ણ થઈ. હસતા હસતાં લક્ષ્મણ શબરીને કહે છે કે તુ જે નામનો ઉચ્ચાર કરે છે તે સાક્ષાત્ શ્રીરામ તારી સન્મુખ ઊભા રહ્યા છે માટે તારે અતિથિ સત્કાર કરી ઇચ્છા પૂર્ણ કરવી

લક્ષ્મણનું કહેવું સાંભળી શબરીએ સાષ્ટાંગ પ્રણામ કર્યા. આસન ઉપર બેસાડી શ્રીરામનું પૂજન કર્યું. સંગ્રહ કરેલા કંદમૂલ અર્પણ કર્યા બાદ બીજાં નવીન ફલ લઈ પાછી આવી તે વખતે દંડકારણ્યમાં રહેનારા સર્વ મુનિઓ શ્રીરામનુ દર્શન કરી પરસ્પર કુશલતા પૂછવા લાગ્યા, શબરી ભાગ્યશાલી થઈ, જેનો સ્પર્શ થવાથી મતંગમુનિ સાથે લાંબા વખતનો સ્નેહ સંબધ મરણ સમયે છોડી દીધો.

સર્વ મુનિઓ શ્રીરામની પ્રાર્થના કરી કહેવા લાગ્યા કે હે નાથ ! જલમા અપવિત્ર વસ્તુ (માસ લોહી કીડાઓ) શું કારણથી ઉત્પન્ન થયું ? હવે જલની શુદ્ધિ કરવા તમે સમર્થ છો ત્યારે લક્ષ્મણ કહે છે કે તમે સર્વ મુનિઓ સંસારવૈભવ છોડી એકાંતમાં રહો છો. તમે જેવું સદાચાર વર્તન પાળશો તેને જોઈ બીજા સંસારી મનુષ્ય

આચરણ કરશે મતગમુનિની કૃપાથી શબરીને ભક્તિભાવમા વિશેષ પ્રીતિ થઈ જલમા જે કાઈ અપવિત્ર વસ્તુ પડી છે તેનુ મૂળ કારણ એક જ છે કે તમે દ્વષભાવથી શબરીનો તિરસ્કાર કર્યો, જેથી જલમા દોષ માલમ પડ્યો શબરીના શરીરની છાયા મુનિના ચરણમા પડવાથી પાછા સ્નાન કરવા ગયા તેમજ તમે છેવટે મતગમુનિનો દ્વેષ કર્યો જેથી જલમા વિપરીત પરિણામ થયુ હવે તમે બધા શબરી પાસે જઈ પ્રાર્થના કરશો જેથી પૂર્વ પ્રમાણે પવિત્ર જલ થશે

લક્ષ્મણનું શુદ્ધ પ્રેમભાવવચન સાભળી મતગમુનિના શિષ્ય ગણ તથા શબરીના દ્વષ કરનારા મુનિઓ એકઠા થઈ શબરીને લઈ જલસ્થાન પાસે ગયા તે વખતે શબરી રામનામ ઉચ્ચાર કરતી પોતાના હાથે ઘડામા જલ ભરતી હતી તે વખતે પ્રથમ પ્રમાણે નિર્મળ જલ થયુ શ્રીરામચદ્રજી પ્રસન્ન થઈ શબરીને કહે કે તને જે કાઈ જોઈએ તે હુ આપીશ ત્યારે શબરી બોલે છે કે હે નાથ! તમારી ભક્તિ શિવાય મને કાઈ જોઈતુ નથી સસાર વૈભવથી મુક્ત થાઉ એવુ જ્ઞાન આપો જેથી શ્રીરામે તથાસ્તુ કહ્યુ ત્યારે પોતાનો દેહ મુક્ત થઈ વિમાનમાર્ગે શબરી સ્વર્ગમા ગઈ શબરીના શરીરનો અગ્નિસસ્કાર શ્રીરામે કર્યો સર્વ મુનિઓ કહેવા લાગ્યા કે આ શબરીને સ્વર્ગસ્થાન કેવળ રામનામભક્તિથી મળ્યુ

માટે જે મનુષ્ય શુદ્ધ ભાવથી રામનામ ઉચ્ચાર કરે તેની સંસારવાસના દૂર થાય આવુ શબરીચરિત પ્રત્યક્ષ પ્રમાણ માની સર્વ મુનિઓ શ્રીરામચરિત્ર વર્ણન કરતા પોતપોતાને સ્થાને ગયા

# સર્ગ ૬ ટ્ઠો

## અજામિલચરિત

**अजामिलकथा वक्ष्ये परमाश्चर्यकारिणीम् ॥**
**यस्यां नाम्नश्च माहात्म्यं व्यक्तिचक्रे जनार्दन ॥**

છઠ્ઠા સર્ગમા અજામિલ ( બ્રાહ્મણ )ચરિત કહેવામા આવશે. શ્રીજનાર્દન ( ભગવાન )નુ નામ પાતકી ( પાપી )ને સંસારદુઃખ તરવા મુખ્ય સાધન છે જે વિષયમા સ્પષ્ટ વૃત્તાંત કહે છે કાન્યકુબ્જ ( કનોજ ) દેશમા અંતર્વેદી ધનવાન બ્રાહ્મણ અજામિલ નામે હતો સદાચારથી ભ્રષ્ટ થઈ વેશ્યાસંગ થવાથી માંસમદિરા ખાઈ પોતાના બ્રાહ્મણકર્મથી રહિત, સંધ્યા દેવપૂજન વગેરે વેદધર્મઆચરણ છોડી દઈ, ગામબહાર વેશ્યા સાથે એક મકાનમા રહેતો હતો પોતાના રહેવાના ઘર આગળ સાયંકાલે કોઈ અતિથિ શાલગ્રામ ( વિષ્ણુ )ની મૂર્તિ લઈ નિવાસસ્થાન શોધતો ત્યા આવ્યો તે વખતે અજામિલ કાંઈ કામ માટે ઘરબહાર ગયો હતો, પરંતુ વેશ્યા પૂછવા લાગી કે તમે કોણ છો ક્યાથી આવ્યા છો ? ત્યારે અતિથિ કહે કે હું ગામમા રહેવા ગયો ત્યાથી કોઈ એક મનુષ્યે કહ્યુ કે તમે ગામબહાર અજામિલને ઘેરે જાઓ જે તમારી સેવા કરશે તેથી હું અહીં આવ્યો ત્યારે વેશ્યા કહે કે ભલે પધારો, અજામિલ હમણા થોડા વખતમા આવશે

વેશ્યને ત્યા જઈ અતિથિ માટે ભોજનસામગ્રી તૈયાર રાખી વેશ્યાએ જલ માટે કૂવો બતાવ્યો જેથી અતિથિ રસોઈ તૈયાર કરી ભોજન કરી સૂઈ ગયા મધ્યરાત્રી થતા મદિરાપાન કરી અજામિલ આવતા જ્યા અતિથિ સૂતા હતા ત્યા લઈ ગઈ સવારમા ઊઠી અતિથિ બીજે સ્થાન જવા તૈયારી કરતા વેશ્યા અજામિલને કહે કે તમે પ્રાર્થના કરો કે હુ પુત્રવાન નથી માટે તમારી

કૃપાથી એક પુત્ર થાય. આવું સાંભળી અતિથિ કહે કે તારો ઉદ્ધાર કરનાર એક પુત્ર થશે. બાદ અતિથિ ચાલતા થયા. થોડો સમય પછી ગર્ભ રહેવાથી વેશ્યાને એક પુત્ર થયો, જેનું નામ નારાયણ પાડયું. યુવાવસ્થા પ્રાપ્ત થતાં અજામિલને પુત્ર ઉપર પ્રેમ વધતો ગયો. જ્યારે અજામિલ મરણપથારીવશ થતાં વેશ્યા ( શૂદ્ર સ્ત્રી ) રડતી હતી યમરાજ દૂતોને કહે છે કે કાન્યકુબ્જ ( કનોજ )માં અજામિલ બ્રાહ્મણ છતાં પોતાના સદાચારથી ભ્રષ્ટ હોવાથી અહીંઆં યમપાશથી બાંધી લાવી નરકસ્થાનમાં રાખવો. જેનું દુષ્ટ કર્મ હોવાથી પાપી અજામિલ મારી નજરે આવે નહિ. આવું યમરાજનું કહેવું સાંભળી યમદૂતો જઈ યમપાશમાં બાધવા લાગ્યા, જેને જોઈ ત્રાસ પામી પોતાના નારાયણ નામના પુત્રને બોલાવે છે તે વખતે શ્રીભગવાનના દૂતો શંખ, ચક્ર, ગદા ધારણ કરનાર, તુલસીની માળા પહેરી ત્યાં હાજર થયા. પછી યમદૂતો સાથે વાદવિવાદ કરવા લાગ્યા. બાદ અજામિલને યમપાશથી છોડાવી વૈકુંઠસ્થાનમાં લઈ ગયા.

યમદૂતો પાછા આવી યમદેવને કહેવા લાગ્યા કે અમને અજામિલને લાવવામાં ઘણું કષ્ટ ઉત્પન્ન થયું. આવું સાંભળી યમરાજ પોતાના ચિત્રગુપ્તને પૂછે છે કે અજામિલનું શું કર્મ શુભ છે તેની તપાસ કરો ત્યારે ચિત્રગુપ્ત બોલ્યા કે અજામિલ મહાપાપી હતો. પરંતુ મરણસમયે તમારા દૂતોને જોઈ ભયભીત થવાથી પુત્ર નારાયણને બોલાવતા શ્રીભગવાને પોતાના દૂતો મોકલ્યા, જેઓ તેને વૈકુંઠમાં લઈ ગયા. યમરાજને શ્રીભગવાન વચન કહે છે કે યમરાજ ! મરણસમયે જે કોઈ મનુષ્ય મારું નામ ઉચ્ચારણ કરે તેને તમારો ભય રહે નહિ. અંતસમયે હરિનામ ઉચ્ચાર કરવાથી પાતકી અજામિલનો ઉદ્ધાર થયો પુત્રના નારાયણ શબ્દનામે અજામિલ મોક્ષ પામ્યો છતાં શુદ્ધ ભાવથી દરરોજ ભગવનનામસ્મરણ કરે છે, તેની ઉત્તમ ગતિ થશે.

# સર્ગ ૭ મો

## જટાયુચરિત

जटायुचरितं वक्ष्ये महानंदप्रदायकम् ॥
अयोध्यायां रघुश्रेष्ठो राजा दशरथ सुत ॥
ज्येष्ठ रामं यौवराज्येऽभिषेक्तुमुपचक्रमे ॥

**સાતમા** સર્ગમા આનદ આપનારૂ જટાયુચરિત કહેશે રઘુકુલમા ઉત્પન્ન થયેલા પ્રતાપી દશરથ રાજા પોતાના જ્યેષ્ઠ પુત્ર શ્રીરામના રાજ્યાભિષેકની તૈયારી કરે છે, તે વખતે કૈકેયી (ભરતમાતા) રાણીએ વિઘ્ન ઉત્પન્ન કર્યું કે રામે સીતા સાથે ચૌદ વર્ષ વનવાસ રહેવુ તથા મારા પુત્ર (ભરતને) રાજ્યગાદી આપવી આવુ વરદાન દશરથ રાજા પાસે કબૂલ કરાવ્યુ, જેથી શ્રીરામચદ્રે પિતાની ધર્મમર્યાદા (પ્રતિજ્ઞા) પાળવા સીતા તથા ભાઈ લક્ષ્મણ સાથે દડકારણ્યમા નિવાસ કર્યો, જ્યા ઘણા રાક્ષસોનો નાશ કરતા હતા એક વખત શ્રીરામ પચવટીમા લક્ષ્મણ તથા સતી સીતા સાથે રહેતા હતા ત્યારે ખરદૂષણ રાક્ષસોની બહેન શૂર્પણખા શ્રીરામ પાસે આવી કહેવા લાગી કે તમારૂં સ્વરૂપ જોઈ મને ઘણી કામવાસના ઉત્પન્ન થઈ છે પ્રીતિપૂર્વક તમારી જોડે ભોગ ભોગવવા મારૂ મન આતુર થયુ છે ત્યારે શ્રીરામ કહે છે કે, અહીંઆ હું સ્ત્રી સાથે રહુ છુ પરતુ દરવાજા આગળ મારા નાના ભાઈ લક્ષ્મણ સ્ત્રી શિવાય છે જેની જોડે તારી ઇચ્છા પૂર્ણ કર. શૂર્પણખા એકદમ લક્ષ્મણ પાસે જઈ પોતાની ઇચ્છા બતાવતી હતી જેથી લક્ષ્મણ બોલ્યા કે હું મોટાભાઈનો સેવક છુ મારી પાસે રહેવાથી તુ દાસીરૂપ ગણાશે માટે તારે પાછુ રામ પાસે જવુ આવુ સાભળી શૂર્પણખા રામ પાસે ગઈ જ્યા સીતાજીને ભક્ષણ (મારી નાખવા) ઇચ્છા કરે છે તે વખતે

કરી, આવું નિંદિત કર્મ શા માટે કરે છે? હાલ પર્ણકુટી (આશ્રમ) મા શ્રીરામલક્ષ્મણ નહિ હોવાથી સતી (જાનકી)ની ચોરી કરવા સમર્થ થયો ' યજ્ઞસ્થાનમાથી પવિત્ર વસ્તુ કૂતરો લઈ જાય તેવું બાહ્મ નિંદિત કાર્ય કરવું તારા જેવા જ્ઞાનીને શોભતું નથી માટે મેં નિશ્ચય મ ૮૫ કર્યો કે હું તને મારીશ હાન વૃદ્ધ થયો તેમજ શસ્ત્રઅસ્ત્ર વિના આવ્યો છુ છતા મારા જીવતા સુધી સતી સીતાજીને હરણ કરી લકાનગરી લઈ જવા તું સમર્થ નથી

જટાયુ એ કમ કૂદકો મારી રાવણના મસ્તક ઉપર પડતા ક્રોધાતુર થયેલો રાવણ શસ્ત્રપ્રહાર કરતો હતો ત્યારે જટાયુ ચાચ તથા પાખ અને પગના નખવડે રાવણ સાથે યુદ્ધ કરતા શરીરમા વેદના (દુખ) થવાથી રાવણે એકદમ અગ્ન્યાસ્ત્ર માણ મારી પાખ બાળી નાખવાથી જટાયુ જમીન ઉપર પડતા એકદમ સીતાને લકાનગરી લઈ ગયો જટાયુના પ્રાણ કેવલ રામના દર્શન તથા સદેશ કહેવા રહ્યા હતા પર્ણકુટીમા સીતાજી નહિ મળવાથી બને ભાઈઓ શોધ કરવા લાગ્યા માર્ગમા જટાયુને જોઈ રામ-નામ ઉચ્ચાર કરતો હતો તે વખતે લક્ષ્મણ પૂછે છે કે હે ભાઈ! રામનામ બોલે છે તે કોણ છે? બાદ વૃત્તાન પૂછતા શકા થઈ કે પાખ કોણે બાળી તથા આવી દશા કોણે કરી? ત્યારે જટાયુ પૂછે છે કે તમે કોણ છો? જેથી લક્ષ્મણે સર્વ વૃત્તાત દડકારણ્યનું કહ્યું

જટાયુ કહે છે કે મને રાવણ અગ્ન્યાસ્ત્ર માણ મારી સતીને લઈ જતો હતો મે ઘણું યુદ્ધ કર્યું પણ મારી આવી દશા (મરણ પ્રાપ્ત) રી છતા કેવલ રામનામના આધારથી જીવતો રહ્યો મેં રાવણને યુદ્ધમા જમીન ઉપર ફેંકી દીધો જેથી મારી નિર્બલ સ્થિતિ થવાથી લકાનગરી તરફ સતીને લઈ ગયો હવે મને શ્રીરામના દર્શન થવાથી ઇચ્છા પૂર્ણ થશે

આવું જટાયુનું છેવટનું વચન સાભળી શ્રીરામને દયા ઉત્પન્ન થવાથી પ્રેમાશ્રુધારા છોડી જટાયુને સ્પર્શ કરતા તે (જટાયુ)

પ્રાણમુક્ત થયો. પછી કાષ્ટની ચિતા તૈયાર કરાવી અગ્નિસંસ્કાર થતા બાદ દાહાંજલી આપી. શ્રીરામે જટાયુનિમિત્ત બીજા પક્ષીઓને માંસથી તૃપ્ત કર્યા. જટાયુનો સ્વર્ગવાસ થયો.

આવું જટાયુવૃત્તાંત સાંભળી દંડકારણ્યવાસી મુનિઓ પ્રસન્ન થયા. શ્રીરામની પ્રશંસા કરતાં બોલ્યા કે રાજા દશરથનું ભાગ્ય મોટું છે, છતાં આવા સાચા (શ્રીરામ) રત્નને વનવાસ સેવન કરવો પડ્યો. જટાયુ પરમ ભાગ્યશાલી ગણાયો. પ્રાણીમાત્રની રામમાં પરમ ભક્તિ થવાથી સારી ગતિ થશે. શ્રીરામ જટાયુનું શ્રાદ્ધ (ઉત્તરક્રિયા) પોતે કરતા હતા. જટાયુ પક્ષી છતાં જન્મ ધારણ ઉત્તમ ગણાય. આવું શુભ ચરિત શ્રવણ કરવાથી પોતે પરમ ભક્ત ગણાય છે.

## સર્ગ ૮ મો

अंबरीषकथां वक्ष्ये सद्योभक्तिविवर्धिनीम् ॥
राजर्षिरंबरीषोऽभूत् अयोध्यायां महायशः ॥

### અંબરીષચરિત

આઠમા સર્ગમાં અયોધ્યા નગરીમાં ઉત્પન્ન થયેલા શ્રી ભગવાનના પરમ ભક્ત રાજર્ષિ અંબરીષનું શુદ્ધ ચરિત કહેશે. પરમભક્તિવાળા, દયાદાન ધર્મશીલ અને બાલકથી આરંભી વૃદ્ધ સુધી સર્વ પ્રજાનું રક્ષણ કરતા હતા. પોતાના પરંપરા રાજાઓની આજ્ઞા પાલન કરતા, એકાદશી વિગેરે વ્રતનિયમ ઉપોષણ તથા જાગરણ કરી બીજે દિવસે (બારસમાં) પ્રાતઃકાલમાં રાજા વિષ્ણુપૂજન કરતા હતા. થોડો સમય જતાં કેટલાક શિષ્ય સહિત રાજભવનમાં દુર્વાસા મુનિ આવ્યા. વિધિપૂર્વક પૂજન કરી અતિથિસત્કાર થતાં મુનિએ ભોજનની ઇચ્છા બતાવી. રાજા કહે કે મારૂં આજે મોટું ભાગ્ય થયું કે આજ બારસમાં આપ શિષ્ય-

સહિત ભોજન કરવા ઇચ્છા કરો છો માટે સ્નાન કરી જલદી પધારશો એટલે ભોજનની બધી તૈયારી થશે. બાદ નદીમા સ્નાન કરવા ગયા પાક તૈયાર થવાથી અંબરીષ રાજા મુનિની વાટ જુએ છે બારસ માત્ર એક ઘડી બાકી રહી છતા મુનિ આવ્યા નહિ. જેથી રાજા વિચાર કરે છે કે હવે મારે શુ કરવુ? કારણ કે એકાદશી વ્રત કરી બારસ (પર્વણી) છોડી તેરસમા પારણા (ભોજન) થશે તો મારો વ્રત (નિયમ) ભગ થશે આટલુ કહી પોતાના કુલગુરુ (પુરોહિત)ને બોલાવી વ્રતનિયમ ભગ નહિ થાય માટે મારે શુ કરવુ? આનો કોઈ ઉપાય શોધી કાઢો! પુરોહિતે રાજાને કહ્યું કે તમારા સંપૂર્ણ વ્રતનિયમ માટે શ્રી વિષ્ણુ ભગવાનનું ચરણામૃત ગ્રહણ કરવુ જેથી વ્રત ભગ થાય નહિ જે વખતે ચરણામૃત એક અજલી રાજા પાન કરે છે તેટલે મુનિ આવતા પ્રાર્થના કરે કે હવે ભોજન સમય થયો, જે સાભળી એકદમ ક્રોધ કરી દડ લઈ રાજાને મારવા જતા મોટો કોલાહલ થયો છતા રાજા શાતિથી કાઈ પણ બોલ્યા નહિ દુર્વાસા મુનિ રાજસ્થાન છોડી પ્રયાણ કરતા હતા તેટલે સામે સુદર્શનચક્ર જોઈ બ્રહ્મદેવના આશ્રય લેવા ગયા ત્યા રક્ષણ નહિ થવાથી બ્રહ્મદેવની સાથે વૈકુઠપુરી ગયા જ્યા શ્રી વિષ્ણુ ભગવાન કહે છે કે તમારી રક્ષા મારાથી હાલ થાય તેમ નથી મારા પરમભક્ત અબરીષને રક્ષા માટે સુદર્શનચક્ર આપ્યુ જે કોઈ રાજાનો અપરાધ કરશે તેને બાળી ભસ્મ કરશે હવે શાતિ થવાનો ઉપાય કહુ છુ કે આપણે બધા ભક્તરાજ અબરીષ પાસે જઈએ

શ્રી ભગવાનનુ શુભ વાક્ય સાભળી બધા અબરીષ સમીપ ગયા, ત્યા જન અન્ન વિગેરે આહાર છોડી હરિસ્મરણ કરતા હતા રાજાએ સર્વનુ યોગ્ય સન્માન પૂજન કર્યું બાદ શ્રી ભગવાન પ્રસન્ન થઈ રાજાને કહે છે કે હે ભક્ત રાજન્! તારા પુણ્યપ્રભાવને નહિ જાણવાથી કારણ વિના દુર્વાસા મુનિ કોપાયમાન થયા હવે

તારા વચનથી ચક્રનો તાપ શાંત થાય મુનિને શિષ્યવર્ગ સાથે ભોજન કરાવી તારે ભોજન કરવું તારૂં અખંડ રાજ્યઐશ્વર્ય કાયમ રહેશે બીજી કાંઈ ઇચ્છા હોય તો પૂર્ણ કરીશ આવું શુભ વચન સાંભળતા રાજાએ ચક્રનો સંતાપ દૂર કર્યો તમારા તથા પ્રહ્લાદેવના દર્શનથી હું પવિત્ર થયો, જન્મજન્માંતરમાં તમારા ચરણમાં દૃઢ ભક્તિ રહે એટલી પ્રાર્થના છે આપ જેવા ભાગ્યશાળી રાજાઓ ઉત્પન્ન થવા દુર્લભ છે પછી રાજાએ મુનિને ભોજન કરાવી પોતે ભોજન કર્યું મુનિને વિદાય કર્યા. પ્રાણિમાત્રનો અહંકાર ઈશ્વરમાં દૃઢ વિશ્વાસ રાખવાથી દૂર થાય

## સર્ગ ૯ મો.

### અંબરીષચરિત [ચાલુ]

अथापरं प्रवक्ष्यामि तद् भक्तिचारितं पुन ॥
यथा प्रसिद्ध लोकेऽस्ति महदाश्चर्यमुत्तमम् ॥

**નવમા** સર્ગમાં રાજા અંબરીષની ભક્તિવિષય કહે છે એક માંડલિક રાજા હતો જેને એક કન્યા હતી, જેને પુત્ર પ્રમાણે રાજા સુખરૂપે રાખતો હતો મોટી વયવાળી થવાથી રાજાએ વિચાર કર્યો કે કોઈ સદાચાર પાળનારા રાજકુમાર સાથે મારી પુત્રીનો વિવાહ કરવો લગ્નની તૈયારી થતી જોઈ રાજકન્યા પોતાના પિતાને કહે છે કે ગમે તેવા કોઈ અભણ દુરાચારી કુમાર સાથે અને પરણાવશો નહિ આપ મનથી મારો વિવાહ અંબરીષ રાજા જોડે નિશ્ચય કર્યો છે માટે બીજા જોડે પરણાવશો તો પ્રાણત્યાગ કરીશ આવું કન્યાનું વચન સાંભળી પોતાની રાણીને કહે છે કે આ કન્યાનું મન કાંઈ વિક્ષિપ્ત થયું હશે ? અંબરીષરાજા મારા કરતા ઘણા મોટા હોવાથી મારી પુત્રીનો કેવી રીતે સ્વીકાર કરશે ? માટે કોઈ સારો ઉપાય શોધી પુત્રીનું મન શાંત રાખવું ત્યારે રાણી કહે કે હાલ વિવાહની તૈયારી બંધ રાખવી જ્યારે થવાનું

હશે ત્યારે થશે. આખા નગરમાં વાર્તા ચાલી રહી કે બીજા ઘણા રાજાઓને ખબર થઈ, તેવી રીતે અંબરીષ રાજાએ વિચાર કર્યો કે મારી જોડે લગ્ન માટે કુમારી ઇચ્છા કરે છે જેથી એનો સ્વીકાર કરવો.

થોડા વખત ગયા પછી કન્યાપિતાએ શુભ પત્રિકા લખી અંબરીષ રાજાને મોકલી કહ્યું કે હું નાનો રાજા છું. વરયાત્રા લઈ તમારે જાતે આવવાની જરૂર નથી. પરંતુ હું તૈયારી કરી મારી નગરી સમીપ આવી પુત્રીનો વિવાહ કરીશ, આવી મારી પ્રાર્થના સ્વીકારશો. આટલું પોતાના દૂત સાથે સંદેશો મોકલતાં અંબરીષ બોલ્યા કે માન તથા અપમાન લૌકિક વ્યવહાર કહેવાય છે. જ્યાં આવો પ્રસંગ હોય ત્યાં મોટા નાના સમાન ગણાય. ત્રણ ભુવનના અધિપતિ છતાં ગણિકા (પિંગલામોક્ષ), ગોપિકા, શબરી, કુબ્જા વિગેરેનો મોક્ષ કર્યો. તેવી રીતે તમારી કન્યા મારી જોડે વિવાહ (લગ્ન) કરવા ઇચ્છા કરે છે તેમાં બીજી ભાવના રાખવી નહિ. હું તમારા નગરમાં જાતે આવીશ. ધનસંપત્તિથી કોઈ મોટા ગણાય નહિ. લક્ષ્મી કોઈની સ્થિર નથી. શ્રીપ્રભુચરિત્ર જાણી શકાય નહિ. અંબરીષ રાજાનું શુભ વચન સાંભળી પુરોહિત (કુલગુરુ)ને બોલાવી લગ્નમુહૂર્ત, કુંકુમપત્રિકા વિગેરે સઘળી તૈયારી કરતાં અંબરીષ રાજા ગીત, વાદિત્ર, નૃત્ય તથા ગાયન કરનારાને લઈ જ્યાં ઉતરવા સ્થાન નિર્માણ કર્યું હતું ત્યાં આનંદમાં રહ્યા.

રાજકુમારિકા વિષ્ણુપૂજન કરી રાત્રે જાગરણ કરી સાભાગ્યવૃદ્ધિ કરનારી દેવીની પ્રાર્થના કરતી હતી. જેને જોઈ અંબરીષ પ્રસન્ન થયા કે આવી ઉત્તમ સ્ત્રી શ્રીપ્રભુકૃપા શિવાય મળે નહિ. પ્રભુભક્તિ કરી સંસાર તરવા ઉત્તમ સાધનરૂપે મને સ્ત્રી મળશે. વિધિપૂર્વક વિવાહપ્રસંગ પૂરો થયા બાદ વિદાય કરવાથી અંબરીષ પોતાની નગરી ગયા. થોડા સમય પછી રાણીને એક કન્યા

ઉત્પન્ન થઈ, જેનુ સુમતિ નામ રાખ્યુ કુમારિકાનુ દિવ્ય સ્વરૂપ જોઈ નારદજી તથા પર્વતમુનિ અબરીષ રાજાને કહે કે આ કન્યાનો વિવાહ અમારી સાથે કરો ત્યારે રાજા કહે છે કે તમે બનેમા મારે કોની સાથે પરણાવવી ?

રાજાનુ વચન સાભળી મતલબ સિદ્ધ કરવા બને મુનિઓ અનુક્રમે શ્રીભગવાન પાસે જઈ રાજકન્યા પરણુના પોતાની ઇચ્છા બતાવતા હતા રાજાએ નિશ્ચય કર્યો કે મારી કન્યા જેના કંઠમા સ્વયવરરૂપે માલા અર્પણ કરે તેની સાથે વિવાહ કરીશ. નારદજી શ્રી ભગવાનને કહે છે કે મારુ સુદર સ્વરૂપ બનાવો તેવી રીતે પર્વતમુનિએ પ્રાર્થના કરી હતી બને મુનિઓની શરીરકાંતિ સુદર બનાવી છતા મુખનો આકાર વાનરજાતિનો બનાવી બનેને વિદાય કર્યા

અબરીષ રાજા કન્યાવિવાહ (સ્વયવર)ની તૈયારી કરાવતા હતા જ્યા દેશદેશના રાજામહારાજાઓ, મહર્ષિઓ તેમજ શ્રી ભગવાન હાજર થતા હાથમા વરમાલા લઈ ભગવતસ્મરણ કરતા ચાર બાજુ નજર કરતી જ્યા શ્રીજગદીશ હતા ત્યા જઈ કંઠમા માલા પહેરાવી જયજય મગલ શબ્દ સાભળીતા કેટલાક ધૂર્ત રાજાઓ માહોમાહે લડવા તૈયાર થયા

શ્રી ભગવાન પોતે કન્યાનો સ્વીકાર કરે છે ત્યારે નારદજી તથા પર્વતમુનિ સન્મુખ ઊભા રહી ક્રોધરૂપે વચન કહેતા હતા કે અમને બનેને છલભેદ કરી તમે રાજકન્યા હરણ કરી લઈ જાઓ માટે તમારી સ્ત્રીનુ હરણ છલભેદથી દૈત્ય ( રાવણ ) કરશે અમારુ મુખ વાનરનું બનાવ્યુ માટે તમારો મિત્ર વાનર (હનુમાન, નીલ, અગદ વિગેરે ) થશે, જેની સહાય લઈ સતી સ્ત્રી ( સીતા )- નુ હરણ કરનાર ( રાવણ ) રાક્ષસનો નાશ કરશો

મુનિવચન સાભળી શ્રી પ્રભુ કહે કે તમે કહો છો તે પ્રમાણે થશે, પરંતુ આ રાજકન્યા મેળવવા મેં કાંઈ છલકપટ કર્યું નથી.

આ રાજકન્યા જન્મથી સમજણુ આવતા મારૂ જ ધ્યાન કરતી હતી, જેથી તમે બને યોગ્ય પતિ ગણાવો નહિ માટે એનો સ્વીકાર કર્યો જે કાંઈ તમને અયોગ્ય સમજાય તેની ક્ષમા કરવી આવુ શુદ્ધ વચન સાભળી બને મુનિઓ શાત થઈ પોતાને સ્થાન ગયા શ્રી ભગવાન અંબરીષપુત્રી સાથે સાચા ભાવથી વૈકુંઠમા લીલારૂપ નિવાસ કરતા હતા આવુ પવિત્ર અબરીષચરિત કહ્યું

## સર્ગ ૧૦ મો

## વિદૂરસ્ત્રીચરિત

विदूरस्त्रीचरितामर्चि वक्ष्येऽद्य शृणुभक्तित ॥
एकदा विदूरे याते क्वचित्निजगृहादथ ॥

**દશમા** સર્ગમા વિદુરજીની સ્ત્રીનું ભક્તિચરિત કહેશે એક વખતે વિદુરજી કાંઈ કામ માટે બહાર ગયા હતા, તે વખતે પોતાની સ્ત્રી વસ્ત્ર શિવાય ( નગ્ન ) સ્નાન કરતી હતી ત્યા બારણા આગળ ઊભા રહી શ્રી ભગવાને વિદૂરને બોલાવતા વસ્ત્ર શિવાય વિદૂરજીની સ્ત્રી એકદમ આવી સન્મુખ ઊભી રહી ભગવાનનો શુદ્ધ ભાવ હોવાથી ઘરમા બોલાવતી હતી જેને પ્રેમ ભક્તિથી સભ્રમ થવાથી વસ્ત્ર પહેરવા ભાન રહ્યુ નહિ જેથી પોતાનુ ઓઢેનું વસ્ત્ર ( પીતાબર ) વિદૂરસ્ત્રીસન્મુખ ફેંકી કહેવા લાગ્યા કે મને હાન ભૂખ લાગી છે ઘરમા જે કાંઈ હોય તે આપો, જેથી ઘરમા કેળુ હતુ તેને વસ્ત્રમા વીંટી સન્મુખ લઈ આવતી હતી તેટલે વિદૂર બહારથી આવ્યા પોતાની સ્ત્રીએ પીતાબર પહેરેલો જોઈ ક્રોધાતુર થઈ વિદૂરજી બોલ્યા કે આ પત્નવસ્ત્ર ક્યાથી લઈ પહેર્યું ? જેથી લજ્જા પામી ઘરમા જઈ બીજુ વસ્ત્ર પહેરી પૂર્વ પ્રમાણે સન્મુખ ઊભી રહી પછી બીજુ ફળ ( કેળુ ) છાલ ઉતારી સન્મુખ લાવતા શ્રી ભગવાન કહે છે કે કેળની છાલમા વિશેષ ગુણુ હોય છે આવુ સાભળી વિદૂરની સ્ત્રી બહાર ગઈ પાછી લજ્જા પામી ઘરમા ચાલી ગઈ

પાંડવોની સભાળ લેવા તેમજ દુર્યોધનને નીતિસદ્બોધ સમજાવવા શ્રી કૃષ્ણ હસ્તિનાપુર ( દિલ્હી ) ગયા. જ્યાં બોધ આપવા છતાં દુર્યોધન કાંઈ સમજ્યો નહિ. મધ્યાહ્ન સમય થતાં ભોજનની તૈયારી કરાવી કૌરવોએ આગ્રહ કર્યો કે ધૃતરાષ્ટ્ર જાતે આવી કહેતા હતા કે આપણે બધા નજીકના સગાંસંબંધી હોવાથી ભોજન કરાવવા મારી પ્રાર્થના છે. ત્યારે શ્રી ભગવાન ઉત્તર કહે કે આપણે બધા પરસ્પર સગાંસંબંધી છીએ પરંતુ જ્યાં ધર્મનો લોપ થાય તેનું અન્ન ભોજનમાં નિષેધ છે. તમે મારૂં વચન માનતા નથી ( પાંડવોનો ભાગ આપવો ) તેથી મને કાંઈ પણ ભોજનની ઇચ્છા નથી. આવું સાંભળતાં કૌરવો કાંઈ બોલ્યા જ નહિ.

શ્રીભગવાન પાછા વિદૂરજીના ઘર આગળ આવી ભોજનની સઘળી તૈયારી કરાવતા વિદૂરને ઘણો આનંદ થયો કે કૌરવોનું સ્વાદિષ્ટ ઉત્તમ ભોજન તૈયાર છતાં તેનો ત્યાગ કરી મારો ભક્તિભાવ સ્વીકાર કરી કેવલ શાક ( ભાજી ) થી પ્રસન્ન થયા. જેને ભક્તિભાવ હોય તેને ભગવાન તરત પ્રસન્ન થાય કૌરવો મોટી સમૃદ્ધિવાળા હોવા છતાં જેના ભોજનસત્કારની ઇચ્છા કરીજ નહિ માટે ભક્તિભાવ સર્વ સાધનમાં મુખ્ય કહેવાય

## સર્ગ ૧૧ મો

### સુદામાચરિત

સુદામ્નો ભક્તિમાહાત્મ્ય વક્ષ્યે સર્વમનોહરં ॥
યચ્છ્રુત્વા ભક્તિમાપ્નોતિ નિર્ધનો ધનમાપ્નુયાત્ ॥

**અગિયારમા** સર્ગમાં સુદામાચરિત કહે છે, જે શ્રવણ કરવાથી નિર્ધન મનુષ્ય ધનવાળો થાય.

શ્રીદ્વારિકાપુરીથી થોડે દૂર સુદામાપુરી ( હાલ પોરબંદર પાસે ) વેદશાસ્ત્ર જાણનારા સુદામા નામે બ્રાહ્મણ રહેતા. વિદ્વાન છતાં પોતાની ગરીબ અવસ્થા હોવાથી ખાવાપીવા પહેરવા સમયસમયનું જોઈતું સાધન મળતું નહિ. એક વખતે સ્ત્રીએ કહ્યું કે તમારી

વૃદ્ધ અવસ્થા થઈ, કદાચ દૈવયોગે શરીર છૂટશે તો હું નિર્ધન હોવાથી મારી પાછળ આશ્રમનો નિર્વાહ શી રીતે થઈ શકશે? એક વખતે તમે મને કહ્યું હતું કે વસુદેવજીના પુત્ર શ્રી કૃષ્ણ સાથે અવંતી (ઉજ્જયિની) નગરીમાં સાંદિપન ગુરુને ઘેર રહી (અમે બંનેએ) વિદ્યાભ્યાસ કર્યો હતો, જેણે ગુરુદક્ષિણારૂપે મરણ પામેલા ગુરુપુત્ર લઈ સજીવન કરી વિદ્યાભ્યાસનો બદલો આપેલ હતો. હાલ વસુદેવ પુત્ર (શ્રીકૃષ્ણ) તમારા મિત્ર દ્વારિકામાં પોતાની રાજધાનીમાં રહે છે. જે કોઈ પણ તેમની પાસે યાચના કરે છે તેની ઇચ્છા પૂર્ણ કરવા તેઓ સમર્થ છે. આ પ્રમાણે તમે મને એક વખત કહ્યું હતું. માટે હાલ તમે જશો જ્યાં સર્વ સાધન વસ્તુ લઈ સારો સત્કાર મેળવી પાછા આવશો.

સુદામા બ્રાહ્મણ પોતાની સ્ત્રીને કહે છે કે તું બોલે છે તે સત્ય છે. પણ રાજવૈભવ સુખ ભોગવ્યા પછી તેઓ મને ઓળખશે કે નહિ તે વિષયમાં મને સંદેહ થાય છે. છતાં મારે જવા પહેલાં કાંઈ વસ્તુ ભેટ આપવા તૈયાર કરવી, જેથી ખેતરમાંથી જમીન ઉપર પડેલું ડાંગર (ભાત) લાવી તેના પૌંઆ (પૃથુક) બનાવી એક જૂના ફાટેલા વસ્ત્રના ટુકડામાં બાંધી આપ્યા તે લઈ સુદામા બ્રાહ્મણ ગયા. જ્યાં દ્વારિકાપુરી જોઈ વિચાર કરે છે કે આવા ભવ્ય રાજમહેલમાં હું શી રીતે જઈશ? દરવાજા આગળ દ્વારપાલો (રક્ષકસેવકો)ને કહે છે કે મારે શ્રીકૃષ્ણ (ભગવાન) નું દર્શન કરવું છે. જેથી સેવકો પૂછે કે તમે કોણ છો? ક્યાંથી આવ્યા તથા શું કામ છે? ત્યારે સુદામા પોતાનું નામઠામ કહે છે.

દ્વારપાલ અંતઃપુરમાં જઈ જયજય મંગલ શબ્દ બોલી સુદામા નામે બ્રાહ્મણ આપણને મળવા આવે છે એમ કહ્યું. આવું સાંભળી શ્રીકૃષ્ણ પોતે સન્મુખ આવી હાથ પકડી પવિત્ર સ્થાનમાં પલંગ ઉપર બેસાડી પરસ્પર આનંદ પામી લક્ષ્મીજીને કહ્યું કે પૂજા સામગ્રી તૈયાર કરી અહીંઆં લાવી બ્રાહ્મણના ચરણ ધોઈ

મારે પૂજા કરવી જોઈએ. આવું સાંભળી પરસ્પર રુક્મિણી વિગેરે સર્વ પટરાણીઓ આશ્ચર્ય પામ્યા. જેનું જલતીર્થરૂપે બધાએ વદન કર્યું. એકાંતમાં બેસી શ્રીકૃષ્ણ સુદામાને પૂછે છે કે તમે મારે માટે કાંઈ વસ્તુ (ભેટ) લાવ્યા હશો, જેથી ફાટેલા વસ્ત્રના કટકામા બાંધેલા પૌંઆ પોતાના હાથમાં લઈ એક મૂઠી આરોગે છે. જ્યાં બીજી વાર તે લેવા જતાં લક્ષ્મીજી તથા સતી રુક્મણી કહે છે કે હે નાથ! એક જ મૂઠી લેવાથી બ્રાહ્મણને સર્વ સમૃદ્ધિ પ્રાપ્ત થશે

ગુરુજીના પત્નીએ આજ્ઞા કરી હતી કે જંગલમાથી થોડાં લાકડા (ઇંધન) લઈ આવો ત્યારે કૃષ્ણ અને સુદામા બને જણા જંગલમાં ગયા હતા. જ્યા ગયા પછી પવન તથા વરસાદનુ તોફાન થઈ અંધારૂ હોવાથી કોઈ રસ્તો માલમ નહિ પડ્યો. જેથી આખી રાત્રી અરણ્યમા સૂતા હતા. તેમને શોધવા ગુરુએ બીજા વિદ્યાર્થીઓ સાથે ઘણી ચિંતા કરી બીજે દિવસે સૂર્યોદય થવાથી રસ્તો માલમ પડવાથી ગુરુને ઘેર પહોચ્યા. એટલે ગુરુએ કહ્યું કે હવે તમારે કોઈ વખત જંગલમા જવું નહિ. આ પ્રમાણે ગુરુકુલ-નિવાસનું વૃત્તાંત સાંભળતા મધ્યરાત્રી થવાથી સૂઈ ગયા

સુદામા સવારમા ઊઠી રજા લઈ પોતાને ગામ જવા નીકળ્યા. રસ્તામાં વિચાર કરે છે કે મને મારા મિત્રે (શ્રીકૃષ્ણે) કાંઈ આપ્યું નહિ ધનસંપત્તિ નિર્ધનને મળવાથી ગર્વ (પ્રમાદ) અહંકાર થાય. મને આવા ઉત્તમ દર્શન થયા એવો મોટો લાભ બીજો નથી પોતાના ગામ સુધી આવ્યા પછી જૂનુ મકાન હતું ત્યાં રાજમહેલ જોઈ આમતેમ શોધ કરે છે કે અહીંઆં મારૂ ઘર હતું તે ક્યાં હશે. જ્યા આજુબાજુ ચોપદાર છડી લઈ ઉભા હતા જેથી વધારે ભયભીત થવાથી પોતાની સ્ત્રી જાતે સન્મુખ આવી પ્રણામ કરી સર્વ વૃત્તાંત કહે છે. તમારા બંધુ (મિત્ર) શ્રીકૃષ્ણની કૃપા થવાથી આપણે સુખ ભોગવશું. ત્યા ઘણી દાસીઓ, ભંડાર,

અલંકાર, મુખવાના વસ્ત્ર વિગેરે મોટી સમૃદ્ધિ મળી પછી ઉત્સવ વિગેરે બ્રાહ્મણ ભોજન, નિત્ય દાન શ્રીભગવત સેવા કરવાથી જીવતા સુધી પુત્રપરિવાર સુખ ભોગવી છેવટે પ્રભુચરણમા નિવાસ કરતા હતા આવુ સુદામાચરિત વર્ણન કર્યું

## સર્ગ ૧૨ મો

### ચદ્રહાસચરિત

चन्द्रहासकथा वक्ष्ये महाश्चर्यप्रदायिनीम् ॥
या श्रुत्वा मनुजोभक्तिं श्रीविष्णो र्लभते ध्रुवाम् ॥

**બારમા સર્ગમા** ચદ્રહાસચરિત કહેવામા આવશે જેનું શ્રવણ કરવાથી શ્રી ભગવાનમા ભક્તિભાવ વૃદ્ધિ પામે છે ધૃષ્ટ ધ્રુમ્ન નામે રાજા હતો જેની નગરી સમીપ ચદ્રહાસ (રાજકુમાર)-નો પિતા રહેતો હતો ચદ્રહાસની ઉમર પાચ વર્ષની હતી તે વખતે બીજા શત્રુઓએ તેના પિતાને મારી નાખ્યો જેની માતા કુમારની રક્ષા માટે ધૃષ્ટદ્યુમ્નના પ્રધાનના આશ્રયમા રહી જેને રહેવા માટે સઘળી ઉત્તમ વ્યવસ્થા થઈ જ્યા કુમાર (ચદ્રહાસ)નું લાલનપાલન કરે છે ચદ્રહાસ કુમાર પ્રધાનપુત્ર સાથે મિત્રભાવે આનંદ ભોગવે છે કુમારની માતા નાની વયમા વિધવા થયા છતા ઈશ્વરભજનસ્મરણ કરતા પોતાનુ સદાચારવર્તનથી પુત્ર સુખ જોઈ દુ ખ દૂર કરતી હતી ચ હાસ કુમારને એક વૈષ્ણવે શાલગ્રામ (વિષ્ણુમૂર્તિ) આપતા શુદ્ધ ભાવ દેવ માની પૂજન કરી કોઈને ખબર નહિ થાય માટે મુખમા રાખે. જ્યાર ભોજનસમય થાય ત્યારે બહાર કાઢી શાલગ્રામને નૈવેદ્ય ધરી જમતી વખતે એક વસ્ત્રના કટકામા ગુપ્ત રાખતો હતો

ચદ્રહાસ એક વખતે પોતાના પરમમિત્ર પ્રધાનપુત્ર સાથે રમતા રમતા રાજભવનમા ગયો સભામા વેદશાસ્ત્ર તથા જ્યોતિષ-શાસ્ત્ર જાણનારા પડિતો હાજર થયા હતા જેઓ ચદ્રહાસ કુમારને જોઈ ધૃષ્ટદ્યુમ્ન રાજાને કહેવા લાગ્યા કે આ કુમાર મોટો

પરાક્રમી થશે તથા તમારો જમાઈ થશે. પોતે ભાગ્યશાલી, ધનવાન અને સારૂં રાજસુખ ભોગવશે. રાજાએ સર્વ વૃત્તાંત સાંભળી બ્રાહ્મણોને ભોજન કરાવી વિદાયાગરિ આપી વિદાય કર્યા. પછી ચંદ્રહાસ બાલકને મારી નાંખવા યત્ન કર્યો. જેથી ચાંડાલને એકાંતમાં બોલાવી કહે છે કે આ કુમાર (ચંદ્રહાસ)ને એકાંત જંગલમાં લઈ જઈ મારી નાંખવો. તેમજ મને ખાત્રી થવા કાંઈ નિશાની લાવવી. રાજા ધૃષ્ટદ્યુમ્નનું વચન સાંભળી કુમારને જંગલમાં ચાંડાલ લઈ ગયો. પરંતુ તે બાલક (ચંદ્રહાસ) વિષ્ણુ-ભક્ત હોવાથી ચાંડાલની બુદ્ધિ સારી થઈ. અરેરે! આ સુકુમાર બાલક છે, જેને શરણે પોતાની માતા વિધવા થયા છતા બાલકનું સુખ જોઈ પવિત્રપણે ઈશ્વરભજન કરી પોતાના શુભ દિવસ વ્યતીત કરે છે. તેને હવે શી રીતે મારી નાખીશ ? પરંતુ રાજાને વિશ્વાસ થવા માટે કુમારની હાથની છઠ્ઠી આંગળી કાપી નાંખી લઈ જઈશ. ત્યારે રાજાને નિશ્ચય થશે કે બાલકને મારી નાખ્યો. આ પ્રમાણે વિચાર કરી કુમારની છઠ્ઠી આંગળી કાપી નાખી તેને લઈ રાજાને બતાવી. જેથી રાજાએ જાણ્યું કે હવે કુમાર મરણ પામ્યો.

ચંદ્રહાસ (કુમાર) જંગલમાં એકલો હોવાથી રડવા લાગ્યો. ત્યા સુવર્ણ કાંતિ જેવી પાંખવાળા કકપક્ષીઓ આજુબાજુ આવી તેની રક્ષા કરવા લાગ્યા, જેથી બાલકને બીજો ભય દૂર થયો. થોડો વખત ગયા પછી કોઈ રાજા શિકાર કરવા રસ્તામાં જતો હતો, તેણે બાલકને માતાપિતાનુ નામઠામ પૂછ્યું. ત્યારે ચંદ્રહાસ કહે છે કે હું બાલક હોવાથી નામ જાણતો નથી, પરંતુ ધૃષ્ટદ્યુમ્ન રાજાના પ્રધાનને ઘેર મારી માતા સાથે રહેતો હતો. પ્રધાનપુત્ર સાથે રમતાં રાજભવનમાં ગયો ત્યાંથી કોઈ શત્રુ મને જંગલમાં છોડી ગયો મારા હાથની છઠ્ઠી આંગળી કાપી નાંખી ચાલતો થયો. શિકાર કરવા આવેલા રાજાએ વિચાર કર્યો કે આ બાલક

શુદ્ધ રાજકુમાર છે અને કાંઈ પણ સંતતિ (પ્રજા) નથી માટે પુત્રરૂપે લાલનપાલન કરવો એ મારો ધર્મ છે આટલુ વિચારી બાલક (ચંદ્રહાસ)ને પોતાની પાલખીમા બેસાડી રાજધાનીમા લઈ જઈ રાણીને કહે છે કે આ બાળકનુ પુત્ર પ્રમાણે રક્ષણ કરવુ જેથી રાણીએ સારી દેખરેખથી રક્ષા કરી જ્યારે ચંદ્રહાસ યુવાવસ્થામા આવ્યો ત્યારે ધૃષ્ટદ્યુમ્નને ખબર થઈ કે ચંદ્રહાસ કોઈ રાજાને ત્યા છે જેથી પ્રધાનને મોકલી તે રાજા સાથે મિત્રભાવ બતાવી પાછો કુમાર ચંદ્રહાસને બોલાવી પોતાની રાજધાનીમા રાખ્યો

ધૃષ્ટદ્યુમ્ને બીજો ઉપાય શોધ્યો કે ગમે તેવો છળભેદ કરી ચંદ્રહાસને મારી નાખવો રાજાએ પોતાના પુત્ર મદનને એક ગુપ્ત પત્ર લખી જણાવ્યુ स्वस्ति श्री पुत्र मदन આ પત્ર લાવનાર કુમાર ચંદ્રહાસને 'विष अस्मै प्रदातव्य'—ઝેર દઈ મારી નાખવો આટલુ લખી પત્ર બંધ કરી રાજાએ પોતાના નામનો મહોર સિક્કો લગાડી ચંદ્રહાસને કહ્યું કે આ પત્ર લઈ નગરબહાર મારો પુત્ર (મદન) રહે છે તેને આપવો પછી પત્ર વાંચી જે કાંઈ કરવુ હશે તે મારો કુમાર(મદન) કરો

ધૃષ્ટદ્યુમ્નનો પત્ર લઈ મધ્યાહ્ન સમયે (બપોરે) રાજનગરી છોડી બહાર જ્યા મદન રહે છે ત્યા ચંદ્રહાસ ગયો તે વખતે ભોજન કરી મદન પોતાના અંતઃપુર (જનાના)મા સૂતો હતો ચંદ્રહાસ થાકી જવાથી દરવાજા આગળ પોતે સૂઈ ગયો એટલામા બગીચામા રાજકન્યા (ધૃષ્ટદ્યુમ્નની પુત્રી) વિષયા નામે કેટલી-સખીઓ સાથે ફરતી હતી ત્યા ચંદ્રહાસને સૂતેલો જોઈ વિચાર કરતી હતી, કે આવા સુંદર સ્વરૂપવાળો આ રાજકુમાર કોણ હશે એના મસ્તક ઉપર પત્ર માલમ પડતા સખીને કહે કે સૂતેલો કુમાર જાગે નહિ તેવી રીતે માથા ઉપરથી સંભાળીને પત્ર લાવવો જેથી એક હોશિયાર સખી ધીમેથી પત્ર લાવી વિષયાને આપતા અંદર

વાંચે છે કે આ કુમારને ઝેર આપવું. આવો હુકમ પિતાએ મદનને લખ્યો હતો.

રાજકુમારી વિષયા મનમાં વિચાર કરતી હતી. અરેરે! કામદેવ જેવા સ્વરૂપવાળા ચતુર કુમારને ઝેર આપવા મારા પિતાએ લખ્યુ હશે, મારો બાપ અધમ નીચ છે. પણ મારે એની સાથે પરણવું છે. આવું વિચારી સખીઓને ખબર નહિ પડે તે પ્રમાણે, એકાંત સ્થલમાં જઈ ' विष यस्मै प्रदातव्य ' આને ઝેર આપવું લખ્યું હતું ત્યાં ' विषयास्मै प्रदातव्या " [ આને વિષયા આપવી ] એમ આંખમાં મેશ હતી તે વડે લખી જેવો પ્રથમ પત્ર હતો તેવો પાછો બંધ કરી સખીને કહે કે આ કાગળ કુમારના મસ્તક ઉપર હતો તે પ્રમાણે મૂકવો. આટલું કહી વિષયા ( કન્યા ) પોતાના રહેવાના સ્થાનમાં ગઈ.

થોડો સમય ગયા પછી ચંદ્રહાસે ઊઠી પત્ર લઈ મદનને આપ્યો. પછી ચંદ્રહાસને સારી જગ્યામાં રહેવા મદને સારો બંદોબસ્ત કર્યો. જે કાંઈ જોઈએ તેની તૈયારી જલદી આરંભ કરવા હુકમ કર્યો. મદને પુરોહિતને બોલાવી બ્હેનના વિવાહપ્રસંગની ધર્મક્રિયાનો આરંભ કર્યો. પોતાનું રહેવાનું રાજભવન સ્થાથી ધ્વજપતાકા, તોરણ વગેરેથી શણગારી વિધિપૂર્વક વિષયાનો વિવાહ કર્યો.

બીજે દિવસે મદને પોતાના પિતા ( ધૃષ્ટદ્યુમ્ન )ને પત્ર લખ્યો કે તમારી આજ્ઞાનુસાર વિષયાનું લગ્ન સારી રીતે થયું. આવો મદનનો પત્ર વાંચી રાજા ધૃષ્ટદ્યુમ્ન ચિંતાતુર થયો કે પત્રમાં મારી શું ભૂલ થઈ હશે! મેં ચંદ્રહાસને ઝેર દેવા લખ્યુ હતુ તેને બદલે મદને વિપરીત કામ શું કર્યું? આવો સંદેહ થવાથી રાજા એકદમ મદન પાસે આવી પોતાનો લખેલો પત્ર માગ્યો. જેમાં બધા પોતાના હાથથી લખેલા અક્ષરો છે એવી ખાત્રી થવાથી મનમાં પશ્ચાતાપ કર્યો. અરેરે! આવું મેં શી:રીતે લખ્યું હશે!

(વિષયાએ લખેલું વિષને બદલે વિષયા આપવી તેની કોઈને ખબર પડી નહિ.)

ધૃષ્ટદ્યુમ્ન બીજો વિચાર કરે છે કે વિવાહ થવાથી મારી પુત્રી ભલે વિધવા થાય, પણ જમાઈ (ચંદ્રહાસ)ને કોઈ બીજો ઉપાય શોધી મારી નાંખવો. નહિ તો ભવિષ્યમાં મારૂં રાજ્યસ્થાન હરણ થશે. પુત્રી વિધવા થશે તોપણ તેને સુખમાં રાખીશ. પછી મદનને કહે કે આપણી કુલદેવીનું પૂજન કરવા આજ રાત્રે ચંદ્રહાસને મોકલવો. રાજાએ એકાંતમાં ચાંડાલને બોલાવી કહ્યું કે આજે રાત્રે ચદ્રહાસ દેવીના મદિરમાં જશે ત્યાં તારે શસ્ત્ર લઈ મદિરના દરવાજા આગળ તેને મારી નાંખવો. બીજું કોઈ આવશે નહિ. જેથી આવી ગુપ્ત વાર્તાની ખબર જાહેર થશે નહિ, કે ચંદ્રહાસને કોણે માર્યો.

ધૃષ્ટદ્યુમ્ને સમસ્ત પ્રજાને હુકમ કર્યો કે આજે ભક્તિભાવથી મારી કુલદેવીનું પૂજન કરવા જમાઈ ચદ્રહાસ જશે, જેની સાથે કોઈએ જવું નહિ. છતાં મારી આજ્ઞાનો ભગ કરશે તેને મોટી શિક્ષા થશે. આવા રાજભયથી ચંદ્રહાસને વળાવવા ગામની હદ સુધી જઈ પાછા ફર્યા. ચંદ્રહાસ સાથે એકલો મદન હતો, રાજા (પિતા)નું વચન ભુલી ગયો. મદિરમાં પ્રથમ મદન જાય તે વખતે ચાંડાલે શસ્ત્ર લઈ મદનનું મસ્તક (ચદ્રહાસ સમજી) કાપી નાંખ્યું. ચદ્રહાસ આમ બચી ગયો. અને તેણે ચાંડાલને એકદમ બાંધી રાખ્યો આવું થવાથી મોટો કોલાહલ (હાહાકાર) થયો.

ધૃષ્ટદ્યુમ્નને ખબર થઈ કે પુત્ર મદન દેવીના મદિર આગળ મરણ પામ્યો. પુત્રનુ મરણ સાંભળી રાજા ઘણો શોકાતુર થઈ રડવા લાગ્યો. ત્યાં પુત્રનું શબ જોઈ એક મોટા પાષાણ ઉપર માથું પછાડી પોતે (ધૃષ્ટદ્યુમ્ન) મરણ પામ્યો. ચદ્રહાસ સુકુમાર મનમાં સંતાપ કરે છે કે હાલ થોડા સમયમાં વિવાહ થયો, તથા

પુત્રશોક થવાથી રાજા (સસરો) મરણ પામ્યો. અરેરે! મારા જીવિત માટે મદન મરણ પામ્યો. ચંદ્રહાસ (રાજકુમાર) પોતાના ઇષ્ટદેવ શ્રી વિષ્ણુ (શાલગ્રામ)ની પ્રાર્થના કરે છે કે મારે તમારૂં તથા દેવીનું પૂજન કરી મદનને સજીવન કરી મારે સ્થાન જવું. કદાચ આટલું કાર્ય મારાથી નહિ થાય તો મારૂં મસ્તક દેવીને અર્પણ કરી દેહત્યાગ કરીશ. મદનનું મસ્તક (છેદન થએલું) શરીર સાથે સરખું જોડી દઈ દેવીના મંદિરનાં દ્વાર બંધ કરી શાલગ્રામ મૂર્તિ સન્મુખ રાખી એકાગ્ર ચિત્તથી આંખ બંધ કરી શ્રી જગદીશ્વરનું સ્મરણ કરી મરણ માટે નિશ્ચય સંકલ્પ કર્યો.

આખી રાત્રી ઈશ્વરપ્રાર્થના કરવાથી દેવપ્રસાદથી મદન સવારમાં સજીવન થયો. જ્યાં બહાર નીકળવા બૂમ મારતો હતો, પરંતુ દેવીનો દરવાજો બહારથી બંધ હોવાથી મદનનો શબ્દ સાંભળતાં ચંદ્રહાસે એકદમ દરવાજો ઉઘાડતાં બંને પરસ્પર હર્ષનાદ કરી ભેટી પડ્યા. ભગવતી દેવીને પ્રણામ કરી આગળ આવવા લાગ્યા. જેઓ ચંદ્રહાસને વિદાય કરી બહાર શોકાતુર થઈ બેઠા હતા તેઓ મદનને સજીવન થએલો જોઈ આનદ પામ્યા. મદનને પોતાના પિતા (ધૃષ્ટદ્યુમ્ન) મરણ પામ્યાના સમાચાર જાહેર કર્યા. બાંધેલા ચાંડાલને છૂટો થવા બાદ પૂછે છે કે આવું ઘાતકી કામ તે શા માટે કર્યું? ત્યારે તે ચાંડાલે પ્રથમથી આરંભી છેવટ સુધી ધૃષ્ટદ્યુમ્નનું વર્તન શી રીતે શું શું થયું તે સર્વ રીતે જાહેર કર્યું. જેથી રાજાએ છેવટ સુધી અધર્મ વર્તનમાં સમય દૂર કર્યો. પોતાની પુત્રી વિધવા થાય તોપણ જેના અંતઃકરણમાં સાચો ભાવ ઉત્પન્ન થયો નહિ, જે મનુષ્ય જેવું કાર્ય કરશે તેવું સુખ દુઃખ ભોગવશે. જેનું પ્રત્યક્ષ પ્રમાણ ચરિતમાં કહ્યું. પ્રધાન કહે કે હે રાજકુમાર (મદન)! તમારા જીવન માટે ચંદ્રહાસે ઘણું કષ્ટ સહન કર્યું. જો તમે પાછા સજીવન થવા ન હોત તો ચંદ્રહાસ પોતે પ્રાણ ત્યાગ કરત. હજુ એમની માતા પુત્રની વાટ જોઈ ભગવાનનું

ભજન પૂજન કરી માર્ગ ઘેર રહે છે હવે તમને જેવુ ગોગ્ય લાગે તે પ્રમાણે ચદ્રહાસને સુખ આપો

પ્રધાનનુ સત્ય વચન સાભળી પોતાનુ અરધુ રાજ્ય ચન્દ્રહાસને આપ્યુ આ ચન્દ્રહાસ પોતાની માતાને પ્રધાનને ઘેરથી મોલાવી વિષયા (સ્રી) સાથે સુખરૂપ રહ્યા વિવાહસમયે કન્યાદાન નિમિત્ત જે ચાઈ દ્રવ્ય પ્રધાનને સોપ્યુ હતુ તેટલુ બધુ ચદ્રહાસને આપ્યુ પોતાની વય પાચ વર્ષની હતી ત્યારે જે શત્રુઓએ પિતાનો નાશ કર્યો હતો તેનો બદલો લેવા પ્રભુકૃપાથી રણસંગ્રામ તૈયારી કરી તેઓનો પરાજય કર્યો પ્રભુ સેના છેવટે સહાય કરે છે, જેનો પ્રત્યક્ષ દાખલો સમજવો આવુ પવિત્ર ચદ્રહાસચરિત શ્રવણ કરવાથી પરમાનન્દ થશે

## સર્ગ ૧૩ મો

### શિબીરાજચરિત

शिबेर्नृपस्य चरितं भक्तेस्तु कीर्त्यतेऽधुना ॥
सर्वपापहरं पुण्यं दृढभक्तिप्रदायकम् ॥

તેરમા સર્ગમા શિબીરાજાનુ ચરિત કહે છે પાપબુદ્ધિ દૂર થઈ શ્રીભગવાનમા ભક્તિભાવ ઉત્પન્ન થશે રાજા પ્રજાપાલન ધર્મ પ્રમાણે કરતા દરરોજ સુવર્ણ દાન અન્નવસ્ત્ર વગેરે આપતા હતા એ વખતે સઘળા યાચકોને દાન આપી ભોજન કરાવી વિદાય કર્યા પછી પોતાનો ભોજનસમય થયો ત્યારે કપોત પક્ષી શિબીરાજા પાસે આવી કહે છે કે મરણમાથી મારૂ રક્ષણ કરો મને મારી નાખવા પાછળ હુ જ્યા જાઉં ત્યા શ્યેન ( બાજગીધ ) પક્ષી ફરે છે આવુ કપોત પક્ષીનુ દુઃખ સાભળતા પાછળ આવતા શ્યેનને દયા ન આવી જેથી પક્ષી કહે છે કે તમે ધર્મ પાળનારા મહારાજા છો

મને ભૂખ લાગવાથી મેં પક્ષીને પકડયો જેથી મને જોઈતું ખાવાનું મળશે. અમારી શ્યેન ( બાજગીધ )ને પક્ષીનું માંસ ખાવા બ્રહ્મદેવની આજ્ઞા થઈ છે. જેથી તમે રક્ષણ કરો છો તે કપોતને ખાવા માટે હું આવ્યો છું, મને સમય થવાથી ભૂખ લાગી છે જેની પાછળ પડવાથી તમે સંરક્ષણ કર્યું.

શ્યેન ( ગીધ ) પક્ષીનું વચન સાંભળી રાજા કહે કે તું સારું બોલે છે. પરંતુ જે કોઈ મારા શરણમાં આવે તેનું રક્ષણ કરવું એ મારો મુખ્ય ધર્મ છે. કદાચ મારું રાજ્ય જાય, પુત્ર ધન અને શરીર નાશ પામે તોપણ મારો ક્ષત્રિયધર્મ ત્યાગ કરીશ નહિ. તું ભૂખ્યો થયો તો તારા ભોજન માટે શિકાર કરતાં આવેલું માંસ તને જોઈએ તેટલું આપીશ, જેથી તારી ભૂખ શાંત થશે, જેથી મારા શરણે આવેલા કપોતને છોડી દેવો.

શિબીરાજાનું શુભ વચન સાંભળી શ્યેન પક્ષી બોલે છે. મારે શિકારનું કોઈ પણ બીજું માંસ જોઈતું નથી. છતાં તારી ઇચ્છા હોય તો તમારા શરીરમાંથી માંસ મને આપો. શિબી રાજા શ્યેન પક્ષીનું આવું કહેવું સાંભળતાં કપોત પક્ષી ( રક્ષણ કરેલા )ના વજન પ્રમાણે પોતાના શરીરમાંથી માંસ કાઢી શ્યેન પક્ષીને અર્પણ કરે છે. તે વખતે પોતે ગુપ્ત વેષ લઈ આવેલા પક્ષી બોલે છે. હે રાજન્! મને તારા શરીરનું માંસ હવે જોઈતું નથી. હું તથા કપોત પક્ષી અમે પક્ષીજાતિમાં ઉત્પન્ન થયા નથી. અમે બંને ઇંદ્ર તથા અગ્નિદેવ તારી સાચી પરીક્ષા કરવા અહીંઆં આવ્યા છીએ. હું જાણું છું કે તું એક મોટો ભક્ત છે.

આટલું કહી બંને પક્ષીઓ પોતાનું પક્ષીરૂપ દૂર કરી દેવતારૂપ થયા. ઇંદ્રદેવે શ્યેન ( બાજગીધ )નું તથા અગ્નિદેવે કપોત રૂપ છોડી પ્રત્યક્ષ દર્શન આપતાં રાજાને બંને દેવો વરદાન આપવા તૈયાર થયા. હે રાજન્! તારી દૃઢભક્તિ જોઈ અમે પ્રસન્ન થયા છીએ. હવે જે જોઈએ તે અમે આપવા સમર્થ છીએ. રાજાએ વિનયથી

માગ્યુ કે મને બીજુ કાંઈ પણ તમારી દેવભક્તિ શિવાય જોઈતુ નથી. શ્રીકૃષ્ણભક્તિ જન્મજન્માંતરમા કાયમ રહો ત્યારે 'તથાસ્તુ' કહી બને દેવો પોતાને સ્થાને ગયા. આવુ શિબી રાજાનુ પવિત્ર ચરિત્ર સુખ આપનારૂ શ્રીવેદવ્યાસજીએ બીજા પુરાણોમા પ્રસિદ્ધ કર્યું.

## સર્ગ ૧૪ મો

### સતી દ્રૌપદીચરિત

पांचाल्या भक्तिमाहात्म्य कथयामि यथाश्रुतम् ॥
महाभक्तिप्रदं नृणां भारते यत् प्रवर्तितं ॥

ચૌદમા સર્ગમા સતી દ્રૌપદીચરિત કહેવાય છે જેનુ વૃત્તાત મહાભારતમા વિસ્તારથી વર્ણન કર્યુ છે એક વખતે યુધિષ્ઠિરરાજા દ્યુતક્રીડા રમવા બેઠા, જ્યા કપટદેવથી કૌરવોએ સર્વ વસ્તુ હરણ કરી છેવટે સતી દ્રૌપદીને પણ રૂપે રાખવામા આવી, જ્યા દુષ્ટ દુ શાસન દિવ્ય (રાજા) સભામાથી સતી દ્રૌપદીને માથાનો (કેશ) અંબોડો પકડી નિર્લજ્જપણે વસ્ત્ર ખેચે છે જેને જોઈ પાડવો આખ બધ કરી શોકગ્રસ્ત થઈ બેઠા.

ભિષ્મપિતામહ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ, ધૃતરાષ્ટ્ર, શકુની, કર્ણ, દુર્યોધન, યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, સહદેવ, નકુલ વગેરે બધી રચના જોતા હતા જ્યારે બીજુ વસ્ત્ર ખેચવા માડ્યું ત્યારે સતી દ્રૌપદીએ શ્રીહરિનું સ્મરણ કર્યું, કે હે નારાયણ ! હાલ મારી અવળી દશા થવાથી રક્ષણ કરવા તમે સમર્થ છો ભીષ્મપિતામહ જેવા મહારથીઓ સગાસબધી છતા ન્યાય વચન બોલતા નથી, જેથી આ સસાર સુખ ભોગવવા તમારા શિવાય કોઈ સહાય કરનાર નથી હવે તમારા વિના બીજા કોને શરણે જાઉં ?

આવું દયા ઉત્પન્ન કરનાર સતીનું વચન સાંભળી જેટલું વસ્ત્ર દુષ્ટ દુઃશાસન હરણ કરે છે તેવું પાછું ભગવાન પૂર્ણ કરે છે. ઘણાં વસ્ત્રનો મોટો ઢગલો થયો છતાં દુષ્ટ કર્મથી દુઃશાસન પાછો હઠયો નહિ. સભામાંથી બધાં વસ્ત્ર લઈ ગયો. દુર્યોધન, કર્ણ, શકુની વગેરે વસ્ત્રભંડાર જોઈ ખુશી થયા. શ્રીભગવાને પોતાનુ સ્વરૂપ પ્રકટ કર્યું, તે વખતે સતી દ્રૌપદી સ્તુતિ કરતાં અશ્રુધારા છોડે છે. કૌરવોનો અધર્મ જોઈ સતી દ્રૌપદીના શરીર ઉપર પોતાનુ પટ્વસ્ત્ર ( પીતાબર ) ઓઢાડ્યુ તે વખતે પોતે પ્રતિજ્ઞા કરી કે હવે આ વસ્ત્ર સતીના શરીર ઉપરથી દુષ્ટ દુઃશાસન લઈ લેશે તો સઘળા કૌરવોનો નાશ કરીશ.

શ્રીભગવાનનુ ક્રોધાતુર વચન સાભળી ભિષ્મ તથા દ્રોણાચાર્યે દુઃશાસનને કહ્યું કે હવે તારાં દુષ્ટ કર્મનુ ફલ બધાને ભોગવવુ પડશે, જ્યાં બધા નાશ પામશે. જગતમાં મનુષ્યને સંકટ થાય ત્યારે સગાંવહાલા કોઈ રક્ષણ કરે નહીં પણ પ્રભુસેવા સિવાય બીજુ સાધન નથી.

## સર્ગ ૧૫ મો

**અથાપરં પ્રવક્ષ્યામિ દ્રૌપદ્યાશ્ચરિતં શુભં ॥**
**યસ્ય સ્મરણમાત્રેણ મુચ્યંતે સકલાપદઃ ॥**

**પંદરમા** સર્ગમા સતી દ્રૌપદીનુ બીજુ ચરિત કહે છે. એક વખતે દુર્વાસા મુનિ શિષ્યગણ લઈ દુર્યોધન પાસે આવ્યા, જેનું સન્માન કરી રાજસભામા બેઠા બાદ મુનિએ દુર્યોધનને કહ્યુ કે હું તારા ભક્તિભાવથી પ્રસન્ન થયો છુ, જે કાંઈ જોઈએ તે માગવુ. ત્યારે દુર્યોધન કહે તમારી પ્રતિજ્ઞા સત્ય હોય તો હાલ પાંડવો વનમા રહ્યા ત્યા એકાદશી વ્રતને બીજે દિવસે ( બારસ )

બપોર પછી દ્રૌપદી ભોજન કરી રહ્યા પછી તમારે ભોજનની યાચના કરવી.

દુર્વાસા મુનિ આવુ દુર્યોધનનુ અધર્મ વચન સાભળી મનમાં વિચાર કરે છે કે દુર્યોધન નીતિભ્રષ્ટ છે પણ મારી પ્રતિજ્ઞા સાચી કરવા જવુ બારમને દિવસે બપોર દુર્વાસા પોતાના શિષ્ય-વર્ગ સાથે પાડવો રહ્યા હતા ત્યા ગયા યુધિષ્ઠિરે પૂજનસમાન કર્યું, પછી મુનિએ ભોજન કરવા ઇચ્છા બતાવી તે વખતે રાજાએ વિચાર કર્યો કે મુનિ પોતે ક્રોધવાળા છે આપણે વચન નહિ પાળશુ તો બધુ કામ બગડશે રાજા પોતે સતી દ્રૌપદીને વિનયથી પૂછતા હાલ આપણે ધર્મસંકટ ભોગવવા સમય છે, મારો ભોજન સમય પૂરો થયો હવે શી રીતે તૈયારી થાય? શ્રી ભગવાનની સહાય શિવાય બીજુ રક્ષણ કરનાર નથી સતી દ્રૌપદી સંકટ જોઈ શ્રી પ્રભુસ્મરણ કરે છે કે હે નાથ! તમે શ્યામસુદર ઘન-શ્યામ સ્વરૂપે અમારી વારવાર રક્ષા કરો છો. કૌરવો અમને દુઃખ આપે ત્યારે લાક્ષાભવનમા બળતા અમારૂ રક્ષણ કર્યું હાલ દુર્વાસામુનિના ક્રોધાનનથી તમેજ રક્ષા કરો આટલુ કહી સતી દ્રૌપદી કરણ સ્વરથી આપત્સમયે રૂદન કરે છે શ્રીકૃષ્ણ શ્રી દ્વારિકાપુરીમા લક્ષ્મીજી સાથે મધ્યાહ્ન સમયે (ભોજન કર્યા પછી) શયનસ્થાનમા હતા ત્યા મનમા સદેહ થયો કે સતી દ્રૌપદી (પાડવો સંકટ ભોગવવાથી) મારૂ સ્મરણ કરે છે. જેથી ગરુડ તથા સુદર્શન શિવાય એકલા તરત હાજર થયા, ત્યા દ્રૌપદી પ્રેમાશ્રુ છોડી બોલે છે કે નાથ! મારૂ સંકટ સાભળી આપ તરત હાજર થયા હવે દુઃખ દૂર કરશો

શ્રીભગવાન દ્રૌપદીને કહે છે કે હુ ઘણો થાકી ગયો તેમજ ભૂખ લાગવાથી મને પ્રથમ રસોઈ તૈયાર કરી ભોજન કરાવો ત્યારે દ્રૌપદી કહે કે હે નાથ! મધ્યાહ્ન સમય થવાથી મેં પણ ભોજન કર્યું હવે શી રીતે આપના ભોજનની તૈયારી થાય? આવુ

સાભળી શ્રીભગવાન સતીને કહે છે કે પાકશાલા (રસોડા)માં જઈ કાઈ પાત્ર (વાસણ)મા અન્ન અથવા શાક પાન હશે ત્યાં પાકશાળામા એક પાકસ્થાલી (વાસણ)મા ભાજીનુ પાન રહી ગયુ હતુ જે લઈ સતી પ્રાર્થના કરે કે હે પ્રભુ! આપ ભાજીના પત્રથી મારી લાજ રાખશો ત્યારે શ્રીભગવાન કહે છે કે હવે મારી ભૂખ શાતિ થશે

દ્રૌપદી પ્રેમભક્તિથી પૂજન કરી પ્રાર્થના કરે કે આપ પ્રસન્ન થયા, મારૂ કાર્ય સપૂર્ણ થયુ પછી રાજા યુધિષ્ઠિરને વિનયથી શ્રી ભગવાન કહે કે જ્યા દુર્વાસા મુનિ શિષ્યગણ સાથે નદીમા સ્નાન કરવા ગયા છે ત્યા જઈ ભોજનની તૈયારી થઈ માટે જલદી પધારવુ એવી સૂચના કરવી. રાજાએ દુર્વાસા મુનિ પાસે એક બ્રાહ્મણને મોકલ્યો કે રસોઈ તૈયાર છે ભોજન માટે શિષ્યોને લઈ પધારવુ. તે વખતે દુર્વાસા મુનિએ ઉત્તર મોકલ્યો કે મને ક્ષુધા (ભૂખ)ની શાતિ થઈ જેથી કોઈ આવશ્યુ નહિ તમારૂ કલ્યાણ થશે દુષ્ટ દુર્યોધનના વચનમા બધાઈ મારી પ્રતિજ્ઞા પાળવા હુ અહીંઆ આવ્યો હતો મારો અતિથી સત્કાર તમે મારી રીતે કર્યો મને તમારા ઉપર રાગદ્વેષ કાઈ નથી આટલુ બ્રાહ્મણને સદેશ કહી દુર્વાસા મુનિ શિષ્ય વર્ગને લઇ પ્રયાણ કરતા હતા

યુધિષ્ઠિર રાજા પાસે બ્રાહ્મણ પાછો આવી સર્વ વૃત્તાત કહે છે રાજા પ્રસન્ન થઈ સતી દ્રૌપદીને કહે છે કે આના સકટ કષ્ટ દૂર કરવા પ્રભુ સમર્થ છે અરણ્યમા પણ આપણુ રક્ષણ કર્યું પોતે દ્વારિકાપુરી નિવાસ કરતા છતા ભક્તનુ રક્ષણ સર્વ ઠેકાણે કરે છે આવુ સતી દ્રૌપદીનુ ચરિત શ્રવણ કરવાથી શ્રીપ્રભુનો પરમભક્ત થાય

# સર્ગ ૧૬ મો

## વાલ્મિકીચરિત

वाल्मिकीमुनिचरित्तं कथयामि यथाश्रुतम् ॥
पुरा कश्चित् द्विजो जात कुटुंबी निर्धनो महान् ॥

**સો**ળમા સર્ગમા શ્રીવાલ્મિકી મુનિચરિત કહે છે પોતે નિર્ધન બ્રાહ્મણ હોવાથી દરરોજ ભિક્ષા માગી લાવી પોતાના કુટુંબનો નિર્વાહ કરે છે થોડો વખત ગયા બાદ કોઈ જગ્યામા ભિક્ષા નહિ મળવાથી જંગલમા જઈ સવારથી સાંજ સુધી રસ્તામા કોઈ પણ જાય તેનું વસ્ત્ર ધન લૂટી નિર્વાહ કરે છે એક વખત વનમા વસિષ્ઠ નામે બ્રાહ્મણ મળ્યો, તેણે ચોરી કરનારને પૂછ્યુ કે આવો ચોરીનો ધંધો તારે માટે જ કરે છે કે સાથે બીજાનુ પોષણ કરવુ પડે છે, ત્યારે ચોર ( બ્રાહ્મણ ) કહે કે હુ એકનો ચોરી કરી માબાપ ભાઈ વિગેરે (સર્વ કુટુંબ)નું પોષણ કરુ છુ વસિષ્ટ બ્રાહ્મણને પૂછે કે તારે ઘેર જઈ બધાને પૂછવુ કે હુ ચોરી કરી અન્ન, ધન, વસ્ત્ર વિગેરે લઈ તમારા બધાનું પોષણ કરૂ છુ તે સઘળુ પાપ મને લાગે છે કે તમને બધાને પણ લાગે છે તેનો ઉત્તર કહો ત્યારે બધા એકઠા થઈ બોલ્યા કે તારૂ કરેલુ પાપ અથવા પુણ્યમા અમારો કોઈ ભાગ નથી મનુષ્ય માત્ર પોતાનુ પુણ્ય પાપ જાતે ( કરે તે ) જ ભોગવે છે આવુ સાભળી તે ચોર ( વાલ્મિકી ) બ્રાહ્મણે પાછો વસિષ્ઠ પાસે જઈ કહ્યુ કે પાપ અથવા પુણ્ય જે કાઈ કરે તેનો ભોક્તા પોતે જ છે

બાદ વસિષ્ઠ બ્રાહ્મણ કહે કે તું બ્રાહ્મણ જાતિમા ઉત્પન્ન થઇ સદાચાર છોડી પાપ કર્મ કરવાથી છેવટ તને દુ ખ થશે. મરણસમયે કેવલ ધર્મ સહાય કરે છે બીજુ કોઈ કરતું નથી વસિષ્ઠનું કહેવુ સાભળી મનમા સંતાપ કરી વાલ્મિકી કહે કે હવે

તમારો શિષ્ય થઈ કાંઈ મંત્ર ઉપદેશ કરો. તમે મારા ગુરૂ છો.. ત્યારે વસિષ્ઠ બ્રાહ્મણ બોલ્યા કે તારો સ્વભાવ ક્રૂર ઘાતકી હોવાથી બીજા બ્રાહ્મણનો વધ કરશે. માટે તારે राम શબ્દને બદલે मरा શબ્દ બોલવો. આવો ઊલટો શબ્દ સાંભળી વૈરાગ્ય ઉત્પન્ન થઈ તે ચોર બ્રાહ્મણે અન્નજલ છોડી દીધું. ઘણો સમય થવાથી શરીર ઉપર ગરોડીનો ઢગલો થયો ત્યારે વસિષ્ઠ બ્રાહ્મણ પોતાના ઇષ્ટ-દેવ (બ્રહ્મદેવ)નું સ્મરણ કરતાં કહે કે આ બ્રાહ્મણ (વાલ્મિકી)-ને કાંઈ વરદાન આપશો. જ્યાં બ્રહ્મદેવનો વરદહસ્તનો સ્પર્શ થવાથી દિવ્ય તેજસ્વી સ્વરૂપ થયું. ગરોડીના રાફડાનો સંબંધ થવાથી (વાલ્મિક) પોતે વાલ્મિકી નામ રાખ્યું. જેથી વેદ તથા વેદાંગ શાસ્ત્ર સદાચાર ધર્મ ઉપદેશ કરવા લાગ્યા. राम શબ્દનો મંત્ર ઉચ્ચાર રાત્રિદિવસ કરતા હતા. જેથી રામ અવતારની રામાયણ કથા ગ્રંથ તૈયાર કરવાથી સરસ્વતી (વિદ્યાદેવી) પ્રસન્ન થવાથી મહાભાગ્યશાલી થયા. આનુ વાલ્મિકીચરિત કહ્યુ.

## સર્ગ ૧૭ મો

### રુક્માંગદચરિત

रुक्मांगदकथां वक्ष्ये लघ्वीं भक्तिप्रदायिनीम् ॥
यां श्रुत्वा मनुजः कृष्णे दृढां भक्ति लभेत च ॥

**સત્તરમા** સર્ગમા શ્રીકૃષ્ણભક્તિમાર્ગ વધારનાર રૂક્માંગદ-ચરિત કહે છે. પોતાની સર્વ પ્રજાનું ધર્મરૂપે પાલન કરતો હતો. જેથી કોઈ બીજા રાજાનો ભય નહિ હોવાથી નિર્ભય રહી ઈશ્વર-ભક્તિમાં પ્રવીણ હતો. નગરની પછવાડે એક સુંદર તળાવ હતું ત્યાં પુષ્પનો બગીચો બનાવ્યો, ત્યાં દરરોજ રાત્રે અપ્સરાઓ પુષ્પ લઈ જતી હતી. થોડો વખત ગયા પછી રાજાને માલમ થયું કે સુંદર પુષ્પ દરરોજ કોઈ ચોરી જાય છે. બગીચાના રખેવાલ

(માલી)ને રાજા પૂછે છે કે અહીંઆ દરરોજ પુષ્પની ચોરી કોણ કરે છે? હવે તપાસ નહિ રાખશે તો તારા સમગ્ર કુલનો નાશ કરીશ આવુ સાભળી ગભરાન માળી કહે છે કે હવે બરાબર તપાસ કરીશ પછી એક વૃદ્ધ બ્રાહ્મણને ઘેર જઈ વિનયથી પૂછવા લાગ્યો કે આ નગરના રાજાનો મને ભય ઉત્પન્ન થયો છે બગીચામા આવી રાત્રે પુષ્પ લઈ જાય જેનો શોધ મળતો નથી માટે શાસ્ત્રમા જોઈ મને સાચુ વચન કહો ત્યારે વૃદ્ધ બ્રાહ્મણ કહે છે કે રાજાનો સર્વને ભય હોય ત્યા સાધારણ મનુષ્ય આવતુ નથી દેવ રાક્ષસ, ગંધર્વ, કિંનર અથવા યક્ષ અપ્સરાઓમાથી કોઈ પણ આવી પુષ્પ લઈ જાય એવુ મારૂ માનવુ છે તારે આખી રાત્રી જાગરણ કરી તપાસ કરવી વળી બીજો ઉપાય કહુ છુ કે જે પુષ્પ દિવસમા દેવતાઓને ચઢાવ તેને બીજે દિવસે નિર્માલ્ય કહેવાય તે સઘળા પુષ્પ એકઠાં કરી આખા બગીચામા સાજે વિખેરી દેવાથી રાત્રે આવનારા જે કોઈ પુષ્પ (નિર્માલ્ય) ઓળગશે તે બધાઈ જશે આ પ્રમાણે વૃદ્ધનુ વચન સાભળી માળી તે પ્રમાણે ઉપાય કરે છે

પ્રાત સમે એક યુવાવસ્થાવાળી અપ્સરા જોવામા આવી બીજી સ્ત્રીઓ જેણે નિર્માલ્ય તરફ નહિ જતા પુષ્પ લઈ દરરોજ પ્રમાણે પોતપોતાને સ્થાન ગઈ પરતુ આ સ્ત્રી પુષ્પ (નિર્માલ્ય) ઓળગતી હતી જેથી સ્થિર ઊભી રહી આવુ થવાથી માળી તરત રાજા પાસે જઈ કહેતો હતો, હે મહારાજા! મે એક સ્ત્રી ચોર રૂપે પકડી છે જેનું સ્વરૂપ ઘણુ સુદર (દેવાગના રૂપે) છે, પરતુ મનુષ્ય નથી માળીનું કહેવુ સાભળતા રાજા ત્યાં આવતા પૂછે છે તુ કોણ છે? ત્યારે અપ્સરા બોલી કે મારી સાથે બીજી ઘણી હતી, તેઓ વિહાર કરતી પાછી ગઈ અને મારા પગ નીચે દેવપુષ્પ (નિર્માલ્ય) આવવાથી મારી સ્થિર ગતિ થઈ આવુ સાભળી રાજા પૂછે છે કે હવે પાછુ જવા શુ ઉપાય છે કે તું તારા સ્થાનમા જઈ શકે

અપ્સરા કહે કે હે રાજન્ ! તમારી નગરીમાં કોઈ પણ એકાદશી વ્રત કરતું હોય તેનું પુણ્ય મને આપવાથી હું પાછી સ્વર્ગમાં જઈશ રાજા બગીચામાંથી રાજમહેલમાં આવી પોતાના સેવકોને ગામમાં ખબર કાઢવા મોકલ્યા કે જે કોઈ એકાદશી વ્રત કરે તેને મારી પાસે લઈ આવો. સેવકો આખા નગરમાં ફરતા કોઈ માલમ પડ્યું નહિ પરંતુ એક વાણિયાને ઘેર કોઈ કામ કરનારી (ચાકર) સ્ત્રી રહે છે તેને વ્યભિચાર કરતા માલમ પડવાથી વાણિયાએ મારવાથી એકાદશી હતી જેથી અન્ન જળ કાંઈપણ લીધું નથી તથા પશ્ચાત્તાપ કરી રાત્રિમાં જાગરણ થયું જેને હાલ તમારી પાસે લાવ્યા જેથી રાજાએ એ દાસી વ્રતનું પુણ્ય અપ્સરાને આપવાથી તે સ્વર્ગમાં ગઈ ત્યારથી રુકમાંગદ રાજા પોતાના પુત્રપરિવાર સાથે એકાદશી વ્રતનો નિયમ ગ્રહણ કરી આખી નગરીમાં ઢંઢેરો કરાવ્યો કે न भोक्तव्य न भोक्तव्य पशुपक्षिगणैरपि। एकादश्या न भोक्तव्य जतुमात्रेण केनचित् ॥ એકાદશી દિવસમાં મારા નગરમાં કોઈ મનુષ્ય અનાજ ખાશે, તથા પોતાના ઘરમાં પાળેલા પશુપક્ષીઓને પણ અન્ન ખાવા આપશે તેઓને રાજદંડ થશે આવું રાજશાસન સાંભળવાથી આખા નગરમાં એકાદશી વ્રતનો આરંભ થયો

એ સમય રાજાને ત્યાં પોતાનો જમાઈ આવ્યો આખો દિવસ રાજભયથી (રાજપુત્રી) સ્ત્રીએ એકાંતમાં પણ ખાવા આપ્યું નહિ જેથી કુમાર (જમાઈ)ના શ્વાસોશ્વાસ બંધ જેવા થવાથી મધ્યરાત્રીમાં મરણતુલ્ય થયો બીજે દિવસે સવારે સ્મશાન-ભૂમિમાં લઈ ગયા ત્યાં રાજકુમારિના પતિ સાથે સતી થવા બધી તૈયારી કરી ચિતામાં પતિનું શબ રાખી અગ્નિ સંસ્કારની તૈયારી કરે છે તે વખતે બ્રાહ્મણ વેશમાં શ્રીભગવાન હાથમાં માળાજપ કરતા સતી (રાજપુત્રી)ને કહે છે આ કુમાર મરણ પામ્યો નથી, પરંતુ ભૂખ લાગવાથી મૂર્છા (બેભાન) થવાથી હાલ એને જીવતો કરીશ આટલું કહી રાજદૂતને ગામમાં મોકલી પૌંઆ (પૃથુક)

મગાની જલમા ભીંજવી મોઢામા મૂકનાથી કુમાર આમતેમ જોવા લાગ્યો પછી કહે છે કે તમે બધા એકઠા શા માટે થયા? જમાઈ કહે કે આ બ્રાહ્મણે મને સજીવન કર્યો બ્રાહ્મણ (શ્રીભગવાન)ને ગીતવાદિત્રનાદ સાથે પાલખીમા બેસાડી રાજમહેલ ગયા જ્યા માર્ગમા પોતે અતર્ધાન થયા આખા નગરમા શોધ કરતા હતા પણ કાઈ પત્તો ન લાગવાથી નિશ્ચય થયો કે બ્રાહ્મણવેશમા શ્રી ભગવાન પધાર્યા હતા, જેણે જમાઈને સજીવન કર્યો આ પ્રમાણે એકાદશી વ્રત કરનાર મનુષ્ય પોતે પવિત્ર થાય, છેવટે મોક્ષપદ મેળવશે

## સર્ગ ૧૮ મા

### મયૂરધ્વજચરિત

मयूरध्वजमर्त्ति तु वक्ष्याम्याश्चर्यदायिनीम् ॥
श्रुत्वा या मनुज सद्यो मुच्यतेऽज्ञानबधनात् ॥

અઢારમા સર્ગમા મયૂરધ્વજ રાજાનુ ચરિત કહેવાય છે, જે સાભળવાથી સસારનુ અજ્ઞાનબધન દૂર થાય એક વખતે અર્જુનને ગર્વ ઉત્પન્ન થયો કે આ સમગ્ર જગતમા શ્રીભગવાનનો પરમભક્ત મારા જેવો બીજો નથી જેથી શ્રીભગવાન અર્જુનને કહે છે કે તુ મારી સાથે એકાત સ્થાનમા આવી બાર વર્ષના બાળક પ્રમાણે વર્તન કરીશ હુ વૃદ્ધ સ્વરૂપ લઈ આપણે બને મયૂર ધ્વજ રાજા રહે છે ત્યા જઈશુ આટલુ કહી તે પ્રમાણે સ્વરૂપ લઈ બને જણા ચાલતા હતા તેટલામા રસ્તામા એક વાઘ નજરે જોવામા આવ્યો પહોળુ મોઢુ કરી અર્જુન ઉપર શિકાર કરવા એકદમ સામે આવ્યો ત્યારે શ્રીભગવાન કહે છે કે આ બાળકને છોડી દઇ મને ખાઈ જવુ કારણ કે આ બાળક મને ઘણો પ્રીય (વહાલો) છે ત્યારે વાઘ કહે કે તુ ઘરડો હોવાથી મને માસ વિગેરે પૂરતુ ન મળવાથી ઉપયોગમા આવશે નહિ આ બાળકનુ

રક્ષણ કરવું હોય તો બીજો ઉપાય કહું છું જેથી બધુ સારૂ થાય. અહીઆં ( નગરમાં ) મયૂરધ્વજ રાજા રહે છે જે તમારો પ્રિય છે, જેનુ જમણી બાજુના અરધા ( અંગ ) શરીરના બે ભાગ પોતાની રાણી તથા પુત્ર પાસે કરવતથી સરખા કરાવી જે વખતે બન્નેને શોક થાય નહિ. આ પ્રમાણે રાજાના શરીરનો જમણો ભાગ મને ખાવા આપવાથી તારી પાસે ઊભા રહેલા બાળક (અર્જુનને) ને છોડી દઇશ. આવી સાચી પ્રતિજ્ઞા લઇ જવા રજા આપીશ. શ્રીભગવાન વાઘને સત્ય પ્રતિજ્ઞા આપી મધ્યાન્હ (બપોર) સમય થતાં રાજદ્વારમા જઈ ભિક્ષાની સૂચના કરે છે. રાજા દરવાજા આગળ આવી પ્રાર્થના કરે છે કે હે મહારાજ ! તમને જે માંગવું હોય તે કહો. વૃદ્ધ બ્રાહ્મણ સ્વરૂપે ( શ્રીભગવાને ) કહ્યુ કે હું જે માગુ તે આપવા કબૂલ કરવુ. રાજા વિનયથી સ્ત્રી, પુત્ર, ધન, ભંડાર વગેરે જે જોઈએ તેટલુ શ્રીકૃષ્ણાર્પણ કરીશ, એમ કહ્યુ. વૃદ્ધ બ્રાહ્મણ કહે કે હું આ બાળક સાથે તારી પાસે આવતો હતો ત્યાં માર્ગમા વાઘ પોતાનુ પહોળુ મોઢુ કરી બાળકને ખાવા આવ્યો જેથી મારૂ શરીર બાળકને છોડાવવા આપવા કબૂલ કર્યું પણ વાઘ કહે કે તારા વૃદ્ધ શરીરમા કેવળ હાડકાં તથા ચામડુ હોવાથી મારી ભૂખ શાંતિ થાય નહિ ત્યાં વાઘે ઉપાય બતાવ્યો કે આ નગરમા ધર્માત્મા મયૂરધ્વજ રાજા છે, જેને જે કાંઇ જોઇએ તે તેટલુ આપે છે. વાઘને મનુષ્યનુ પુષ્ટ માંસ જોઇએ છે જેથી તારા જમણા શરીરનો ભાગ તારી રાણી તથા કુમાર (આરા) કરવતથી મસ્તક ઉપરથી સરખા ભાગે મને સંતાપ શોક શિવાય આનંદથી અર્પણ કરવાથી આ બાળક જીવતો રહે, હુ આવી દઢ પ્રતિજ્ઞા લઇ મધ્યાન્હ કાલે ભોજન સમય થતા તારી પાસે આવ્યો.

મયૂરધ્વજ રાજા પોતાની રાણી તથા કુમારને પ્રસન્ન થઈ કહે છે કે તમે બન્ને જણા કરવતથી મારા શરીરના મસ્તક ઉપરથી

સરખા બે વિભાગ કરો જમણો ભાગ અતિથિને બીક્ષા રૂપે અપવો. રાજાનુ કહેવુ સાભળી પુત્ર તથા રાણી કહે કે અમારૂં શરીર આપવા તૈયાર છીએ નમે મુઝવન રહેશો તો રાણી તથા પુત્ર બીજા ઘણા મળશે, ત્યારે વૃદ્ધ અતિથિ ( શ્રીભગવાન ) બોલ્યા કે તમારૂં બનેનું શરીર મને જોઈતુ નથી આવુ સાંભળતા પુત્ર તથા રાણી બને સામોસામ ઊભા રહી શ્રીપ્રભુનુ સ્મરણ કરી કરવતથી છેદન કરતા રાજાની ડાબી આંખમાથી આસુની ધાર છૂટતા ( શ્રીભગવાન ) વૃદ્ધ બ્રાહ્મણ કહે છે, હે રાજન્ ! તારા ડાબા નેત્રમાથી આંસુ પડવાથી હવે તારૂં શરીર જોઈતું નથી રાજા મયૂરધ્વજ કહે કે હે મહારાજ ! હું રડતો નથી પણ મારૂં ડાબુ શરીર રડે છે કે મારા બને ભાગ એક થઈ એક જ શરીર ગણાય તેમા જમણો ભાગ શ્રીકૃષ્ણ ( અતિથિ )ને અર્પણ થવાથી મારો જન્મ વ્યર્થ ગણાય, જેથી ડાબો ભાગ રૂદન કરે છે આટલું કહેતા સ્વર્ગમાથી દેવતાઓ જય જય શબ્દ બોલી પુષ્પવૃષ્ટિ કરે છે તે વખતે શ્રીભગવાન ( વૃદ્ધ બ્રાહ્મણ ) ચતુર્ભુજ રૂપ ( શખ, ચક્ર, ગદા, પદ્મ, ) ધારણ કરી રાણી તથા કુમારને કરવત છોડી દેવા આજ્ઞા કરી વરદાન આપવા કહે છે ત્યારે રાજા કહે છે કે તમારી પરીક્ષા બીજો કોઈ કરી શકશે નહિ મારે હવે કાંઈ જોઈતુ નથી શ્રીભગવાન કહે કે લાબો વખત રાજ્ય સુખ ઐશ્વર્ય ભોગવી અત મારા પવિત્ર ધામમા આવશે જ્યાસુધી ભગવત નામ છે ત્યાસુધી તારો યશ કાયમ રહેશે આટલુ કહી અર્જુનને લઈ શ્રીભગવાન દ્વારિકા પુરી ગયા રાજા ધન સપતિ રાજ્ય સુખ અનિત્ય માની પ્રભુભજન કરી છેવટે મુક્તિ મેળવતા હતા

## સર્ગ ૧૯ મો

### પ્રલ્હાદચરિત

**प्रल्हादचरितं शास्त्रे लोके यद्यपि विश्रुतम् ॥**
**तथापि वक्ष्ये संक्षेपात् शृण्वतां पापनाशनम् ॥**

**ઓ**ગણીસમાં સર્ગમા પ્રલ્હાદ ચરિત કહેવાય છે જે શ્રવણ કરવાથી પ્રભુભક્તિમા મારી શ્રદ્ધા ઉત્પન્ન થાય દૈત્ય કુળમા પ્રતાપી હિરણ્યકશિપુ ઉત્પન્ન થયો, જેણે ઉગ્ર તપશ્ચર્યા કરી બ્રહ્મદેવ પાસે મોટુ વરદાન મેળવ્યુ કે મને ત્રણ લોકમા કોઈ પણ જીતી શકે નહીં આવુ થવાથી બધા દેવતાઓનો પરાજય કર્યો જેને ચાર પુત્ર હતા, જેમા પ્રલ્હાદજી સૌથી નાની વયમા ઈશ્વરભક્તિ પરાયણ થયા પોતાના કુળગુરૂ શુક્રાચાર્યને કહ્યુ કે આ બાળકને દૈતશાસ્ત્ર ભણાવી યુદ્ધમા કોઈથી પાછો હઠે નહીં તેવો [illegible] શુક્રાચાર્યના પુત્રશંડામર્ક નામના હતા, તેઓને એક પાઠશાળામા બધા બાળકોને સોંપ્યા ગુરૂજી ભણાવે તે કાંઈ પ્રલ્હાદને પ્રિય લાગે નહીં, પરતુ કૃષ્ણ, રામ, વૈકુંઠનાથ વિગેરે પ્રભુ નામ સિવાય કાંઈ બોલે નહીં તેમજ બીજા બાળકોને પ્રભુ નામનો ઉપદેશ કર્યો આવુ થવાથી વિદ્યાગુરૂ ક્રોધાતુર થયા ત્યારે પ્રલ્હાદ કહે ? તમે જે કાંઈ ભણાવો છો તે મારૂ હિતકારક છે, પરતુ સર્વ શાસ્ત્રનો સાર શ્રી પ્રભુ નામમા છે તે તમે તથા મારા પિતા જાણતા નથી. બીજાં શાસ્ત્ર ભણવામા ઘણી મહેનત થાય પણ પ્રભુ-નામમા કોઈ પ્રયાસ નથી, જે ઈશ્વર જગતની ઉત્પત્તિ, પાલન તથા સહાર કર્તા છે તમે તથા મારા પિતા જે કાંઈ કરશો તે વિષયમા મને કાંઈ પણ ભય નથી પ્રભુનામ હુ કદાપી છોડીશ નહીં

વિદ્યાગુરૂ એકદમ હિરણ્યકશિપુ પાસે જઈ સર્વ વૃત્તાંત કહે છે ત્યારે પ્રલ્હાદને ખોળામાં બેસાડી પૂછે છે કે હે પુત્ર પ્રલ્હાદ આજ સુધી તારા વિદ્યાગુરૂ પાસે જઈ શું શીખ્યો તે કહેવું. ત્યારે પ્રલ્હાદ કહે કે હે પિતાજી श्रीराम, नारायण, वासुदेव, गोपाल, गोविंद मुकुन्द, कृष्ण,॥ पठामि चाहं किल शास्त्रसारं गुरुस्तुमा मन्यदुवाचकिंचित् ॥ ઉપર દર્શાવ્યા પ્રમાણે શ્રી પ્રભુનું નામ બોલું છું, બાકી મારા ગુરૂજી કાંઈ બીજો બોધ આપતા હતા. આવું સાંભળતાં તરત ક્રોધાતુર થઈ પુત્ર પ્રલ્હાદને જમીન ઉપર ફેંકી દીધો. હે દુષ્ટ પુત્ર ! મારા શત્રુનું નામ લેવાથી તને આગલ દુઃખ થશે. હવે મારી પાસે બીજી વખતે આવું બોલવાથી તારો નાશ થશે. પ્રલ્હાદ કહે છે કે તમે દ્વૈતશાસ્ત્ર ભણાવવા ગુરૂજીને હુકમ કર્યો પરતુ આ સંસારમાં મારો કોઈ પણ શત્રુ તેમજ મિત્ર નથી, તમે મારી નાંખવા ભય બતાવ્યો તે પણ શાસ્ત્રવિરૂદ્ધ છે. જગતમાં સમાનદષ્ટિપણાથી રહેનારાને કાંઈ ભય નથી, સંસારસમુદ્ર તરવા માટે શ્રી રામ કૃષ્ણ નામ સ્મરણ શિવાય પવિત્ર બીજું કાંઈ નથી. આવું સાંભળી હિરણ્યકશિપુને પ્રથમ કરતાં વિશેષ ક્રોધ ઉત્પન્ન થયો. ત્યાં દૈત્ય કુલગુરૂ શુક્રાચાર્ય આવતાં કહે કે તમારો પુત્ર ગુરૂવચન માનતો નથી પણ તમારી જાતિના સર્વ બાલકોને કેવલ તમારા શત્રુ (પ્રભુ) નામનો ઉપદેશ કર્યો. આવું સાંભળી પુત્રને વારંવાર સમજાવતાં છતાં પ્રલ્હાદ બોલે છે કે મને પ્રભુ નામ ઉચ્ચારણ શિવાય બીજું કાંઈ પણ પ્રીય લાગશે નહીં. હવે પુત્રને મારી નાંખવા વિચાર કરે છે.

પુત્ર પ્રલ્હાદને પાશથી બંધાવી ચાંડાલને બોલાવી કહે છે કે આ પુત્રને મોટા પર્વતોના શિખર ઉપરથી એકદમ નીચે ફેંકી દેવો, જેથી જલદી મરણ પામશે. તે વખતે પ્રલ્હાદજી પડતાં પ્રભુસ્મરણ કરતા હોવાથી કોઈ પલંગ ઉપરથી પડે તેવી રીતે નિર્ભય શાંતપણે નીચે આવ્યા. આવું થવાથી બીજો ઉપાય શોધે છે.

બીજી વખતે મોટા ઝેરવાળા તક્ષક જેવા મહાભુજંગના હાલાહલ વિષ ડંખથી મારી નાંખવા પ્રયત્ન કર્યો, છતાં ભગવત-સ્મરણ કરવાથી કાંઈ પણ ઝેર લાગ્યું નહીં. પણ મોટા તક્ષક જેવા મહા ભુજંગ સર્પના હોઠ ચામડી સાથે ચૂર્ણ થઈ હિરણ્યકશિપુ પાસે જઈ પોતાનું થયેલુ કષ્ટ નિવેદન કરે કે અમારા મોટામોટા દાંત ભાંગી ગયા તથા સર્પ મણિઓ ફૂટી ગયા. આવું દુઃખ થવાથી હવે ચાલી શકતા નથી. બીજું કામ હોય તે ફરમાવશો. તમારો પુત્ર અમારા ઝેરથી મરશે નહીં. આ પ્રમાણે પ્રયાસ વ્યર્થ થવાથી પ્રહ્લાદના નાશ માટે ત્રીજો ઉપાય શોધે છે. ત્રીજો ઉપાય મોટા બળવાળા હાથીઓના પગ નીચે દબાવી મારી નાંખવો. આવું થવાથી પ્રહ્લાદે શ્રીકૃષ્ણ (જેણે કુવલયાપીડ હાથી માર્યો તે)નુ સ્મરણ કર્યું. જેથી હાથીનો પગ બળવાથી ચીત્ત, ચીત્ત શબ્દ બોલતાં જમીન ઉપર પડી હાથી મરણ પામ્યો. આવો પ્રયાસ વ્યર્થ થવાથી ઘણાં ઉંડાં જલના હ્દ (દરા) માં ડુબાવી દેવા હુકમ કર્યો. બીજા દૈત્યોએ ઉપાય શોધ્યો કે પ્રહ્લાદને હરિસ્મરણ કરતા શ્રીભગવાને સર્વત્ર રક્ષણ કર્યું, પણ છેવટે અગ્નિમા બાળી નાખવા વિચાર કર્યો. માટે કુંભારને બોલાવી કહે કે જ્યારે તુ મટોડીનાં કાચાં વાસણને પકવવા મોટો ઉભારો કરે, ત્યારે આ બાળકને મધ્ય ભાગમા વાસણ સાથે રાખી બાળી મુકવો તે વખતે કુંભારે રાત્રે પોતાના ઘર આગળ કાચાં વાસણનો ઢગલો બનાવી મધ્યમાં પ્રહ્લાદને બેસાડી બાળવાનુ સાધન ઉપર નાખી જોરમાં આખી રાત્રી અગ્નિનો તાપ કર્યો છતા આજુબાજુનાં વાસણ તથા પ્રહ્લાદને કાંઈ અગ્નિજ્વાલા લાગી નહીં જ્યા પ્રભુસ્મરણ હોય ત્યાં સર્વ સંકટ દૂર કરવા સમર્થ થાય.

સવારમા ઉઠી કુંભાર રાજા પાસે આવી કહે કે આખી રાત્રી અગ્નિ સળગ્યો છતાં તમારા કુમાર (પ્રહ્લાદ)ને કાંઈ દુ ખ થયું નહી અને મારા વાસણ કાચાં રહ્યાં. પછી પ્રહ્લાદને પાછા રાજ્ય

લઈ ગયા તે વખતે હિરણ્યકશિપુને મોટો ભય થયો કે પુત્રને મારી નાખવામા ઘણા ઉપાયો કર્યા છતા કાંઈ થયું નહીં છેવટે ગર્જી કહે છે કે હે પુત્ર તુ મારૂ વચન માનતો નથી કાલપાશમા બંધાયેલા પ્રાણીને ઉલટુ કામ કરવા બુદ્ધિભેદ થાય હવે શુ થશે તે આગળ કહેવામા આવશે

## સર્ગ ૨૦ મો

अथ कालवशो राजा त हन्मि स्वयमेव हि ॥
इति निश्चित्य मनसा सभाया माययौ ज्वलन् ॥

કાલપાશ (મૃત્યુ) જેને જલદી આવે છે તેની બુદ્ધિ ધીમે ધીમે બગડતી જાય હવે મારે કયો બીજો ઉપાય શોધવો આવો દુર્ભાવ પુત્ર ઉપર થવાથી સભામા આવતા પુત્ર પ્રલ્હાદને પુછે છે કે હજુ મારૂ વચન પાળતો નથી તારો શુ વિચાર છે તે સ્પષ્ટ ખુલાસો કરવો ત્યારે પ્રલ્હાદ કહે કે તમારા વચનમા મને પૂર્ણ શ્રદ્ધા છે પરતુ મનુષ્યમાત્રએ મરણસમયે સંતાપભય દૂર થવા હરિનામ ઉચ્ચારનો અભ્યાસ રાખવો તમે મને મારી નાખવા ઘણા ઉપાયો કર્યા પણ પ્રભુનામસ્મરણથી દૂર થયા આવા શ્રીભગવન નામનો તિરસ્કાર કરવો નહીં આવુ સાભળી વિશેષ ક્રોધ થવાથી હાથમા શસ્ત્ર લઈ આજુબાજુ દૈત્ય સેના તૈયાર કરી બાળકનો હાથ પકડી પુછે છે કે તારા ભગવાન કયા છે જેને બતાવેગે નહીં તો હવે શસ્ત્રથી મારે તારો વધ કરવો આખી સભામા મોટો ભય ઉત્પન્ન થતા કોઈ બોલ્યુ નહી પૃથ્વી તથા પર્વતોમા ખળભળ શબ્દ થતા સૂર્યનો પ્રકાશ બધ થયો રાજમંદિર આગળ શિયાળ તથા ગીધ પક્ષી આવ્યા જેને જોઈ વૃદ્ધ પુરુષો સભામા ઉઠતા વિચાર કરવા લાગ્યા કે આ સમય છેવટ (મરણ) નો છે પુત્રને કહે કે તારી રક્ષા કરવા કોણ સમર્થ છે જેથી

પ્રલ્હાદ કહે છે કે હે પિતાજી! શ્રીભગવાન વિશ્વમાં સર્વ ઠેકાણે વ્યાપક છે. ગામમાં, ઘરમાં, સભામાં જ્યાં તમે કહો ત્યાં બધી જગ્યામાં પ્રભુનો નિવાસ છે. આવું સાંભળી ક્રોધથી કહે છે કે હે પુત્ર, તુ હજુ માનતો નથી. પણ આ સભાસ્થાનમાં તારા હરિનું દર્શન નહીં કરાવશે તો આ શસ્ત્રથી તારો વધ કરૂ છુ. તારો ભગવાન શી રીતે બચાવે? દૈત્યનું દુષ્ટ વચન સાંભળી ભક્તરાજ પ્રલ્હાદ કહે છે કે આ સભાસ્થાનના સ્થંભમાં મારા પ્રભુ સદૈવ રહે છે. આવું સાંભળી પ્રલ્હાદને જમીન ઉપર ફેંકી સ્તંભને શસ્ત્ર-ઘાત કરવાથી એકદમ શબ્દ થતાં બે ભાગ થયા. ત્યાં ભગવાન શ્રી નૃસિંહ સ્વરૂપે પ્રકટ થયા. સ્વરૂપનો અરધો ઉપરનો દેખાવ સિંહ-રૂપે તથા અરધો ભાગ નર (મનુષ્ય) દેહ રૂપે વિકરાળ રૂપ ધારણ કર્યું. મોટા નખ તથા દાંતથી ભયંકર રૂપે તરત કુદકો મારી હિરણ્ય-કશિપુને પછાડી પોતાના ખોળામાં લઈ નખ (આયુધ) વડે છાતીમાથી વિદારણ (નાશ) કરતાં આંખ જીભ દૈત્યની છુટી પડવાથી મરણ પામ્યો. દૈત્ય સેના બાકી હતી તે નાસવા લાગી.

શ્રી નૃસિંહ ભગવાનનુ વિકરાળ સ્વરૂપ જોઈ સામે કોઈ આવ્યો નહીં. બ્રહ્મદેવ તથા ઇંદ્રાદિ દેવતાઓ નમ્ર ભાવે સ્તુતિ કરતાં પ્રલ્હાદને આગળ ઉભો રાખી કહે છે કે હે દેવ, તમે દુષ્ટનો નાશ કર્યો જગતરક્ષા માટે ભક્તવચન સત્ય કરવા શ્રી નૃસિંહ અવતાર છે. વરદાન આપવા સમર્થ છો મત્સ્યાવતાર, કૂર્મ, વરાહ, વામન વિગેરે શુભ અવતાર જગતકલ્યાણ માટે ધારણ કરો છો. આવી સ્તુતિ કરતા શ્રી નૃસિંહ ભગવાન કહે છે કે દેવતાઓ તમે દેવલોકમાં સુખી રહો. હે ભક્ત પ્રલ્હાદ! તુ મારો પરમ ભક્ત હોવાથી તારૂં વચન સત્ય કરવા અવતાર મ ધારણ કર્યો તારા વશનો ઉદ્ધાર થશે. આટલું કહી શ્રી નૃસિંહ દેવ ઉત્તર દિશામાં ગયા. દેવતાઓ પ્રણામ કરી પોતાને સ્થાને ગયા. પ્રલ્હાદે પિતાની ઉત્તરક્રિયા કરી. શ્રી ભગવાન ભક્તિવશ છે જેથી ભક્તનું કાંઈ નબળુ થતું નથી.

આવુ પવિત્ર પ્રલ્હાદનું ચરિત્ર શ્રવણ કરવાથી ભગવાનનો ભક્ત થાય વિશેષ ચરિત બીજા શાસ્ત્રમા સ્પષ્ટ છે.

## સર્ગ ૨૧ મો

### નિંબાદિત્યચરિત

अथ वक्ष्ये पुराणेषु येनोक्ता भगवत्प्रिया: ॥
तेषां भक्तेस्तु माहात्म्य पारपर्यात् यथाकृतं ॥

**એકવીશમા** સર્ગમા બીજા ભગવાનના ભક્તનું ચરિત કહે છે જેઓ આગળ કહી ગયા તેઓનું ચરિત પ્રાચીન પુરાણોમા પ્રસિદ્ધ છે. હવે બીજા ભક્તનુ વર્ણન કરે છે કલિયુગમા ઘણા વર્ષ ગયા પછી કેવલ ભક્તિદ્વારા કોણ કોણ મહાભક્ત થયા, જેઓ ચરિત તથા સાચો ધર્મ પાળવાથી ઉત્તમ ગતિ શી રીતે મેળવતા હતા તેનું સ્પષ્ટ વર્ણન કહેવામા આવશે પરધર્મ હાલમા કલિયુગના વાતાવરણથી તથા તેઓના દાંભિક ઉપદેશથી આપણને સમજાવી એવો મનમા ઠસાવી આપે કે તમારા પ્રાચીન ધર્મમા હવે કાંઈ તત્ત્વ દેખાતું નથી માટે હમારો ધર્મ સર્વમા શ્રેષ્ઠ છે પરતુ તેના પરધર્મનો સ્વીકાર કરવો નહીં ઋષિમહર્ષિઓએ પરંપરા પાળેલો ધર્મ આપણે ત્યાગ કરવો નહીં રાજર્ષિ જનક તથા ચદ્રહાસ, શિબીરાજાઓ પૂર્વ ધર્મમા સનાતન ભક્તિ કરી ઉત્તમ સ્થાન મેળવતા હતા જેવી રીતે કાશીક્ષેત્ર ગોક્ષપુરી ગણાય તે પ્રમાણે પૂર્વના રાજા, મહારાજા તથા મહાત્માઓ સંતસાધુ ભક્તો આપણી આર્યા ( પવિત્ર ) ભૂમિમાં થઇ ગયા

કલિયુગમા સિદ્ધાતમતના મુખ્ય ચાર સંપ્રદાયો થયા પ્રથમ વિષ્ણુસ્વામી મત, બીજો સંપ્રદાય નિંબાર્ક, ત્રીજો મધ્વાચાર્ય મત અને ચોથો સંપ્રદાય રામાનુજનો આવા ચાર મતના પ્રવર્તકો આચાર્યપદ ધારણ કરનારા ઉત્પન્ન થયા જેમા વિષ્ણુસ્વામીથી

કૃષ્ણદાસ થયા તેના કીલ્હ તથા અગ્રદાસ નામે બે શિષ્ય હતા. ત્યારબાદ વિષ્ણુદાસ, રંગાચાર્ય અને શ્રીવામનાચાર્ય થયા.

વિષ્ણુસ્વામિના કુલમાં શ્રીમદ્વલ્લભાચાર્ય ( મહાપ્રભુજી ) થયા. રામાનુજના શિષ્ય દેવાચાર્ય થયા. પછી હર્યાનંદ, મહામહિષ, રાઘવાનંદ થયા. જેના શિષ્ય અનંતાનંદ તથા આનંદાનંદ નામે થયા. ત્યારબાદ સુરાસુર, સુરાપદ્માવતી, નરહરિ, પીપા, રવિદાસ, કબીરજી, ધનુધનહરિ વિગેરે રામાનુજના વંશમાં વૈષ્ણવરૂપે ઉત્પન્ન થયા. જેઓનું શુભચરિત કહેવામાં આવે છે.

પ્રથમ નિંબાર્કચરિત કહે છે. એક વખતે પોતાના ગામમાં કોઈ દંડી સન્યાસી આવ્યા, જેને ભોજન માટે નિમંત્રણ કર્યું. પોતાના આશ્રમમાં આવી એક શિષ્યને ( પાક ) રસોઈ તૈયાર કરવા આજ્ઞા કરી કે એક દંડી સ્વામીને ભોજન કરાવવું. આવું ગુરુવચન સાંભળી રસોઈ તૈયારી કરતાં સંધ્યાકાલ થઈ ગયો. પછી સંન્યાસીને તેડવા જતાં પોતે ભોજન માટે નિષેધ કર્યો કે મારા જેવા દંડી સ્વામી રાત્રે ભોજન કરતા નથી. આવું સાંભળી શિષ્યનો થયેલો અપરાધ થવાથી નિંબાદિત્ય ગુરુએ શ્રીભગવાનનું સ્મરણ કર્યું કે મારા નિમંત્રણમાં રસોઈ તૈયાર કરવા શિષ્યને વિલંબ થયો જેથી સ્વામી ભોજન શિવાય રહ્યા. ત્યારે ગુરુ વચન સત્ય કરવા શ્રીભગવાને સુદર્શન ચક્રને કહ્યું કે મારા ભક્ત નિંબાચાર્યનું સત્ય વચન કરવા સૂર્ય અસ્ત થાય તોપણ સન્યાસી ભોજન કરી પાછા જાય ત્યાં સુધી તેમના આશ્રમની આજુબાજુ પશ્ચિમ દિશામાં સૂર્ય જેવું દિવ્ય તેજ બનાવવું. આવું થયું ત્યારે દંડી સ્વામીને વિનતી કરી કે તમારા મનમાં શંકા થઈ કે સૂર્યનો અસ્ત થયો માટે ભોજન કરીશ નહીં, પરંતુ, હજુ સૂર્યબિંબ કાયમ છે. જેથી સન્યાસી બિંબ જોતાં ઉભા થયા. ત્યાં જઈ ભોજન કરી પાછા ફરતાં એકદમ અંધકાર થતાં ભિક્ષુક સ્વામીએ નિંબાચાર્યને પૂછ્યું કે એકદમ અંધકાર શા રીતે થયો? ત્યારે ઉત્તર કહ્યો કે હે

સ્વામિન્ મારા ઇષ્ટદેવ શ્રીભગવાનની પ્રાર્થના કરવાથી તમને ભોજન માટે હરકત નહીં થાય તેનો વિશ્વાસ કરવા પોતાનુ દિવ્ય તેજસ્વી સુદર્શન ચક્ર મોકલ્યુ આવુ સાભળી સ્વામી કહે છે, રાત્રિ છતા મારા ભોજન માટે આદિત્ય (સૂર્ય) દર્શન કરાવ્યુ જેથી હવે તમારૂ નિંબાદિત્ય નામ પ્રસિદ્ધ થશે આવી રીતે હરી સ્વામીને ભોજન કરાવના શ્રીભગવાનનું સ્મરણ કરતા હતા

## સર્ગ ૨૨ મો

### રામાનુજ શિષ્ય (જમાત) ચરિત

जामात इति विख्यात शिष्यो रामानुजस्य हि ॥
सोऽपिभक्तो बभूवास्य कथां वच्मि मनोहराम् ॥

**બાવીસમા** સર્ગમા રામાનુજાચાર્યના શિષ્ય જમાતનું ચરિત કહે છે પ્રેમભાવથી રામનુ ભજન કરતા વૈષ્ણવોની ઉત્તમ સેવા કરતા હતા એક વખતે પુષ્પ લેવા માટે ગામ બહાર જતા એક અનાથ પ્રાણી મરણ પામેલો જોવામા આવતા, જેના શરીર ઉપર ગોપીચન્દન તથા તુલસીની માળા હતી જે શબને વૈષ્ણવરૂપ માની પોતાના મસ્તક ઉપર રાખી ધીમે ધીમે સ્મશાન ભૂમિ તરફ લઈ જઈ અગ્નિ સંસ્કાર કર્યો, જેથી જમાતને શોક થયો કે અનાથ મનુષ્ય માર્ગમા મરણ પામ્યો આખો દિવસ રાત્રી અન્નજલ ગ્રહણ કર્યું નહીં બીજે દિવસ શુદ્ધ સ્નાન કરી અન્નજલ લીધુ ચોથે દિવસે સાધુસંતને ભોજન કરાવવા માટે એક દિવસ અગાઉથી તૈયારી કરે છે, અને જ્યા વૈષ્ણવ સાધુ જોવામા આવે તેઓને કહે છે કે આવતી કાલે મારે ત્યા ભોજન કરવા આવશો આવુ સાભળી જેઓએ જમાતને પંક્તિબહાર કર્યો હતો તેઓ કહેવા લાગ્યા કે અજાણ્યુ જાતિના શબનો તમે અગ્નિસંસ્કાર કર્યો જેથી કોઈ પણ હાલ તમારૂ અન્નજળ ગ્રહણ કરશુ નહીં આવતી કાલે

બીજા કોઇ પણ બહારથી ભોજન માટે આવશે નહીં. તેઓને અમે બંધ કરશું.

શ્રીભગવાનનું રાત્રે સ્વપ્ન થયું કે હે જમાત, તારે ચિંતા કરવી નહીં. સવારે ઘણા વૈષ્ણવો ભોજન કરશે તથા તારો દ્વેષ કરનારા ગામના રહીશ વૈષ્ણવો પાછળથી પશ્ચાત્તાપ કરી આમંત્રણ (તેડવા) શિવાય આપોઆપ આવશે. આવું સ્વપ્ન થતાં જમાતે સેવામાં મનને સ્થિર કરી બધી તૈયારી કરતાં ભગવતસ્મરણ કરી પદ્માવલી જલ વિગેરે સામાન તૈયાર થાય તેટલામાં ઘણા સંતસાધુ વૈષ્ણવો આવ્યા તેઓને ભોજન કરાવ્યું. ઘણા વૈષ્ણવો વિદાય થતાં ગામના નિંદા કરનારા મનમાં કષ્ટ ( સંતાપ ) પામી એક વૃદ્ધ વૈષ્ણવનું વચન સાંભળી પોતાનો દ્વેષભાવ છોડી આનંદ થઈ ભોજન માટે આવ્યા. જેઓને જમાત કહે કે હવે જે કાંઈ બાકી સામગ્રી તૈયાર હોય તેટલામાં પોતાનો નિર્વાહ થશે. બાકી બધું ભોજન સામગ્રી બહાર ગામથી આવેલા સંત વૈષ્ણવોને અર્પણ કરી હવે તમારે શુદ્ધ પ્રેમ રાખવો. જેથી ભવસાગર તરવામાં મુખ્ય સાધન ભગવાનની ભક્તિ સહાય કરે છે.

## સર્ગ ૨૩ મો

### શ્રીમાર્ગશિષ્યચરિત

**अथापरं प्रवक्ष्यामि माहात्म्यं परमाद्भुतं ॥**
**श्रीमार्गस्य सशिष्यस्य गुरुभक्तिप्रसंगतः ॥**

**તે**વીસમા સર્ગમાં શ્રીમાર્ગના શિષ્યની ગુરુભક્તિમહિમા વર્ણન કરશે. શ્રીભાગીરથી નદીકિનારે શ્રીમાર્ગ નામે મહા વૈષ્ણવ રહેતા હતા. પુત્ર પરિવાર ( સંસાર ) મોહ દૂર કરી વિષ્ણુભક્તિ ( શ્રીકૃષ્ણ સેવા ) કરતાં પોતાના શિષ્ય સાથે રહેતા. એક વખતે શિષ્યને કહે છે કે મેં જગદીશનું દર્શન કર્યું નથી. હું ત્યાં જઈ

પાછો આવીશ ત્યાં સુધી તારે દરરોજ ભાગીરથી (ગંગાદેવી)નું પૂજન કરવું જેનું પૂજન દેવતાઓ નિત્ય કરે છે, માટે ગુરુભાવથી દરરોજ સેવા કરવી. આટલું કહી ગયા.

શિષ્ય પોતે ભાગીરથી નદીને ગુરુરૂપ માની અંદર પગ પણ મૂકે નહીં. બીજી જગ્યામાં સ્નાન કરી ભિક્ષા માંગી નૈવેદ્ય ધરાવી નદીકિનારે રહ્યો. જેવી રીતે ગુરુ માની સાયંકાલે પાછો નૈવેદ્ય ધરાવતો હતો. થોડા સમય પછી જગદીશયાત્રા કરી ગુરુ પાછા આવ્યા ત્યારે ગુરુસેવામાં હાજર થયો. નદીકિનારે રહેનારાઓ ગુરૂ પાસે આવી કહેતા હતા કે તમારો શિષ્ય ઉત્તમ નથી. જ્યારે તમે જગદીશ ગયા ત્યારથી આજ સુધી અંદર સ્નાન કર્યું નથી. અમે ઘણો વખત ઠપકો કર્યો કે તીર્થજલ પવિત્ર ગણાય તેને છોડી ગમે તેમ સ્નાન થાય નહીં. ત્યારે ગુરુએ ઉત્તર કહ્યો કે હવે પછી સ્નાન કરશે. બાદ ગુરુ સુઈ ગયા.

શ્રીમાર્ગે ગુરુ બીજે દિવસે શિષ્યને લઈ ગંગાસ્નાન કરવ ગયા. ત્યાં પ્રથમ ગુરુ જલમાં કંઠ સુધી અંદર જઇ ઉભા રહી શિષ્યને કહે છે કે મારા શરીરને સ્વચ્છ કરવા અંદર આવી એક વસ્ત્ર માંગ્યું. આવું સાંભળી મનમાં સંતાપ પામી વસ્ત્ર આપવા જલમાં જાય તે વખતે કમલપત્ર જોવામાં આવતાં પાન ઉપર પગ મુકી અંદર ગુરુ પાસે ગયા. જેને જોઈ ગુરુ બહાર આવી વિચાર કરે છે કે અહિંઆં શું થયું હશે. નદીમાં કમલ શી રીતે ઉત્પન્ન થયાં. ત્યારે પ્રણામ કરી શિષ્ય બોલ્યો કે હે ગુરુજી તમારી ભક્તિ શિવાય હું કાંઈ જાણતો નથી. જ્યારે તમે જગદીશયાત્રા ગયા ત્યારે ગુરુ રૂપે ગંગામાં સ્નાન કર્યું નથી. કેવલ ભક્તિભાવથી ગુરુ રૂપે ગંગાદેવીનું પૂજન કરી નૈવેદ્ય ધરાવતો હતો. જ્યારે સ્નાન કરતાં તમે વસ્ત્ર માંગ્યું જેથી તમારી આજ્ઞાથી અંદર ગયો. ત્યાં કમલ શી રીતે ઉત્પન્ન થયાં તે હું જાણતો નથી. તમે મારા ગુરુ છો. માટે તમે કહેશો તે સત્ય છે. બાદ ગુરુએ શિષ્યને ધન્યવાદ

આપો. જે પ્રમાણે સેવા કરતાં પિતા પોતાના પુત્રને પ્રસન્ન થાય તે પ્રમાણે શિષ્યની પૂર્ણ સેવાથી ગુરુ પ્રસન્ન રહે છે.

## સર્ગ ૨૪ મો

### શ્રીરામાનુજાચાર્યચરિત

**रामानुजकथां वक्ष्ये महाश्चर्यप्रदायिनीम् ॥**
**यां श्रुत्वा निजधर्मेण भक्तिं प्राप्य हरिं व्रजेत् ॥**

**ચોવીસમા** સર્ગમાં શ્રીરામાનુજાચાર્યચરિત કહે છે. જે શ્રવણ કરવાથી પ્રભુભક્તિનો મહિમા વૃદ્ધિ થાય. દક્ષિણ દિશામાં સર્વ શાસ્ત્ર જાણનારા રામાનુજ થયા. જેણે ગુરુમુખથી મન્ત્રદીક્ષા ગ્રહણ કરી. તે વખતે ગુરુ કહે છે કે આ મન્ત્રનો જપ કરવાથી તત્કાલ ફલ મળશે. મંત્રજપ કરવાથી થોડો સમય જતાં શ્રીભગવાનનું દર્શન થયું. જેને આચાર્ય દીક્ષા ( શ્રીરામાનુજાચાર્ય ) રૂપે માનવામાં આવ્યા. એક વખતે પોતે શિષ્ય વર્ગ સાથે નીલાચલ પર્વત થઈ શ્રીજગન્નાથ પુરુષોત્તમ દેવનાં દર્શન માટે ગયા. જ્યાં ( જગન્નાથપુરીમા ) દેવપૂજકો આચારભ્રષ્ટ હોય તેમ એક પંક્તિમાં સાથે ભોજન કરતા હતા. જેને જોઈ રામાનુજાચાર્ય આશ્ચર્ય પામ્યા. અરેરે ! અહિંઆ પવિત્ર ધામમાં બધા સાથે ભોજન કરે છે. માટે વર્ણવ્યવસ્થા પ્રમાણે દરેક જાતિ ધર્મ સદાચાર પાળે એવો નિયમ ચાલુ રાખીશ. આવું થવાથી મનમા કાંઈ શ્રદ્ધા કમી થવાથી પોતે જગદીશરૂપ થઈ પોતાના શિષ્યવર્ગ પાસે પૂજન કરાવી નૈવેદ્ય ધરાવ્યો. અરેરે, તમારા દેવપૂજકોનો અનાચાર હોવાથી અંદર દાખલ થયા નહીં. ત્યારે રાત્રિમાં સ્વપ્ન થયું કે મારા (જગન્નાથ) પૂજકો ગમે તેવો આચાર પાળતા હોય તેઓને સવારમાં સ્નાન કરાવી તમારી સાથે પૂજનમાં રાખશો. જેથી મને પ્રિય લાગશે

શ્રીરામાનુજાચાર્ય આવુ સ્વપ્ન થતા પોતે કહે છે કે જીવતા સુધી અમારા પરંપરાધર્મ ( સદાચાર ) છોડયુ નહીં શ્રીભગવાન ગરુડજીને કહે છે કે તારે આચાર્યને કહેવુ કે અહીંઆ જેવો આચાર પરંપરા ચાલે છે તેવી જ રીતે મારૂ પૂજન કરવુ મારા પૂજકો જેવુ પૂજન કરે તેનાથી પ્રસન્ન છુ તમારા દેશમા જઈ તમારો આચાર પાળવો આટલુ વચન ગરુડજી કહે છે જેથી રામાનુજ સ્વામી પ્રસન્ન થયા પ્રભુકૃપાથી સર્વ કાર્ય થયુ આવી દૃઢ ભક્તિ થવાથી દેવતાઓ સદૈવ પ્રસન્ન રહે છે

## સર્ગ ૨૫ મો

### રંગવૈશ્યચરિત

अथ श्रीरंगभक्तस्य माहात्म्य कथयाम्यह ॥
पुष्करात् पश्चिमे ग्रामे घौसा नाम्नातिविश्रुते ॥
तत्र श्रीरंगनामासित् वैश्यो जैनपथे स्थित ॥

**પચીસમા** સર્ગમા શ્રીરંગ (વૈશ્ય) ભક્તચરિત કહે છે પુષ્કરતીર્થના પશ્ચિમ ભાગમા ઘૌસા ગામમા શ્રીરંગ નામે વૈશ્ય જેના જૈનધર્મમા પ્રીતિ રાખવાથી તે ધર્મનો સ્વીકાર કર્યો જેનો દાસ ( નોકર ) મરણ પામ્યો ત્યા યમદૂતો કહે કે જેણે જન્મમા હરિ નામનો ઉચ્ચાર કર્યો નથી તેવા પાપીને નરકદશા ભોગવવુ પડે જેનુ પ્રત્યક્ષ દૃષ્ટાંત કહે છે

યમદૂતો વૈશ્યને કહે છે કે તારો દાસ આખી જિંદગીમા કોઈ દેવનુ ભજનસ્મરણ કરતો નહીં હતો જેને તારા બળદના શીંગડે બાંધી હું યમપુરીમા લઈ જઈશ પરસ્ત્રી જોડે ભોગ ભોગવ્યો આટલુ કહી અંતર્ધાન થયા આવુ થવાથી શ્રીરંગ વૈશ્ય એક વૈષ્ણવનો શિષ્ય થયો, જે કોઈ ઘેર આગત આવે તેનો અન્નવસ્ત્ર આપી સત્કાર કરે. રામનામ જપ કરે જે નોકર મરણ પામ્યો

હતો તે પ્રેત રૂપે શ્રીરંગના ઘર આગળ આવ્યો. પરંતુ હરિનામ સ્મરણ ઉચ્ચાર સાંભળવાથી શ્રીરંગને કાંઈ થયું નહી. બાકી બીજાને કષ્ટ થયું. એક વખતે પ્રેત પોતાના પુત્રને ભયંકર રૂપ બતાવે છતાં તેને કાંઈ વહેમ લાગ્યો નહીં. પણ શરીર સુકાઈ ગયું. જ્યાં મરણતોલ થયો ત્યારે સ્ત્રી કહે કે હવે તારી મુક્તિ માટે કાંઈ ધર્મકાર્ય કરાવીશ. જેથી તેટલા પુણ્યપ્રભાવથી સારી ગતિ થશે. ત્યારે પ્રેત કહે કે તારા શરીરમાં હું પ્રવેશ કરીશ. બાદ શ્રીરંગદેવ ભગવાનનું પૂજન કરી ચરણામૃત લાવી મુખમાં મુકવાથી જલદી સ્વર્ગમાં જઈશ. આવું પ્રેતનું વચન સાંભળી સ્ત્રી તેમજ પુત્રે એ સાચા ભાવથી શ્રીરંગનાથનું પૂજન કરી ચરણામૃત પાન કરાવ્યું નરત પ્રેત સ્વરૂપ થઈ સ્વર્ગમાં ગયો. આવું ચરિત સાંભળવાથી ધર્મપ્રીતિ ઉત્પન્ન થશે.

## સર્ગ ૨૬ મો

### કૃષ્ણદાસચરિત

**विष्णुस्वामिप्रियः शिष्य कृष्णदासो बभूव ह ॥**
**कथां तस्य प्रवक्ष्यामि भक्तिमाहात्म्यसूचिताम् ॥**

**છવીશમાં** સર્ગમાં વિષ્ણુસ્વામિના પરમશિષ્ય શ્રીકૃષ્ણદાસ ચરિત કહે છે. જેનો ભક્તિભાવ મહિમા મોટો ગણાય. કૃષ્ણદાસનો મહાન તપસ્વી શિષ્ય હતો. સર્વ સાધન તૈયાર કરી સુખ ભોગવી છેવટે પ્રભુચરણમાં નિવાસ થયો.

કૃષ્ણદાસને માનસિંહ નામે શિષ્ય હતો. જેનો ઘોડેસ્વાર પહ્લાનદ ઉતરી ત્યાં ગયા ત્યાંથી ખડણી લાવતા હતા. ગાલવ ઋષિના આશ્રમની પૂર્વ દિશામાં કૃષ્ણદાસ (ગુરૂ) માટે ઉત્તમ સ્થાન બનાવ્યું. રાજસન્માન મેળવી ગુરુશિષ્ય (બન્ને) આનંદ પામ્યા. એક વખતે કુચ્છદેશનો રાજા પોતાને સંતતિ નહીં થવાથી રાજ્યકારભાર

પ્રધાનને સોંપી સુખવૈભવ ત્યાગ કરી પોતાની રાણીને સાથે લઈ શ્રીકૃષ્ણદાસ પાસે રહી સેવાધર્મ કરતો હતો ગુરુ પાસે મંત્રઉપદેશ લઈ રાણીને કહે કે આજે ગુરુને ભોજન કરાવવા માટે રસોઈ તારે જાતે તૈયાર કરવી પડશે રાણીએ તૈયાર પાક બનાવતા એક પાત્ર (વાસણ)મા મિષ્ટાન્ન લઈ જતા ઉતાવળ થવાથી થોડું અન્ન બહાર જમીન ઉપર પડ્યુ જે કોઈ નહી જાણે તેમ રાણી ખાય કે બાકી લાવતા રાજાને કાંઈ ખબર થતા હાથમા શસ્ત્ર લઈ રાણીનો વધ કરવા જતા ગુરુએ રાજાને સમજાવ્યુ કે સ્ત્રીવધ કરવાથી મહા પાપ થાય, પછી ભોજનપાત્ર જાતે લઈ ત્રણ ભાગ પ્રસાદ રૂપે પાછા આપતા કહે છે કે એક ભાગ તમારો (રાજાનો) છે બાકી બને ભાગ રાણીને આપીશ ત્યારે રાજા પુછે છે કે હે ગુરુમહારાજ અપરાધ કરનારી રાણીને કાંઈ પણ પ્રસાદરૂપે આપી શકાય નહીં તેના બદનામા બે ભાગ શા માટે આપશો ? જેથી ગુરૂ કહે કે હાલ તારી રાણી ગર્ભવતી હોવાથી સમય થતા એક ભાગ્યશાળી પુત્ર થશે જેને માટે બે ભાગ આપુ છુ ગુરુની આજ્ઞા લઈ મંત્રઉપદેશ (દીક્ષા) ગ્રહણ કરી રાણીને લઈ રાજા પોતાના નગરમા ગયો ગર્ભને દશ માસ થયા પછી એક સુંદર કુમારનો જન્મ થયો જે બાલક મોટી વય થતા સારૂ સુખ ભોગવતો હતો શ્રીભગવાનની ભક્તિનો મહિમા મોટો ગણાય છે પ્રાણિમાત્રની જેવી ઇચ્છા હોય તેવી ઇચ્છા પ્રભુભક્તિ કરવાથી પૂર્ણ થાય છે

## સર્ગ ૨૭ મો

### અગ્રદાસ તથા કીલ્હચરિત

अस्यैव शिष्यौ कील्हाग्री कथयामि तयो कथा ॥
तयोर्ज्येष्ठस्तु कील्होऽभूत् महायोगी जितेंद्रिय ॥

કૃષ્ણદાસના બે શિષ્ય કીલ્હ અને અગ્રદાસ નામે હતા જેમા કીલ્હ નામે શિષ્ય મહાયોગી જીતેંદ્રિયપણે રહી મથુરાનગરીમા

નિવાસ કરતા હતા. એક વખતે કીલ્હભક્તનાં દર્શન માટે માનસિંહ રાજા સાયકાલે મથુરામાં આવતાં અહો અહો શબ્દ આકાશમાર્ગમાં સાંભળી ગુરુને માનસિંહ પૂછે છે કે આવો શબ્દ ક્યાંથી બોલાય છે. જેથી કીલ્હદાસ બોલ્યા કે હાલ ગુજરાતનો રાજા સુમેરૂસિંહ મરણ પામી સ્વર્ગમાં જતાં મારો પરમ ભક્ત હોવાથી મને સંદેશો ખાત્રી કરવા કહે છે. માનસિંહે સાચી ખોટી તપાસ કરવા પોતાના દૂતોને મોકલ્યા. સાથે માનસિંહનો લખેલો પત્ર રાજ્યસ્થાનમાં આપતા હતા, જેમાં પાછો જવાબ લખ્યો કે અમુક દિવસે બપોરે અમારા (ગુજરાતના) રાજા સુમેરૂસિંહ દેવલોક થયા. માનસિંહે ગુપ્ત પત્ર કોઈને ખબર થાય નહીં એવી સાચી ભક્તિ જાણવા મોકલ્યો હતો પત્ર આવતાં પોતે વિસ્મય પામ્યો. એક વખત ગુરૂએ રાણી સમક્ષ એક પેટીમાં માલા મૂકી હતી. બે ઘડી ગયા પછી કીલ્હદાસે ( ગુરૂએ ) માનસિંહને કહ્યું કે સામે પેટીમાંથી માલા કાઢી મને આપવી. માનસિંહ પેટી ઉઘાડે છે, જેમા માલાને બદલે એક ભુજગ (સર્પ) નીકળતો હતો, જેથી એકદમ પેટી બંધ કરી ગુરૂ પાસે જઈ માનસિંહ ભયભીત થઈ કહે કે મને માલા નહીં મળતા મોટો સર્પ જોતા મેં બંધ કરી. આવું થવાથી શિષ્ય માનસિંહને નિશ્ચય ખાત્રી માટે બીજી વખતે રાણી સમક્ષ પેટીમાં માલા મૂકી, છતા માલા લેવા જતા ત્રીજી વખતે પણ માલાને બદલે માનસિંહને સર્પ જોવામાં આવતા ગુરૂ ચરણમાં પ્રણામ કરી સેવા કરવા તત્પર થયો. હવે અગ્રદાસનુ ચરિત કહે છે. એક વખતે માનસિંહ થોડી સેના લઈ કીલ્હગુરૂનો ચમત્કાર જોઈ અગ્રદાસના સ્થાનમા ગયો. તે વખતે પુષ્પનો બગીચો સાફ કરતાં આજુબાજુ સૂકાં પાંદડાંનો ઢગલો કરતાં માનસિંહને જોઈ બીજુ કામ બંધ કરી પરસ્પર કુશલતા પૂછવા લાગ્યા. તે વખતે નાભદાસ અગ્રદાસને મળવા આવતાં માર્ગમાં માનસિંહની સેના-પુરુષોએ અંદર દાખલ થવા ના પાડી કે હાલ માનસિંહ અમારા

રાજા અગ્રદાસને અદર પુષ્પની વાડીમા મળવા ગયા છ ત્યા બીજો કોઈ જાય નહીં

એકાતમા બને બેઠા હતા ત્યા જવા માટે નાભદાસ કહે કે તમારો રાજાનો જેવો દેહ છે તેવો હું પણ છુ પરતુ મને રાજ-વૈભવ નથી ત્યા જવામા શુ હરકત થાય? આટલુ કહી નાભદાસ એકદમ ગયા બને જણા (અગ્રદાસ નાભદાસ પરસ્પર મળીને અગ્રદાસ તરત અતર્ધાન થયા જેથી નાભદાસને માનસિંહ પૂછે કે મારા ગુરૂ ક્યાય ગયા જેથી નાભદાસે ઉત્તર કહ્યો કે હાલ તમારા ગુરૂ (અગ્રદાસ) બી ન ગર્વ માટે ગયા તમારી સેનાએ અહીં આવતા મને રોકનાથી હવે ગુરૂદર્શન થશે નહીં તેમા તારો અપરાધ નથી હવે કોઈ પણ સદેહ રાખવો નહીં અમારા જેવા સાધુસંતને જ્યા જવુ હોય ત્યા જવાય છે નાભદાસનુ શુભ વચન સાભળી માનસિંહને ગુરૂભક્તિમા પ્રેમ વધે છે પોતાના દેશમા આવી દરરોજ સતસાધુસેવા તથા ઈશ્વરભજનમા સમય નિર્ગમન કરતો હતો આવુ પવિત્ર ચરિત સાભળનાથી પ્રભુના શ્રદ્ધા ભક્તિભાવ ઉત્પન્ન થાય હવે આગળ શકરાચાર્યચરિત કહેવામા આવશે

## સર્ગ ૨૮ મો.

### શ્રીશકરાચાર્યચરિત

શકરાચાર્યમાહાત્મ્ય કથયામિ મહાદ્ભુત ।
યસ્ય શ્રવણમાત્રેણ સદ્ગતિં લભતે નર ॥

**અઠાવીશમાં** સર્ગમા શ્રીશકરાચાર્યનુ પવિત્ર ચરિત કહે છે દ્રવિડ દેશમા શ્રૃંગેરી નામે પવિત્ર ગામ છે જ્યા તુગા તથા ભદ્રા નામે પવિત્ર નદીઓ છ જ્યા વેદ વેદના અગ તથા યજ્ઞયાગ ક્રિયા જાણનારા દયાધર્મ પાળનારા પવિત્ર બ્રાહ્મણો રહે છે માટે

તેટલો પ્રદેશ બ્રહ્મલોક પ્રમાણે ગણાય. જેના કુલમાં શ્રીમહેશ્વર (શંકર) રૂપ ધારણ કરી ઘોર કલિમાં જૈનમત ખંડન કરતા હતા. જેથી વેદધર્મ કાયમ રહ્યો. પરધર્મ પાળનારા નાસ્તિક પથ વધવાથી સાચા ધર્મ (વૈદિકક્રિયા) લોપ થવાથી ઇંદ્ર સાથે દેવતાઓ બ્રહ્મદેવ પાસે જવાથી બધા દેવોને લઈ શ્રીભગવાન પાસે ગયા. પાછો યજ્ઞ તથા વૈદિક ધર્મ પ્રચાર થાય એવા હેતુથી ભગવાન કહે કે હાલ સનાતન વૈદિક ધર્મ જૈન મતપ્રચાર વધવાથી લોપ થયો, જેનો પાછો ઉદ્ધાર કરવો. શંકરદેવ આપણું કાર્ય કરશે. જ્યાં ત્રણે દેવતાઓ પરસ્પર ધર્મસ્થાપન કરવા અવતાર ગ્રહણ કરે છે. હું (બ્રહ્મા) મિથિલા નગરીમાં મંડનમિશ્ર નામે બ્રહ્મકુલમાં જન્મ લઈશ. ત્યાં શ્રી ભગવાન ઉદયનાચાર્યરૂપે મિથિલામાં જન્મ ધારણ કરશે. તથા શંકરદેવ દ્રવિડ દેશમાં બ્રાહ્મણકુલમાં શંકરાચાર્ય જન્મ ધારણ કરશે. થોડા સમય પછી ત્રણે દેવોએ જન્મ ધારણ કર્યો જેઓનો ઇતિહાસ (ચરિત) કહે છે.

શ્રી શંકરાચાર્ય બ્રાહ્મણકુલમાં અવતાર લઈ નાની વયમાં વેદશાસ્ત્ર વિગેરે ભણવા બ્રહ્મચર્ય વ્રત પાળતા હતા. પછી ગૃહસ્થાશ્રમ તથા વાનપ્રસ્થ (બીજો તથા ત્રીજો આશ્રમ) ત્યાગ કરી ચોથો સંન્યાસાશ્રમ દીક્ષારૂપે દંડ ધારણ કર્યો. પશ્ચિમ દિશામાં વૈદિક ધર્મ સ્થાપન કર્યો. તે વખતે જૈન મતપ્રચાર કરનાર રાજા હોવાથી ઘણી પ્રજા સંસ્કાર સદાચાર વિના હતી. જ્યાં શંકરાચાર્ય પોતે વૈદિક સનાતન ધર્મ સ્થાપન કરતા કોઈ સાંભળે નહીં. પછી નાસ્તિક મત ખંડન કરવા પોતાના રચેલા ગ્રંથ રાજાને સંભળાવતાં અપૂર્ણ રહેતાં એકદમ રાજા મરણ પામ્યો. તે વખતે શંકરાચાર્ય એકાંતમાં પોતાના શિષ્ય મંડલને કહે કે મારૂં શરીર ઔષધીથી તૈયાર કરેલાં તેલની કઢાઈમાં છ મહિના સારી રીતે રાખશો. હું પાછો આવી સારી રીતે વેદધર્મનો ઉદ્ધાર કરીશ.

શ્રી શંકરાચાર્યે સાચો ઉપદેશ કર્યો પછી પરકાયપ્રવેશ-સિદ્ધિથી મરણ પામેલા રાજાના શરીરમાં પ્રવેશ કર્યો. ત્યાં રાજ-ભવનમાં રાજા જીવતાં થતાં સર્વે આનંદ પામ્યા. પ્રધાન મંડલને કહે કે હું મરણ પામી ધર્મરાજ ( યમદેવ ) સમીપ ગયો ત્યાં યમદેવે દૂતોને કહ્યું કે રાજાનું આયુષ્ય હજુ થોડું બાકી છે, માટે પાછા પોતાની રાજધાનીમાં જવા દેવો. આવું થવાથી પાછો સજીવન થયો. પરંતુ યમપુરીમાં થોડો સમય રહેતાં એક અદ્ભુત ચમત્કાર જોયો. વેદ, યજ્ઞ, ધર્મ, શાસ્ત્ર, વ્રત તથા જપ, તપ અનાદિ કાલથી સત્ય છે. તેને પાળવાથી સંસારવેદના દૂર થઈ દેવતાઓ તેઓને સ્વર્ગમાં લઈ જાય. તેમજ જેઓ શાસ્ત્ર, યજ્ઞ, દાન, વ્રત, વેદશાસ્ત્ર નિંદા કરનારા અનીશ્વર ( ઈશ્વર નથી ) નાસ્તિક મત પાળનારાને યમનગરીમાં કષ્ટ ભોગવવું પડે છે. માટે વેદધર્મ સત્ય છે. આપણી નગરીમાં વૈદિક સનાતન ધર્મનું સ્થાપન કરવું તથા આજ સુધી અજ્ઞાનપણે નાસ્તિક મત ચાલ્યો તેનો પ્રતિબંધ કરવો. આવું છતાં જે મનુષ્ય મારી આજ્ઞાનો ભંગ કરશે તેને મોટી શિક્ષા થશે. આજ સુધી થયેલાં પાપની નિવૃત્તિ માટે ઉત્તમ ગોદાન, રત્ન અને સુવર્ણ પૃથ્વીદાન આપવું છે. આપણી નગરીમાં દરેક મંદિરમાં શાલગ્રામ ( વિષ્ણુ ) મૂર્તિઓ સ્થાપન કરવી. આવું રાજાનું વચન સાંભળી પ્રધાનમંડલે સઘળી તૈયારી કરી. રાજા શુદ્ધ સ્નાન કરી બ્રાહ્મણોને દાન આપી, ધર્મનીતિ પ્રમાણે રાજ્યકારભાર ચલાવે છે.

## સર્ગ ૨૯ મો

**अथ ते सचिवास्तं तु राजानं प्राहुरानताः ॥**
**राजन् वेदान संत्यत्र शास्त्राण्यपि कानिचित् ॥**

ઓગણત્રીશમાં સર્ગમાં ચાલુ વૃત્તાંત કહેવાય છે. પ્રધાન-મંડલ રાજાને કહે છે કે હે મહારાજ, તમે આગળ કહી ગયા તે

સઘળું સત્ય છે, પરંતુ આપણા નગરમાં કોઈ પણ વેદશાસ્ત્ર જાણનારો હાલ બ્રાહ્મણ નથી. માટે જ્યાં સુધી ધર્મનું સાચું સ્વરૂપ સમજાવી કોઈ પણ સરલ માર્ગ બતાવી શકે નહીં ત્યાં સુધી કાંઈ પણ થાય નહીં. ત્યારે પ્રધાનમંડલને રાજા કહે કે આપણા ગામમાં થોડા સમયે શ્રી શંકરાચાર્ય આવ્યા હતા. તેઓ નહી હોય તો કોઈ પણ શિષ્ય વર્ગ માલમ પડશે, તેની મારફત વેદ તથા ધર્મશાસ્ત્રનો પ્રચાર કરવો. માટે હાલ તપાસ કરો. જેથી ગામમાં શોધ કરતાં કેટલાક શિષ્ય જોવામાં આવ્યા જેઓને રાજા પાસે લઈ ગયા. જેઓને રાજાએ હુકમ કર્યો કે તમે બધા એકજ વેદ સનાતનધર્મનો અભ્યાસ કરી જલદી વેદધર્મનો ઉપદેશ કરો. જેથી નાસ્તિક મતવાળા મિથ્યા વાદવિવાદ કરનારા નગર છોડી બહાર ગયા.

શ્રી શંકરાચાર્યને રાજાના શરીરમાં પ્રવેશ થયા પછી ૭ માસ પૂરા થવાનો એક દિવસ બાકી રહ્યો, જેથી એક શિષ્ય એકાંતસ્થાનમાં આવી રાજાને સૂચના કરે છે, હવે ૭ માસ પૂરા થશે ત્યારે રાજા (શ્રી શંકરાચાર્ય) શિષ્યને ગુપ્ત વચન કહે છે હું આવતી કાલે જરૂર આવીશ પછી પ્રધાનમંડલને બોલાવી રાજાએ કહ્યું કે મને ગઈ કાલે રાત્રે ખરાબ સ્વપ્ન થયું અને મારા નાકનો આગલો ભાગ જોઈ શકતો નથી. હવે શ્વાસોચ્છ્વાસ બંધ થશે. વધારે સમજાય નહીં જેથી મારા જ્યેષ્ટપુત્રનો રાજ્યાભિષેક જલદી કરવો. તમને મારી છેવટની શિખામણ છે કે તમે પરસ્પર પ્રીતિ રાખી મારા કુમારનું કલ્યાણ થાય તેવી રીતે સહાય કરશો. આખા ગામમાં હાલ વેદધર્મશાસ્ત્રવિહિત સનાતન ધર્મ કાયમ સ્થાપન રહે એવો પ્રયાસ ચાલુ રાખશો. હવે કુમારની રાજ્યાભિષેકની તૈયારી કરી.

રાજાનું સત્ય વચન પાળવા પ્રધાનો બધી તૈયારી કરતા હતા. વડીલ કુમારને રાજ્યાભિષેક કરી રાજ્યગાદી સોંપી ધર્મકાર્ય સંપૂર્ણ કર્યું. બીજે દિવસે પ્રાતઃકાલે ઊઠી શુદ્ધ સ્નાન કરી શ્રી

વિષ્ણુપૂજન કરી ઉત્તમદાન આપી નારાયણ શબ્દ ઉચ્ચાર કરી ગજ્ન કૈનામવામ પામ્યા તેની કહાઈમા જે શરીરને શિષ્યવર્ગે મેળાવ્યુ હતુ તેમા પ્રવેશ કરી પૂર્વ પ્રમાણે શ્રીશંકરાચાર્યરૂપે વિરાજમાન થઈ થોડા સમયમા મરુદેશ મારવાડમા જઈ બૌદ્ધ મતનુ ખંડન કરી સ્વધર્મ પ્રચાર કર્યો

એક વખતે જૈનધર્મ પાળનારો રાજા પોતાના પાચ માળવાળા મહેલમા ઊભો રહી મોઈ રમત ગમત જોતો હતો ત્યા જૈન આચાર્ય (પંડિત) તથા શ્રી શંકરાચાર્ય પરસ્પર પોતપોતાના શાસ્ત્રનો વાદવિવાદ (નિર્ણય) કરવા લાગ્યા છતા કોઈનો પરાજય થયો નહીં ત્યારે જૈન આચાર્ય (પડિત) રાજાને કહે છે કે અહિંઆ કાલે એક અદ્ભુત ચમત્કાર થશે તે વખતે આશ્ચર્ય પામશે આ જગ્યામા પૃથ્વીમા મોટો ખાડો પડશે જેમા એકદમ જળ ભરાઈ જશે જેથી તારા બચાવ માટે તરતા આવડતુ હોય તો ઠીક નહિ તો હાડીમા બેસવુ પણ આ પ્રમાણે તારાથી કાઈ પણ ન થાય તો જલમા ડૂબી મરણ પામશે જૈન પડિત (આચાર્ય) માયા વાદી (મત્રશાસ્ત્ર જાણનારો) હોવાથી બધો ઢોગ રાજાને બતાવે છે નાસ્તિક મત સાચો કરવા બીજી વખત રાજાને કહે કે હવ જલનુ ધાડુ તોફાન (પૂર) થશે ત્યા તરવા માટે હોડી આવશે તેમા જલદી બેસવુ

જૈન આચાર્યનુ માયાવાદી વચન સાભળી શ્રી શંકરાચાર્ય રાજાને કહે કે તારા આચાર્યને પ્રથમ જલમા જવા માટે હુકમ કરવો પછી તારી સાથે હું જતે આવીશ આવુ સાભળતા રાજાએ તે પ્રમાણે જૈન આચાર્યને કહ્યુ કે પ્રથમ તમે જાઓ હું પછી આવીશ જૈના જૈન આચાર્ય શ્વાસોચ્છ્વાસ બધ કરી જલમા રાજાને પકડી ઉતારવા પ્રયત્ન કરે છે એકદમ અતરિક્ષ (ઉપર) જતા પાછો નીચે પડતા હોડી તથા જલ કાઈ નહીં (અદશ્ય) હોવાથી હાથ પગમાથી લોહી નીકળી જમીનમા પડી બેભાન (મરણવશ)

થયો. બાદ રાજા શ્રી ગુરૂ (શંકરાચાર્ય)ને કહે કે જે આગલ જોવામા આવ્યુ હતુ તે ક્યાં ગયું. ત્યારે સ્વામી મહારાજ રાજાને સ્પષ્ટ સમજાવે છે કે તારો જૈન આચાર્ય આસુરી માયાનો દેખાવ કરી તને મારી નાખવાનો ઉપાય (ઢોંગ) શોધતો હતો એની દુષ્ટ માયા મારી સાત્વિક માયાથી દૂર થઈ. જે મનુષ્ય પ્રાણી જેવુ કર્મ કરશે તેવું ફલ ભોગવશે જેણે તને મારી નાખવા આવો ખોટો ભાવ ઉત્પન્ન કર્યો તે બધુ પ્રત્યક્ષ જોયુ માટે હવે તારે સાચો ધર્મ સ્વીકારવો

રાજા કહે છે કે મારા મનમા સાચા ધર્મનો વિશ્વાસ થયો માટે હવે મનદીક્ષા આપવા તૈયારી કરવી. ગુરુએ સાચો ઉપદેશ (સનાતન ધર્મ પ્રચાર) કર્યો, જેથી રાજાએ પ્રધાનને કહ્યુ કે સાગ રાજ્યમાં જૈનધર્મ ત્યાગ કરી ધર્મશાસ્ત્ર પ્રમાણે વેદવિહિત ધર્મ પાળવો. ગામમા જાહેર સૂચના થવાથી બધા વૈષ્ણવધર્મ પાળતા હતા. થોડો સમય મારવાડમા રહી ધર્મસ્થાપન કરી શંકરાચાર્ય પાછા મિથિલા નગરી તરફ ગયા ત્યા વૈદિક ધર્મક્રિયા, શાસ્ત્ર, ન્યાય, મીમાસા, વેદાંત, સાખ્ય વિગેરે શાસ્ત્રનો અભ્યાસ કરનારા ઘણા બ્રાહ્મણો જોવામા આવ્યા જેથી પ્રસન્ન થવાથી બ્રાહ્મણો શ્રીશંકરાચાર્યનુ વિધિપૂર્વક પૂજન કરતા હતા.

## સર્ગ ૩૦ મો

### મંડનમિશ્રચરિત

**मिथिलायां तत स्वामी जनकस्यगृहस्थलं ॥**
**गत्वा प्रथमतस्तत्र धनु खंडंददर्श ह ॥**

**શ્રીશંકરાચાર્ય** મિથિલાનગરીમા પ્રથમ જનક રાજાના નિવાસસ્થાનમાં ગયા, ત્યા સતી સીતાજીના વિવાહ સમયે શ્રીરામચંદ્રજીએ ધનુષભંગ કર્યું હતુ તે સ્થાન જોવા પછી જનકરાજાની

કુલદેવી પાર્વતીનુ દર્શન કર્યું, જ્યા વ્યાઘ્રતીર્થ તથા શરબિંદુ નદમા સ્નાન કરી શ્રીમહેશ્વરનું દર્શન કરી આગળ જતા શિલાનાથ પાસે થઈ શ્રીમડનમિશ્રને ઘેર પોતાના શિષ્ય મડલ સાથે મધ્યાહ્ન સમયે દાખલ થયા જે વખતે મડનમિશ્ર ઉભા થઈ સન્માન કરી પૂજન કરી ભોજન કરાવી પછી પોતે ભોજન કરી આનદમા થોડો સમય બેઠા પછી મડનમિશ્ર શ્રીશકરાચાર્યને વિનયથી પૂછ્યુ હે મહારાજ ! તમને ક્રોધ નહીં થાય તો એક પ્રશ્ન પૂછવા મારી ઇચ્છા થઈ તમે સાક્ષાત્ નારાયણ સ્વરૂપ છો માટે મને ક્ષમા કરશો

શ્રીશકરાચાર્ય તે વખતે મડનમિશ્રને કહે છે કે હું ક્રોધી છુ એવો સંદેહ કરવો નહીં કારણ કે મારા જેવા યતિ સન્યાસીને ક્રોધ લોભ ઉત્પન્ન થવાથી પાતક થાય માટે જે કાંઈ પૂછવુ હોય તે યોગ્ય રીતે પ્રશ્ન પૂછવા હરકત નથી આવુ શુભ વચન સાભળતા મડનમિશ્ર પૂછે છે કે કલિયુગમા સન્યાસ આશ્રમ (દીક્ષા) ગ્રહણ કરવા શાસ્ત્રમા નિષેધ વચન કહે છે, છતા સન્યાસ આશ્રમ શા માટે ગ્રહણ કર્યો ? જેમા મને લાભ છે, જેનું સ્વરૂપ ધર્મ મેં ધર્મશાસ્ત્રમા વાચ્યુ હતુ પણ આજે મને પ્રત્યક્ષ દર્શન થયુ ત્યારે સ્વામી કહે કે તમે કહો છો તે બરાબર છે કલિયુગમા સંન્યાસગ્રહણનો નિષેધ છે, છતા બધા ચારે આશ્રમ ધર્મ પાળના શાસ્ત્ર પ્રમાણ છે

પરસ્પર ખડનમડન બને વિવાદ ઘણો વખત ચાલુ રહ્યા છતા બને પક્ષમા કોઈનો પરાજય થયો નહીં, ત્યારે શ્રીશકરાચાર્ય એક વખતે મડનમિશ્રને કહે કે આપણે બને પરસ્પર શાસ્ત્રાર્થ ( વાદ-વિવાદ ) કરશુ તેમા કોઈ નિર્ણય આવશે નહીં, માટે કોઈ મધ્યસ્થ રહેશે તો જલદી વાદ સિદ્ધાત થાય જેથી તમારી સ્ત્રી સરસ્વતી (દેવી)ને બોલાવી જે પોતે નિર્ણય કરશે તે કબૂલ રાખવુ પછી મડનમિશ્રના સ્ત્રીને મધ્યસ્થ રાખી સ્વામી શ્રીશકરાચાર્ય કહે કે

આ બને પક્ષમા જે કાઈ યોગ્ય હોય તેનો નિર્ણય કરવો ત્યારે સરસ્વતી કહે કે ઘણો સમય થતા મેં બનેનો વાદ સાભળ્યો છતા હું ઘરમા મારૂં કામ કરતી હતી રસોઈ તૈયાર થઈ ત્યારે પોતાના પતિને કહે છે કે હવે તમે પરાજય પામશો, માટે શ્રીશકરાચાર્ય ની આજ્ઞા સ્વીકાર કરશો આવુ થવાથી પરસ્પર વાદ કરતા બધ થયા સ્વામીએ મિશ્રપત્નીને ધન્યવાદ કહી આશિષ આપી જેથી પડિતો તથા શ્રવણ કરવા આવેલા સર્વ સભાસદો શ્રીશકર-સ્વામીના મતને અનુમોદન (સમાન) સ્વીકાર કરતા હતા મડન-મિશ્ર બીજી કોઈ પક્ષ નહી હસતા હસતા કહે છે કે હવે હું પરાજિત થવાથી મારી સ્ત્રીના આગ્રહથી આતુર સન્યસ્ત ગ્રહણ કરવા કલિયુગમા કહ્યુ જેનો સ્વીકાર કરૂ છુ જેણે વિદ્યા વિનય નિયમ ધર્મ પાળી કામ ક્રોધાદિ છ શત્રુ વશમા હોય તેને સંન્યાસ ગ્રહણ કરવા શાસ્ત્રપ્રમાણ છે

શ્રીમડનમિશ્રનું વચન સાભળી શ્રીશકરાચાર્ય કહે કે તમે કહો તે સત્ય છે હવે ભોજન માટે પાક તૈયાર છે, માટે ભિક્ષા ર્યા બાદ પછી ચર્ચા થશે પ્રથમ સ્વામીને ભોજન કરાવી પડિતો સાથે પોતે ભોજન કરતા હતા બાદ ન્યાય, ધર્મશાસ્ત્ર મીમાસા વેદાત-દર્શન વિગેરે શાસ્ત્રરહસ્ય સમજાવતા હતા થોડો વખત રહ્યા પછી મિથિલા તરફ પાછા પ્રયાણ કરતા હતા આવુ પવિત્ર શ્રી-શકરાચાર્યચરિત શ્રવણ કરવાથી મહાભાગ્યશાલી ગણાય

## સર્ગ ૩૧ મો

### ઉદયનાચાર્યચરિત

**અથ વક્ષ્યે તૃતીયસ્ય હરેરંશસ્ય ધીમત ॥**
**ઉદયનાચાર્યનામ્નસ્તુ માહાત્મ્ય લોમહર્ષણ ॥**

**એ**કત્રીસમાં સર્ગમા શ્રીભગવાનના ત્રીજા અશમા ઉત્પન્ન થયેલા શ્રીઉદયાચાર્યચરિત કહે છે મિથિલાનગરીમા નિવાસ કરી

ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કર્યો. સર્વ સિદ્ધાંતમા ગૌતમ ન્યાયશાસ્ત્ર મુખ્ય ગણાય. બૌદ્ધ મતના સિદ્ધાંત તપાસવા પંડિતોને પ્રિય લાગે એ પ્રમાણે 'કિરણાવલી' નામનો ટીકા ગ્રંથ કર્યો એક બૌદ્ધમત મંડન કરવા કોઈ પંડિત રાજા પાસે આવ્યો ત્યા શિષ્ય સાથે પોતાના તૈયાર કરેલા ગ્રંથ રાજા પાસે મોકલતા કહ્યું કે હાલ તમારા ગામમા વેદશાસ્ત્ર જાણનાર શિવસ્વામી છે, જેણે તને હાલ ભ્રાંતિમા રાખ્યો. મારા શાસ્ત્ર તપાસી તારે જાતે અનુભવ લેવો હવે મારે સ્વામી સાથે શાસ્ત્રાર્થ (વાદ) કરવો છે જેણે હાલ બૌદ્ધ-ધર્મ ખંડન કરી વેદધર્મ સ્થાપન કર્યો

રાજાએ ઉત્તર કહ્યો કે હું કાઈ ગાંડો થયો નથી આવતી કાલે સભાગમા હાજર થવુ પછી બધો નિર્ણય થશે આવો સમાચાર જૈન પંડિતને મોકલ્યો પોતાના નગરમા રહેલા પંડિતોને ઉદયનાચાર્ય સમક્ષ બોલાવી કહે છે કે મારી નગરીમા કોઈ નાસ્તિક પંડિત આવ્યો જેમા તમારી જોડે વાદ થવાથી તમારો પરાજય થશે તો મારે તથા તમારે નાસ્તિક મત સ્વીકાર કરવો આવુ સાંભળી કોઈ પંડિતે રાજાને જવાબ કહ્યો નહીં. પણ ઉદયનાચાર્યે, રાજાને કહ્યું કે જય અથવા પરાજય થવો ઈશ્વર આધીન છે. તમારે ચિંતા કરવી નહીં છેવટે શુ થાય તે તમારે તટસ્થપણે શાંતિથી જોવુ

રાજાએ બીજે દિવસે પોતાની સભા ભરી જૈન આચાર્યને કહ્યું કે મારી સમક્ષ તમારે વાદ કરવો બાદ પરસ્પર ખંડનમંડન વાદ ચાલ્યો જેથી બૌદ્ધ આચાર્ય વિચાર કરે કે આજે હવે છેવટે શાસ્ત્રપ્રમાણથી મારો પરાજય થશે ત્યારે રાજાને કહે કે તમારા ગામમા પંડિતો બધા દ્વેષ કરે છે કોઈ મારૂ સાચુ માનતું નથી માટે આ શાલગ્રામ (વિષ્ણુ) શિલામા ઈશ્વર છે, જે શિલા મારી પાસે રાખવી જેને હું ખંડિત કરૂ પછી એ શિલા જલ પ્રમાણે પિગળી જાય પછી પાછી હતી તેવી થાય તો હું હારી ગયો છુ–

આવુ થવાથી તેનો ધર્મ ( વૈદિકધર્મ ) સ્વીકાર કરીશ જૈન આચાર્યનું કહેવુ સાભળી ઉદયનાચાર્ય રાજાને કહે છે કે આ પડિત આચાર્ય ઘણો નાસ્તિક છે છતા જે કાંઈ કહેશે તે પ્રમાણે હુ પાળના કબૂલ છુ. એ માયાવાદી છે પરતુ આ શિલા જલરૂપ થાય, પાછી શિલારૂપ બનવાથી બે મત થશે, તે વખતે સભાસદો ખરો નિર્ણય કરશે ત્યારે જૈન આચાર્ય કહે કે મને પ્રત્યક્ષ બતાવશો તો હુ કબૂલ કરીશ પછી એક પાત્રમા શિલા રાખી તે વખતે બૌદ્ધ આચાર્ય પોતાની માયા જાલના બળથી શિલાને જલરૂપ બનાવતા અતર્ધાન થયુ પછી ઉદયનાચાર્યએ બૌદ્ધ મતનું ખડન કર્યું પાછુ જલ દેખાવા પછી શિલા રાજદ્વારમા પાછી પડી તે વખતે રાજા તથા પડિતો જય જય શબ્દ બોલતા હતા જેથી ઉદયનાચાર્ય કહે કે મારી પ્રશસા કરવી નહીં મારે ધર્મ પ્રમાણે વેદશાસ્ત્ર સિદ્ધાત પ્રમાણે જે કાંઈ ઈશ્વિરકૃપાથી પૂર્ણ થયુ તે હવે પ્રત્યક્ષ જોવામા આવ્યુ હવે હુ બીજો સિદ્ધાત કહું તે પ્રમાણે આપણે બને કબૂલ કરીએ

સામે તાડનું ઝાડ છે તે ઉપર ચઢી કુદકો મારી નીચે પડતા જે જીવતો રહે તે સાચુ બોલે કે વેદશાસ્ત્ર પ્રમાણ સાચુ છે પછી જે મત સ્વીકાર કરે તે પ્રત્યક્ષ પ્રમાણ છે આવુ સાભળવાથી રાજા કહે કે આવી પરીક્ષા પ્રાણસમર્પણ થાય તેવી છે માટે હવે બને પડિતો વાદવિવાદ છોડી દો અને જેને શાસ્ત્રમા શ્રદ્ધા હોય તેમ કરવા પ્રયત્ન કરવુ ઉદયનાચાર્ય કહે કે આ નિયમમા તમને કંઈ પાપ લાગશે નહીં પરતુ અમારા બનેના વાદમા જેનો પરાજય થાય તેના પુસ્તકો જલમા ડુબાવી દેવા તમારે નિયમ કરવો પછી બને આચાર્ય તાડ ઉપર ચઢ્યા જ્યા રાજાએ બીજા પડિતોને સભાસદો માની ઉભા રાખ્યા પ્રથમ ઉદયનાચાર્ય બોલ્યા કે વેદપ્રમાણ ધર્મસિદ્ધાત છે, જ્યા નીચે પડતા સુખરૂપ હરિસ્મરણ કરતા સન્મુખ આવ્યા પછી જૈનાચાર્ય ઝાડ ઉપરથી પડતા બોલે કે

વેદધર્મ અપ્રમાણ છે, હું તેને ધર્મરૂપે માનતો નથી આટલુ કહી નીચે પડવાથી હાથપગ ભાગી ગયા, માથામા પથ્થર લાગવાથી ખોપરી ફૂટી મરણ પામ્યા પ્રત્યક્ષ પ્રમાણ થવાથી ગજાએ ગામમા જાહેર મત પ્રસિદ્ધ કર્યો કે હવે શાસ્ત્ર તથા વેદવિહિત ધર્મ પાળવા સર્વને આજ્ઞા કરૂ છુ નાસ્તિકવાદી ગ્રથોને જલમા ફેંકી દીધા શ્રી ઉદયનાચાર્યને રાજ્યગુરૂપદ સમર્પણુ કરી જીવિકા માટે ગામગરાશ (વર્તમન) આપે છે શ્રી ઉદયનાચાર્ય શ્રી જગદીશના દર્શન માટે પુરુષોત્તમ નગરમા જઈ સ્નાન કરી શ્રીમાર્કંડેયતીર્થથી પાછા આવતા દૂરથી દેવ (જગદીશ)નું દર્શન કર્યું પછી બીજા દરવાજામા ગયા ત્યારે બ્રાહ્મણસ્વરૂપે દશન થયુ પછી ત્રી ત ચોથા દરવાજામા જઈ દર્શન કરતા જુદા સ્વરૂપમા દર્શન થવાથી આચાર્ય કહે કે શ્રી જગદીશ મોટા દેવ છે, હાલ બૌધધર્મ થોડા વખતમા અસ્ત થશે આવો ભાવાર્થ (શ્લોક) સાભળતા એકદમ દરવાજા ઉઘડતા પૂજકો બહાર આવી ઉદયનાચાર્યને અદર લઈ ગયા ત્યા વિધિપૂર્વક શ્રી જગદીશનુ પૂજન કરી સ્તોત્રપાઠ ભણી થોડો વખત ત્યા રહેતા હતા

શ્રી જગદીશના પૂજકોને સ્વપ્ન થયુ કે મારો પીતાબર (પટવસ્ત્ર) જે ઘણો પ્રિય છે તે વસ્ત્ર તમારે ઉદયનાચાયને પ્રસાદરૂપે આપવુ અને ઘણા પ્રિય છે તેમજ મારા અશરૂપે છે બૌદ્ધસિદ્ધાત વાદીઓનો પરાજ્ય કરી ખરૂ ધમસ્વરૂપ (મારૂ) સ્થાપન કર્યું આવુ સ્વપ્ન થવાથી પ્રભુ આજ્ઞાનુસાર બીજે દિવસે પૂજકો વસ્ત્ર આપી સન્માન કરતા હતા જેને આચાર્યે મસ્તક ઉપર બાધી રાખ્યુ પ્રણામ કરી પાછા પોતાની મિથિલાનગરી પ્રયાણ કરતા હતા પછી વેદધર્મનો સવ સ્થલમા પ્રચાર થયો છેવટે ઉદયનાચાર્ય શ્રી કાશીક્ષેત્રમા જઈ શ્રી મણિકર્ણિકાના સ્મશાનમા રહી વિદેહી થવા પોતે શુદ્ધ કુળમા ઉત્પન થવાથી વેદધર્મ સ્થાપન કરવા પોતે ઉદયનાચાર્યે જન્મ ગ્રહણુ કર્યો

## સર્ગ ૩૨ મો

### પુંડરીકચરિત

दक्षिणस्यां तु विख्याता भीमानाम्नी नदी शुभा ॥
तत्तीरे ग्राम आसीद्वैदवित् विप्रसंकुल ॥
तत्रैकः पुंडरीकेति नाम्नासीत् ब्राह्मणः शुचिः ॥

બત્રીસમાં સર્ગમાં પુંડરીકચરિત્ર કહે છે. દક્ષિણમાં ભીમા નદીકીનારે એક ગામમા પુંડરીક નામે બ્રાહ્મણ રહેતો હતો. જે ગામમાં બીજા વેદશાસ્ત્ર જાણનારા વિદ્વાન બ્રાહ્મણો હતા. પુંડરીક દક્ષિણ બ્રાહ્મણ હોવાથી વિદ્યાભ્યાસ કરી પોતાના માતાપિતા તથા સ્ત્રી વિગેરેનું પોષણ ગામમાંથી ભિક્ષા માગી વાસી કરે છે એક વખતે પુંડરીકની સ્ત્રી જાતે ભિક્ષા લેવા ગઈ હતી. ત્યા એક પુરાણિક કાશીમાહાત્મ્ય શ્રવણ કરાવતા હતા સાંભળીના પુંડરીકની સ્ત્રીએ વિચાર કર્યો કે મારા ઉપર કોઈ દેવની કૃપા થઈ મારા પતિ સાથે કાશી યાત્રા કરવી. પછી ભિક્ષા લઈ આવી પુંડરીકને વિનયપણે પ્રાર્થના કરે છે કે મારી પ્રાર્થના સ્વીકારશો. ત્યારે પુંડરીક બોલ્યા કે આજે નવીન વસ્તુ મનમા શું વિચાર થયો ? ત્યારે સ્ત્રી કહે કે પ્રાણનાથ હું આજે ભિક્ષા માટે ગઈ હતી, ત્યા ગામમાં દેવમંદીરમા એક વિદ્વાન પુરાણિક કાશીમહાત્મ્ય શ્રવણ કરાવતા હતા જે સાંભળી મારી ઇચ્છા તમારી સાથે તમારા માતાપિતા આપણે બધા કાશી યાત્રા જઈએ ત્યારે પુંડરીક કહે કે થોડા વખતમા આપણા ગામમાંથી કેટલાક બ્રાહ્મણો જશે તેઓ સાથે તૈયાર થશુ રસ્તામા નિર્વાહ માટે જે કાંઈ જોઈશે તેટલુ દ્રવ્ય કોઈ પાસે યાચના કરી એક ઘોડો લઈ આપણે પ્રયાણ કરીશુ ગામના કેટલાક બ્રાહ્મણો સાથે માતાપિતા સ્ત્રીને લઈ યાત્રા માટે ગયા રસ્તામાં થાકી જાય ત્યારે માતાપિતાની સેવા કરે. આ પ્રમાણે

ધીમેધીમે કાશીક્ષેત્ર સમીપ ભીમચડી સુધી ગયા. જ્યાં ગંગાસ્નાન કરી દેવીનું પૂજન કર્યું. ત્યાં એક પુરાણિક કથા કરતા હતા. જેણે માતાપિતાની સેવાધર્મનો ઉપદેશ કર્યો કે સર્વ તીર્થયાત્રા તેમજ સર્વ કરતાં માબાપની સેવા કરવાથી મોટું પુણ્ય મળે છે, તેમજ સર્વ દેવતાઓ સેવા કરવાથી પ્રસન્ન થાય. જેણે સેવા નહીં કરી હોય તેનું સંધ્યા, સ્નાન, જપ, હોમ, દાન યજ્ઞ તીર્થયાત્રા સર્વ નિષ્ફલ ગણાય. માતાપિતાની જીવતાં સુધી આજ્ઞા પાળવી. ઉપરે (મરણ થયા પછી) તેઓની પુણ્યતિથિ હોય ત્યારે બ્રાહ્મણ ભોજન કરાવવું. એક વખતે ગયા તીર્થે જઈ પિંડદાન (શ્રાદ્ધ) કરવું. આવો સેવાધર્મ ઉત્તમ કહેવાય. પિતા કરતાં માતાની સેવા વિશેષ કહી છે. ગર્ભના દશ માસ કષ્ટ ભોગવી બાલકને જન્મ આપે છે. જ્યારે નાની વયમાં બાલક રોગિષ્ઠ થાય ત્યારે તેના સંભાળ માટે ઘણું સંકટ માતા ભોગવે છે. માટે માતાપિતા સમાન બીજું મોટું તીર્થ નથી.

આ પ્રમાણે પુંડરીક સેવાધર્મ સાભળતાં કહે છે કે મારે હવે કાશીયાત્રાનું ખાસ કારણ નથી. મને કાશીયાત્રાનું ઉત્તમ ફલ તમારી સેવા કરવાથી મળશે માટે હવે પાછા આપણે ઘેર જઈ તમારી સેવા કરવા પ્રયત્ન કરીશ. કાશી, ગંગા, વિષ્ણુ, શંકર, દેવ તમે છો. પુંડરીકનું શુભ વચન સાંભળી માતાપિતા કહે છે કે પુત્ર (પુંડરીક) તેં અમારૂં સારૂં રક્ષણ કર્યું. માબાપને પુત્ર શિવાય રક્ષણ કરનારો બીજો કોઈ નથી. કાશીક્ષેત્ર સમીપ આપણે આવ્યા, હવે શ્રી વિશ્વનાથનાં દર્શન તથા મણિકર્ણિકા સ્નાન કર્યા શિવાય પાછા ઘેર જવા વિચાર કરવો નહીં. બધા યાત્રાળુઓ સાથે સ્નાન દાન ધર્મ કરી ઘેર જશું. જેથી પુંડરીકે માતાપિતાની આજ્ઞા પાળી તીર્થયાત્રા કરી થોડા સમયમાં ઘેર પ્રયાણ કર્યું.

શ્રી વિષ્ણુભગવાન બ્રાહ્મણસ્વરૂપે આવતાં કહે કે હું એક અતિથિ આવ્યો છું..તું મારી જોડે શા માટે બોલતો નથી ? આટલું

કહી પોતે અંતર્ધાન થતાં પાસે એક ઈંટ હતી ને આસન માટે બેસવા આપતી વખતે પુંડરીકે કહ્યું કે મહારાજ હાલ મારા માતાપિતાની સેવા કરી તમારી પાસે આવીશ. ત્યાં સુધી અહિંઆં બેસો. જેથી શ્રી બ્રાહ્મણસ્વરૂપે (ભગવાન) ઈંટ ઉપર બેસ્યા. પુંડરીક માતાપિતાને સ્નાન ભોજન કરાવી સેવાધર્મ કરી પાછા આવી અતિથિ સત્કાર કરતાં ક્ષમા માગે છે. હે મહારાજ, મારી નિત્ય સેવા નિયમ કરતાં મને તમારી સેવા સમય થતાં મારો અપરાધ સહન કરવો. આટલું કહી દડવત પ્રણામ કરે છે, ત્યારે બ્રાહ્મણરૂપ (શ્રી ભગવાન) અંતર્ધાન થઈ પોતે શ્રી પાષાણ મૂર્તિ રૂપે સ્થીર થયા. ત્યાં ગામમાં ખબર થવાથી ભાવિક જન દર્શન માટે આવતા હતા. જેઓને સ્પષ્ટ વૃત્તાંત પુંડરીક કહે છે. મારે ઘેર અતિથિ આવ્યા છે તે જ્યા સુધી કાંઈપણ ગ્રહણ કરે નહીં ત્યાં સુધી મારે કાંઈ પણ ખાતુ નથી. આવું થવાથી પુંડરીકના માતા પિતા સ્ત્રી વિગેરે વિચાર કરવા લાગ્યા. આખો દિવસ ઉપવાસ કર્યો, માતાપિતાને સાયકાલે ભોજન કરાવી પથારીમા સુવા પછી પુંડરીકને મધ્યરાત્રિમાં સ્વપ્ન થયુ કે હું તને પ્રસન્ન થયો, હવે બે ભુજવાળો થઈ શ્રી દ્વારિકાપુરીથી રૂક્મિણી લઈ તારા ભક્તિભાવથી પ્રસંન થવાથી અહિંઆ નિવાસ કરીશ. મને બેટી તુલસીપત્ર ચરણમાં જે કોઈ અર્પણ કરશે તે મારો પરમભક્ત થશે. હવે મને ભોગ (નૈવેદ્ય) ધરાવી સુખરૂપે માતાપિતાની સેવા કરવી જેથી તને ઉત્તમ સુખ મળશે.

પુંડરીકને સ્વપ્ન થવાથી સવારમા સારા વિદ્વાન સભ્ય એકઠા થઈ કહેતા હતા કે આપણા ગામમા તું મોટો ભાગ્યશાળી થયો. માતાપિતાની સેવાનું ફલ પ્રત્યક્ષ મળ્યુ જે દેવનુ વિઠ્ઠલ નામથી સઘળા ભક્તિભાવે પૂજન ભજન કરતા હતા.

## સર્ગ ૩૩ મો

### નામદેવચરિત

પુંડરીકપુરે ત્યેતત્ નામ્ના ગ્રામો બભૂવ સ ॥
સ એવ પંઢરપુરમિતિ ખ્યાતોઽસ્તિ સાપ્રતમ્ ॥

પુંડરીકપુર જે નામ ઉત્પન્ન થયુ તેને હાલ પંઢરપુર કહે છે ત્યા નામદેવ નામે ભગવાનના ભક્તનુ ચરિત કહેવાય વામદેવ પોતે દરજી (શિંપી) હતા પોતાની જ્ઞાતિમા ધનવાન હોવાથી સગા-સમધી ભાઈભાડુ જોડે દ્વેષ થયો વૃદ્ધાવસ્થા થઈ છતા કાંઈ સતાન થયુ નહીં તેમજ પૂર્વનો સારો સંસ્કાર નહીં હોવાથી દાન ધર્મ કર્યુ નહીં એક વખતે વામદેવની સ્ત્રી કહે છે કે તમે ધનવાન છતા કાંઈ પણ ધર્મ કરતા નથી તેમજ મારો વૈભવ ભોગવતા નથી છેવટે બધુ ધન ભાઈભાડુઓ લઈ જશે તેઓ કહે છે કે તમે બને મરણ પામશો ત્યારે બધુ અમે ભોગવશુ ત્યારે વામદેવ સ્ત્રીને કહે કે તુ સાચુ કહે છે પણ આપણો ધધો છુટે નહીં દ્રવ્યનો ભોગવનાર કોણ થશે તે ઈશ્વર આધીન છે માટ ભાઇઓ (સગા) નિંદા કરે તેમા હરકત નથી

આપણે બન્ને જણ કાંઈ દાનપુણ્ય કરીએ મારા ગુરુએ પ્રથમ કહ્યું હતુ કે સાધુ સંતની સેના કરી ઈશ્વરનુ સ્મરણ કરવુ જે હું ભૂલી ગયો હવે પછી હું ભીમા નદીકિનારે બેસી જે કોઈ સાધુ સંત વૈષ્ણવો આવશે તેને અનવસ્ત્ર આપી બનશે તેટલી સેવા કરીશ અને ઘર આગળ તારે સેવા કરવી આવુ આચરણ કરવાથી વામદેવની સ્ત્રીને ગર્ભ રહી એક કન્યા થઈ જેનું નામ સુમતિ રાખ્યુ મોટી વય થતા પોતાની જ્ઞાતિમા વિવાહ થયો જમાઈને પોતાને ઘેર રાખ્યો થોડા વખત પછી તાવ (કાલજ્વર) આવવાથી સોળમે વર્ષે મરણ પામ્યો જેથી વામદેવને દુખ થયુ

પછી સ્રીને કહે કે આપણી (શૂદ્ર) જાતિમા પાછુ લગન (પુનર્વિવાહ) થઇ શકે, જેથી સુમતિ (કન્યા)નો પાછો વિવાહ કરવો આનુ વામદેવ પિતાનું કહેવુ સાભળી સુમતિ કન્યા પિતાને કહે છે કે મારે ફરીથી લગન (પુનર્વિવાહ) કરવુ નથી પતિમરણ થવાથી સ્રીઓ સતી થાય આવો શાસ્રનો સિદ્ધાંત છે જેથી મને બીજો પતિ જોઇએ નહીં હું તમારી તથા સાધુસંતની સેવા કરીશ ત્યારે સુમતિને માતા સમજાવે છે કે ગમે તેવી રીતે તારા પિતા ફરીથી લગન કરાવશે ત્યાર કન્યા કહે કે આનુ થવાથી પ્રથમ (પુનર્વિવાહ)થી ભીમા નદીમા ડુબી જાઇશ આવો મે નિશ્ચય કર્યો

વામદેવની સ્રી પાણુ પુત્રીનું લગન કરવા ના પાડે છે અને સાધુસંત સેવા કરવા આજ્ઞા કરે છે એક વખતે માઘ માસમા ભીમા નદીનું જળ લાવવા એક ઘડો લઇ સુમતિ ગઇ, જ્યા થોડો વરસાદ પડવાથી એક આધળો આમતેમ બહારગામમા આવવા ફરતો હતો જેના વસ્ર વરસાદમા ભીંજાઇ ગયા તે વખતે સુમતિ કન્યા અધને કહે કે હું તમને મારે ઘેર લઇ જઇશ હુ શૂદ્ર જાતિ છુ મારા પિતા મોટા ભક્ત છે, જ્યા તમારી સારી સેવા થશે, ત્યારે અંધ કહે કે ને સંકટમાથી મારૂં રક્ષણ કર્યું વરસાદથી કષ્ટ થયેલા આધળા બ્રાહ્મણને ઘેર લઇ જઈ ખીજાં કપડા પહેરવા આપ્યા જેથી ઉત્તમ સેવા કદમન વિગેરેથી બ્રાહ્મણ પ્રસંન થતા એક દિવસ રહી બીજે ગામ જવા માટે રજા લઇ પ્રયાણ કરે તે વખતે વામદેવ પૂછે છે કે તમને બીજુ જે કાઇ જોઇએ તે મારી પાસે માગી લેવુ, જેથી અધ બ્રાહ્મણ બોલ્યો કે તારી પુત્રીએ મારી ઉત્તમ સેવા કરી જેથી એને એક પુત્ર થશે આવી આશિષ સાભળી વામદેવ તથા તેની સ્રી (બન્ને) મનમા સંતાપ કરી કહે કે હે મહારાજ મારી પુત્રી (સુમતિ) વિધવા થવાથી એને પુત્ર શી રીતે થઇ શકે?

વૃદ્ધ અંધ બ્રાહ્મણ કહે કે જે હશે તે થશે, પણ મારૂં વચન કદાપિ મિથ્યા થશે નહીં હું બીમાનદી કિનારે પાછો જઈ અન-આહાર ત્યાગ કરી શ્રીભગવાનનુ ભજન કરી જ્યાં સુધી તારી પુત્રીને બાલક જન્મ થાય નહીં ત્યા સુધી રહીશ છતા મારૂં વચન સાચુ ન થાય તો પ્રાણત્યાગ કરીશ થોડા સમયમા અંધ બ્રાહ્મણને સ્વપ્ન થયુ કે આવુ કષ્ટ ભોગવે છે જેથી તારૂં કાર્ય સિદ્ધ થશે, તું કાલે સવારમા દેખતો થશે સ્વપ્નમા પતિરૂપે (શ્રી ભગવાનના) પ્રસાદથી સુમતિને પુત્ર ઉત્પન્ન થશે તે મહાન પરમ ભક્ત થશે આવુ થવાથી ગામના જે કોઈ મનુષ્ય નિંદા કરશે તેના શરીરે કોઢરોગ થઈ બાધળો થશે

અંધ બ્રાહ્મણ મધ્યરાત્રીમા સ્વપ્ન થવાથી હર્ષ પામતા આખી રાત્રી ઈશ્વરભજન કરે છે સવારે વામદેવના ઘર આગળ જઈને આવી સ્વપ્ન વૃત્તાંત કહે છે જેને દૃષ્ટિ થવાથી વામદેવને વધારે વિશ્વાસ થયો કે બ્રાહ્મણવચન સત્ય થશે વામદેવ ઘર આગળ શ્રીગોવિંદની મૂર્તિ રાખી સેવા ધર્મ પૂજન તથા દૂધનો નૈવેદ્ય ધરાવે છે સુમતિને પ્રભુપ્રસાદ મળવાથી ગર્ભ રહ્યા બાદ એક સુદર બાલકનો જન્મ થયો જેઓ નિંદા કરતા હતા તેના શરીરમા કોઢ વ્યાધિ થયો વામદેવ તથા પુત્રી સુમતિ અને તેની માતા સાધુસેવા, ઈશ્વર ભજન કરતા હતા આપણે જેવી ભાવના રાખી ભગવતસેવા કરશુ તેવુ ધર્મનુ ફલ મળે છે

## સર્ગ ૩૪ મો

**स जातो वर्धमानस्तु केलिधूलिपरोऽभवत् ॥**
**तत्रापि बालकैः सार्धं निर्माय रजसा हरिम् ॥**

**ના**મદેવ બાલ્યાવસ્થામા શ્રી ભગવાનની લીલામા પ્રેમભક્તિથી નાના બાલકો સાથે ધૂલથી બનાવી શ્રી હરિનું પૂજન કરે જ્યારે સાત વર્ષની વય થઈ ત્યારે માતામહ ( આજા, સુમતિપિતા )

વામદેવ સાથે આનંદથી ભગવતસેવા, સાધુસંતસમાગમ કરતાં નિર્મલ બુદ્ધિ થઈ. એક વખત કાંઈ કામસબબે વામદેવ બહારગામ જતાં દૌહિત્ર (નામદેવ)ને કહે કે હું ત્રણ દિવસ બહાર જાઉં છું. તારે સવારમાં ઉઠી સ્નાન કરી ગાયનું દૂધ લઈ શ્રી ગોવિંદ પ્રભુને ધરાવી પછી પ્રસાદરૂપે ખાવું. આટલું કહી વામદેવ ગયા પછી બીજે દિવસે સવારમાં સ્નાન કરી વડનાં પાદડાંના દડિયામાં દૂધ લઈ શ્રી ગોવિંદ મૂર્તિ સન્મુખ ધરાવી પ્રણામ કરી નામદેવ કહે છે કે મારા દાદા વામદેવ આજે બહારગામ ગયા છે જેથી સેવા નિયમ મને સોંપી ગયા માટે મેં બાલકપણે સેવા કરી. આપકાલ સુધી દૂધ કાયમ રહેલું જોઈ નામદેવ સંતાપ કરે છે કે મારા ભક્તિભાવમાં આજે કાંઈ કમીપણું થવાથી શ્રી ગોવિંદદેવે દૂધ અંગીકાર કર્યું નથી. હવે આવતી કાલે સવારમાં પાછું બીજું દૂધ ધરાવીશ, તે દિવસે કાંઈ પણ નામદેવે ખાધું નહીં.

નામદેવ બીજે દિવસે સ્નાન કરી નિયમસર દૂધ ધરી પ્રાર્થના કરે કે મેં ગઈ કાલે આખો દિવસ કાંઈ પણ અન્નજલ વિગેરે લીધુ નથી. સાંજ થઈ તો પણ મૂર્તિ સન્મુખ દૂધ કાયમ રહેવાથી નામદેવ પ્રેમઅશ્રુધારા છોડી કાંઈ પણ બીજું નહી બોલતાં પ્રાણત્યાગ કરવા વિચાર કરતા શ્રી ગોવિંદ પ્રભુએ થોડું દૂધ અંગીકાર કર્યું. ત્યારે પ્રસન્ન થઈ નામદેવ કહે કે હવે ભગવાનની પ્રસાદીરૂપ દૂધ લઈશ. શ્રી ગોવિંદ પ્રભુએ હસતાં નામદેવને આશિષ આપે છે. બાલક નામદેવ માતા પાસે જઈ સર્વ વૃત્તાંત કહે છે, જે સાંભળી બીજા ભાવિક ભક્ત આનંદ પામ્યા.

## સર્ગ ૩૫ મો

**अथ कालेन कियता वामदेवो ममार ह ॥**
**भीमातीरेऽथ तत्पत्नी बभूव सहगामिनी ॥**

**નામદેવનો** ભક્તિભાવ દિવસે દિવસે વધવા લાગ્યો. વહા-

વસ્થામા નામદેન મરણ પામ્યા જેની સ્ત્રી વામદેવ (પતિ) સાથે ભીમાનદી કિનારે ચિતા તૈયાર કરાવી સતી થઈ આનુ થવાથી નામદેવને ચિંતા થઈ કે હવે મારે માથે મધુ જોખમ ઉત્પન થયુ વડીલોની ઉત્તરક્રિયા સારી રીતે સંપૂર્ણ કરી જેના નિમિત્તમા સાધુસતને અનવસ્ત્ર તથા સગા સબધિઓને જ્ઞાતિ ભોજન કરાવી સર્વને સતોષ કર્યો જેવો નિયમ વામદેવ પાળતા હતા તેવો નિયમ નામદેવે કાયમ રાખ્યો

એક વખત એકાદશીનો પવિત્ર દિવસ હોવાથી ભીમાનદી કિનારે જ્યા ભગવાનનું મદિર હતુ ત્યા ઘણા વૈષ્ણવો એકઠા થવા જેઓને જોઈ નામદેન ત્યા રહ્યા રાત્રે ગાયન નૃત્ય ભજન કરી મધ્યરાત્રી થતા મદિરના દરવાજા આગળ આવી પગના જોડા કાઈ નહીં જાણે તેવી રીતે કપડામા બાધી બગલમા રાખી અદર દાખલ થતા એક જણ આવી ઠપકો દઈ મદિર બહાર જવા હુકમ કર્યો ત્યા નામદેવ આનદમા રહી બાકી રાત્રિ સમય ઈશ્વર ભક્તિમા પુરો થયો પરતુ થોડા વખતમા કાઈ ધરતીકપ થતો જોઈ બધા ત્રાસ પામી નાસવા લાગ્યા નામદેવ ત્યાથી આગળ દેવમદિર તરફ આવી ધરતીકપ શાત થવાથી પછી ઈશ્વરપ્રાર્થના કરે કે હવે કોઈનો ભય નથી જેથી બધા સત વૈષ્ણવો નામદેવ સન્મુખ ઉભા રહી શુભ આશિષ કહેતા હતા

## સર્ગ ૩૬ મો

**पुनरेव प्रवक्ष्यामि नामदेवस्य चेष्टितम् ॥**
**महदाश्चर्यभूतहि विष्णुभक्तिप्रवर्धनम् ॥**

**છત્રીસમા** સર્ગમા નામદેવ ચરિત કહે છે એક મ્લેચ્છ રાજાની નગરીમા નામદેવ રહેતા હતા કેટલાક નાસ્તિકો રાજા પાસે જઈ કહેવા લાગ્યા કે આપણા નગરમાં નામદેવ (શૂદ્ર) રહે

છે, ધર્મનો ઢોંગ કરી અમને દુઃખ આપે છે અમે તમને ગહ્નાય કરશુ માટે એને યોગ્ય શિક્ષા આપવુ આ પ્રમાણે વૃત્તાન્ત સાભળી સભા ભરી રાજાએ નામદેવને દંડ કરવા નિશ્ચય કર્યો તે દુર્જનો એકઠા થઈ મધ્યરાત્રીમા કોઈને ખબર નહીં થાય તેવી રીતે એક મરણ પામેલી ગાય નામદેવના બારણા આગળ મૂકી ગયા નામદેવ સવારમા દરવાજા ઉઘાડતા દુર્જનો બધા એકઠા થઈ ગામમા ખોટી બૂમ પાડતા હતા કે નામદેવે ગોહત્યા કરી. એક ધૂર્તને ગાયનો ધણી બનાવી રાજા સન્મુખ ગપસપ ઉડાવી નામદેવને તિરસ્કારથી કહેવા લાગ્યા કે તુ મોટો ઢોંગી છે અરેરે! તારૂ ગાયે શુ બગાડ કર્યું કે ગાયનો વધ કર્યો પછી રાજાએ દૂત મોકલી હુકમ કાઢ્યો કે તે કારણ સિવાય બીજાની ગાયની હિંસા કરી માટે એના બદલામા તેને બીજી ગાય આપવી આવો હુકમ નહી માનશે તો બીજી વિશેષ શિક્ષા થશે. માટ જેનો મ્લેચ્છ (ચાંડાલ) થશે તને કોઈ મદદ કરશે નહી તેમજ હવે તારે ગામબહાર જવુ નહીં આવુ રાજશાસન સાભળી નામદેવની માતા (સુમતિ) કહે છે કે હવે રાજા દંડ કરશે અથવા મારી નાખશે, માટે જાતિધર્મત્યાગ કરી રાજાને શરણ થઈ પ્રાણ બચાવવો

નામદેવ પોતાની માને ભય પામેલી જોઈ સાચુ કહે કે માતા કાંઈ સંતાપ કરવો નહીં મેં ગાયની હત્યા કરી નથી શ્રીગોવિંદ પ્રભુને શરણે જવાથી ધૂર્તલોકોના દ્વેષભાવે રાજાને મોટો ગંદેશો મોકલ્યો તે બધુ શાંત થશે બાદ નામદેવ સાધુસંતમેળાપમાર્ગમથી પ્રભુભજન કરે છે जय जय माधव मगलकारण शरणागत जन विपदुद्धारक ' જય જયશ્રી માધવસ્વરૂપ મગળ વસ્તુમા તમે મુખ્ય કારણરૂપ છો તમારે શરણે આવનારથી બધી વિપત્તિ (દુઃખ) દૂર થાય. તમે મત્સ્યાવતાર વરાહ, કૂર્મ, વામન, રામચંદ્ર શ્રીકૃષ્ણ બલરામ વિગેરે મંગલ અવતારથી સંતસાધુ મહાત્મા તથા

ભક્ત જનનું રક્ષણ કરો છો ચતુર્ભુજસ્વરૂપે ચૌદ બ્રહ્માડમા તમારુ અજર નામ ઉચ્ચારણ કરનારો કદાપિ સંકટ ભોગવતો નથી

નામ ન ભગવાનની સ્તુતિ કરે છે થોડા સમયમા મરેલી ગાય સજીવન થઈ જેણે રાજાને ખોટુ સમજાયુ હતુ કે હું ધણી છુ તેને ગાયે શીંગડા પેટમા બોળવાથી જમીન પર પાડી નાખ્યો તે વખતે બીજા ન મોઢી ચયા જોનારા આમતેમ નાસવા લાગ્યા જેને ગાયે માર મારી હેરાન કર્યો તેને નામદેવે આશ્વાસન આપી માઝે કરે ગાય હું ગ શબ્દ બોલતી આગળ ચાલતી હતી ત્યારે વાછરડા મે શબ્દ બોલતો ગાય પાસે આવ્યો જેને જીભથી ચાટતા દૂધ ધવરાવતી હતી આવુ વૃત્તાત રાજદૂત જઈ કહે છે, જેથી રાજા જાતે આવી નામદેવની સાચી પરીક્ષા જોઈ વિનયથી ક્ષમા માગે છે કે મને લુચ્ચાઓ ધૂર્તપુરુષો તમાર માટે ખોટુ કહેવાથી કારણ વિના મે ઠપકો કર્યો હવે તમને મારી સહાયથી જે કઈ જોઈએ તે હુ આપીશ નામદેવ કહે કે મને ખાવાનુ શ્રી નાથજી પ્રભુ હંમેશાજ આપે છે બીજું કઈ જોઈતુ નથી ગોવિંદનામથી મોક્ષ મળ્યુ ગોહત્યાપાપથી હું મુક્ત થયો ત્યાર રાજાએ કહ્યુ કે બીજુ કાઈ આપતા નથી પણ પ્રેમભાવથી એ સેના (પલગ) આપીશ તેનો સ્વીકાર કરવો શૈયા આપી રાજા લઈ રાજા ગયો પછી નામદેવે શૈયા લઈ ભીમાનદીમા ફેંકી દીધી

નામદેવ ઘર આગળ આવી પોતાનો નિત્યનિયમ સતસાધુ સેના સમાગમ ચાલુ કરે છે થોડો સમય ગયા પછી એક ધૂર્ત લાગે રાજા પાસે કહેવા ગયો કે તમારી આપેલી શય્યા નામદેવે ભીમા નદીમા ફેંકી દીધી ત્યારે રાજાએ નામદેવને પૂછાવ્યુ કે તમને જે શય્યા આપી હતી તે પાછી મોકલવી તો બદલે મારે બીજી નવીન તૈયાર કરાવી દુ મોકલીશ જેથી નામદેવ જવાબ આપ્યો કે ભીમા નદીમાથી જે શય્યા હોય તે લઈ જાઓ ત્યા ઘણી શય્યા જળમા જોવામા આવવાથી પોતાની શય્યા

રાજા ઓળખી શક્યો નહિ. તે વખતે વિનયથી રાજા પોતાના અપરાધની ક્ષમા માંગતાં બીજા ઘણા ચમત્કાર બતાવતાં રાજાએ હુકમ કર્યો કે હવે પછી નામદેવનું અપમાન જે કોઈ કરશે તેને ભારી શિક્ષા થશે. ત્યારપછી સર્વ પ્રજા નામદેવને સાચા ભાવથી માનતી હતી.

## સર્ગ ૩૭ મો

**अपरं नामदेवस्य माहात्म्यं कीर्त्यतेऽधुना ॥**
**यदाकर्ण्य भवेत् भक्तिः श्रीकृष्णे परमात्मनि ॥**

**આ**ડત્રીશમા સર્ગમા નામદેવચરિત કહે છે. જેથી શ્રી કૃષ્ણમાં ભક્તિ શ્રદ્ધા ભાવ વૃદ્ધિ પામે છે. નામદેવના ઘર આગળ અગ્નિપ્રકોપ થયો. બાજુમાં કોઈનું ઘર હતું તે પ્રથમ બળતું હતું. આજુબાજુથી આગ શાંત કરવા ઘણા આવ્યા. તે વખતે શ્રી ગોવિંદ મૂર્તિ લઈ નામદેવ બહાર આવતાં બીજુ ભસ્મ થયુ. બધું ભસ્મ વિગેરે બહાર કાઢી માતા સુમતિ સાથે થોડો સમય કષ્ટ ભોગવે છે. સુમતિ માતા નામદેવને કહે કે આપણે રહેવા પાકું ઘર તૈયાર કરવું, ગમે ત્યાથી લાકડાં દોરી વિગેરે સાધનો જોઇએ, તે લાવી તાપ ટાંઢી સહન કરવા સાધન જોઇએ. નામદેવ એક ગામમાં ગયા ત્યાથી ઘર ઢાંકવા ઘાસનો ભારો તૈયાર દોરી બાંધી માથા ઉપર ચઢાવી પાછુ આવતાં વિશ્રાંતિ માટે ઝાડ નીચે ભારો મુકી થાકી જવાથી સુઇ ગયા. તે વખતે દયાભાવથી નામદેવરૂપે ઘર આગળ ઘાસ લાવી છાપરૂ ઢાકી નીચે ઊતરી બહાર જતાં સુમતિ નામદેવ સમજી કહેવા લાગી કે ગઇ ગએ કાઇ ખાધું નથી માટે થોડુ ખાઇ ઘરનું રહેલુ કામ કરવું. જેથી નામદેવરૂપે (શ્રીભગવાન) કહે કે હું સ્નાન કરી આવીશ પછી ખાઇશ. આટલું કહી બાકી કામ પુરૂં કરી સરસામાન બાજુ રાખી સ્નાન નિમિત્તે ચાલી ગયા. નામદેવ સુઇ ઉઠતાં આમતેમ જોઇ વિચાર કરે કે

અહિંઆં ઘાસનો ભારો તૈયાર કરેલો હતો તે ક્યાં ગયો હશે. પછી ધીમે ધીમે વિચાર કરતાં ઘર આગળ આવી જુએ છે ત્યાં માતા સુમતિને પુછે કે ઘાસ ક્યાથી આવ્યુ, તેમજ ઘર કોણે ઢાક્યું ? ત્યારે સુમતિ કહે છે કે ઘર ઢાંકી બાકીનો સામાન મને સોપી નાખવા જાઉં છું કહી તું ચાલતો થયો ને આવો મોટો શ્રમ શી રીતે થયો હોય ? પછી નામદેવે નિશ્ચય કર્યો કે મારૂં સંપૂર્ણ કાર્ય શ્રીપ્રભુ કરવા સમર્થ છે. બાદ નામદેવ સ્નાન કરી શ્રી ગોવિંદ મૂર્તિનુ પૂજન કરી નૈવેદ્ય ધરાવી માતા સાથે ભોજન કરે છે

નામદેવનુ બીજું વૃત્તાંત કહે છે. એક વખત કોઇ સાધુ આવી કહે કે મને ઘણી ભૂખ લાગી જેથી જલદી ભોજન મળવું જોઇએ. ત્યારે નામદેવે સાધુને કહ્યુ કે આજે એકાદશી વ્રત છે જેથી ભોજન મળશે નહિ પરતુ તમને સામાન આપીશ તમે જાતે રસોઇ તૈયાર કરો. જેથી સાધુ કહે કે હું જ્યા જાઉં ત્યા પાણી તૈયાર રસોઈનું ભોજન કરૂ છુ મારી જોડે તમારે પ્રસાદ લેવો. હું ત્રણ દિવસથી ઘણો ભૂખ્યો છુ જેથી વિશેષ આગ્રહ કરૂં છુ. આવો દુરાગ્રહ જોઇ નામદેવ ફરીથી કહે કે મને પ્રાણ કરતા એકાદશીવ્રત ઘણુ પ્રિય છે. જેથી અન્ન છોડી પ્રાણ માટે વ્રત પાળવુ. સાધુનો મોટો ક્રોધ થયા છતા કાઇ બોલ્યા નહીં બારેસે સવારમા રસોઇ તૈયાર કરાવી ભોજન માટે સૂચના કરી હતી કે જલદી પધારો. પરતુ સાધુ મહારાજ રાત્રે વસ્ત્ર ઓઢી શ્વાસો-ચ્છવાસ બધ કરી સુતા હતા મરણવશ થયા જોઇ નામદેવ રડવા લાગ્યા. ત્યાં આજુબાજુના મનુષ્ય ભેગા થઇ કહે કે નામદેવને હત્યા લાગી. જેથી ચિતા તૈયાર કરાવી સાથે બળી મરવા નામદેવ કહે કે તમે બધા મને આ વખતે સહાય નહીં કરશો તો તમને બધાને શ્રીહરિના સોગન છે

નામદેવને અગ્નિપ્રવેશ કરવા સુમતિ માતા ના કહે છે.

સાધુને સ્મશાનભૂમિ લઈ જતાં ચિતા ઉપર રાખને રાખી અગ્નિ મુકવા તૈયારી કરતાં સાધુ બોલે છે કે હું મરણ પામ્યો નથી, પરંતુ તારી શ્રદ્ધાભક્તિ જોવા માટે આવું કામ કર્યું. હું પ્રગટ છું. હવે જે જોઇએ તે આપીશ. ત્યારે નામદેવ પૂછે છે કે તમે કોણ છો, કયાંથી આવ્યા છો, તેટલું મારે જાણવું છે. જેથી સાધુસ્વરૂપ શ્રી હરિ કહે છે, મારૂં નામ તથા ઠેકાણું વર્ણ તથા આશ્રમ કાંઇ નથી. ત્યાં ઇચ્છા થાય ત્યાં આખી પૃથ્વીમાં ફરૂં છું. બીજી વખતે નામદેવને વરદાન આપવા કહ્યું જે વખતે શ્રી ગોવિંદમાં દૃઢ ભક્તિ કાયમ રહે તે સિવાય બીજું કાંઇ માંગ્યું નહીં. પછી સ્મશાનભૂમિથી પાછા આનંદરૂપે પોતપોતાને સ્થાન ગયા. આ પ્રમાણે પવિત્ર ચરિત નામદેવ ભક્તનું કહ્યું.

## સર્ગ ૩૮ મો

एकदा नाममाहात्म्यं नामदेवेन भक्तितः ॥
कथा व्यक्तिकृता लोके, तदाश्चर्यं निशामय ॥

આડત્રીસમાં સર્ગમાં નામભક્તિ મહિમા કહે છે. એક વખતે કોઈ ધનવાન વાણીયો શ્રી વિઠ્ઠલપ્રભુ દર્શનયાત્રા નિમિત્ત પંઢરપુરમાં ઘણું દ્રવ્ય લઈ ગયો. ભીમા નદીમાં સ્નાન કરી શ્રી વિઠ્ઠલનાથનું પૂજન કરી સોનારૂપાદીના અલંકારોથી તુલાદાન કરે છે. તેમજ ગરીબ તથા અનાથને અન્ન વસ્ત્ર આપી સંતોષ પમાડી વાણીયો ફરીથી પુછે કે હવે કોઈ ગામમાં બાકી હોય તેની સૂચના કરો. પછી બીજા બધા કહેવા લાગ્યા કે આ ગામમાં નામદેવ નામે પરમ વૈષ્ણવ છે તે કોઈ પાસે માગતા નથી, માટે તેને બોલાવી જે કાંઈ સત્કાર કરવો હોય તે ઇચ્છા પૂર્ણ કરશો. આવું સાંભળી તે વૈશ્યે નામદેવને બોલાવવા પોતાના પુત્રને મોકલ્યો. ત્યાં જઈ બોલાવવા કહે છે જેને નામદેવ કહે કે હું કોઈને ઘેર જતો નથી. તે પ્રમાણે મને કાંઈ જોઇતું નથી મારા

જીવન માટે જે કાંઈ જોઇએ તે શ્રી વિઠ્ઠનપ્રભુ આપે છે પાછો જઈ વસ્યપુત્ર પિતાને કહે કે નામદેવ આવશે નહીં પાછુ ફરીથી વિનયથી સદેશો મોકલ્યો કે તમે નહીં આવશો ત્યા સુધી અન-જલ નઈશ નહીં તમે પ્રભુના પરમભક્ત છો કેવન તમારા દર્શનની ઇચ્છા થઈ આવુ સાભળના નામદેવ આવ્યા જેને વણિક વિનયથી પૂછે છે તમને જે કાંઈ જોઇએ તે હુ આપીશ ત્યારે નામદેવ કહે કે હુ કાંઈ ધન લેના આવ્યો નથી મારો વ્યવહાર બધા જાણે છે ફરીથો વાણીઓ પ્રાર્થના કરે છે કે કાંઈ પણ એક વસ્તુ અંગીકાર કરો તે વખતે નામદેવ કહે કે તારી પ્રીતિ સાચવના જેવુ માગુ છુ તેટલ્ આપવુ પછી એક તુલસીપત્ર લઈ રામ નામ લખીને ( તુલસીપત્ર ) એક ત્રાજવામા રાખવુ બીજી બાજુ ત્રાજવામા સોનુ ચાદી રાખતા રામનામ ત્રાજવુ નીચે નમતુ રતુ જેથી નામદેવ કહે કે રામનામ સમાન કોઈ નથી જ્યા ગજેન્દ્રમોક્ષ પિગલામુક્તિ અજામિલ વિગેર પાતકીઓ મુક્ત થયા શ્રી કૃષ્ણનામ ઉચ્ચારણ કરવાથી ફરી જન્મ થાય નહીં વ્રત દાન, તીર્થ, જપ, યજ્ઞ કરતા પ્રભુ નામનો મોટો મહિમા ગણાય

## સર્ગ ૩૯ મો

### જયદેવચરિત

पुनरग्रे प्रवक्ष्यामि भक्तिमाहात्म्यमुत्तमम् ॥
यत् श्रुत्वा जायते भक्तिर्वासुदेवे महात्मनि ॥

**ઓગણચાલીસમા** સર્ગમા ભક્તિવિષય કહે છે જેથી વાસુદેવ ભગવાનમા દૃઢ ભક્તિ ઉત્પન્ન થાય શ્રીજગનાથપુરી પાસે બિંદુ-બિલ્વગામમા ઉત્કલ બ્રાહ્મણ જાતિમા જયદેવ કવિ પ્રસિદ્ધ થયા જેણે કાવ્યમાહિત્યનો સારો વિદ્યાભ્યાસ કરી પ્રભુ સેવા કરી દેવશર્મા નામનો બ્રાહ્મણ સંતતિ ( પ્રજા ) માટે શ્રીજગનાથપુરી જઈ શ્રીપ્રભુ જગદીશની પ્રાર્થના કરે છે કે હે નાથ મને જે કાંઈ

પ્રથમ બાલક થાય તે તમને અર્પણ કરીશ. આટલું નિશ્ચય નિયમ લઈ પાછો દેશમાં ગયો. થોડો વખત ગયા પછી એક કન્યા ઉત્પન્ન થઈ, પછી બીજા છોકરાઓ થયા.

શ્રી જગંનાથપુરી દેવશર્મા પોતાની કન્યા લઈ જઈ દેવને પ્રણામ કરી કહે કે મારો સંકલ્પ પૂર્ણ કરવા આ કન્યા અહિંઆં અર્પણ કરવા આવ્યો. આવુ થવાથી રાત્રે સ્વપ્ન થયું કે મારી આજ્ઞાનુસાર તારી કન્યા અહિંઆં જયદેવકવિ સાથે પરણાવવી. દેવશર્માને સ્વપ્ન થવાથી સવારમાં કન્યા લઈ ગામબહાર જ્યાં જયદેવકવિ રહેતા હતા ત્યા જઈ વિનયથી કહે છે કે હે કવિરાજ દેવની આજ્ઞા થવાથી તમારી સાથે મારી કન્યાનો વિવાહ નિશ્ચય કરવા આવ્યો. આવું સાંભળી જયદેવકવિ કહે કે મારી પાસે કાંઈ પણ ધન નથી. હાલ સુધી વિદ્યાભ્યાસ તથા પ્રભુસેવા કરૂં છું. મને રહેવા ઘરબાર કાંઈ નથી જેથી પર્ણકુટી (ઝુંપડી)માં રહુ છું. માટે કન્યા લઈ પાછા જાવો. કવિનું વચન સાંભળી દેવપૂજકોને સાક્ષી રાખી દેવશર્મા પોતાની પુત્રીને કહે છે હે પદ્માવતી પુત્રી, આ તારા પતિદેવ છે જે તુ માન્ય રાખી પતિસેવાધર્મ પાળવાથી તને ઉત્તમ સુખ મળશે. આટલુ કહી દેવશર્મા પોતાને ગામ ગયા.

જયદેવકવિ પાસે પદ્માવતી એકલી રહેવાથી કહે છે કે તારા પિતા તને અહિંઆં મુકી ઘેર ચાલી ગયા. હવે એકલી અહિંઆં કેવી રીતે રહેશે. ત્યારે પદ્માવતી બોલી કે મારા પિતા તમને સોંપી ગયા માટે તમે જ્યાં હશો ત્યા રહેવા મને હરકત નથી. મને છોડી એકલા જશો નહીં. જયદેવકવિ પદ્માવતીનું શુભ વચન સાંભળી કહે કે એના પિતાને ઘેર જઈ જ્ઞાતિ સગા સમક્ષ વિધિપૂર્વક વિવાહ કરીશ, જેથી બન્ને દેવશર્મા પાસે ગયા.

જયદેવકવિનો વિવાહ પદ્માવતી સાથે થયો. શુભ સમયે વિદાય થઈ પદ્માવતી સાથે પોતાને સ્વદેશ આવી, શ્રીભગવત સેવાધર્મ કરવા લાગ્યા. જયદેવ કવિએ પોતાનો રચેલા ગીતગોવિંદ નામનો

અથ પ્રભુસેના કરતા શ્રીજગદીશ સન્મુખ ગાય્યો પછી રામક્રીડા સમયે શ્રીકૃષ્ણ ભગવાને ન્હેલુ પ્રેમબંધનવચન જેમા રાધાવિનાદ કાવ્ય બનાવવા પ્રયત્ન કરતા અરધુ કાવ્ય લખતા પોતે (કવિ) સ્નાન કરવા ગયા તે વખતે જયદેવરૂપે શ્રીકૃષ્ણએ જાતે પધારી પદ્માવતીને કહ્યુ કે મને રાધાવિનોદ ગ્રંથ (હાલ લખ્યો તે) લઇ આવ પદ્માવતી ગ્રંથ લાવી આપતા શ્રીભગવાન થોડુ ચરિત્રનુ વર્ણન લખી ચાલતા થયા સ્નાન કરી જયદેવકવિ આવ્યા બખ્યા, દેવપૂજા, ભોજન કરી પાછુ પુસ્તક લઇ તપાસવા લાગ્યા ત્યાં કોઇ કોઇ બીજો લેખ માલમ પડવાથી પદ્માવતીને તે પૂછે કે આ ગ્રંથમા નવીન બીજુ પદ કોણે લખ્યુ? તેમજ આ અક્ષરો મારા હાથથી લખેલા નથી

પદ્માવતી કવિ જયદેવને વિનયથી ઉત્તર કહે છે કે હે સ્વામિનાથ તમને સંદેહ શા માટે થયો? તમે અરધુ લખી સ્નાન કરવા જતા પાછા આવી મારી પાસે ગ્રંથ માગી થોડુ ચરિત લખી પાછા સ્નાન કરવા ગયા તમારા શિવાય બીજુ કોઈ આવ્યુ નથી આવુ સાભળીને જયદેવ કવિને ભ્રમ થયો કે મને શુ થયુ હશે જેથી મને કાઇ ખબર પડતી નથી મધ્યરાત્રી સુધી વિને વિચાર થવાથી દેવસ્વપ્ન થયુ કે શ્રીપુરુષોત્તમ પ્રભુનો પ્રસાદ પ્રાપ્ત થયો

## સર્ગ ૪૦ મો.

पुनर्वक्ष्यामि तस्यैव चरित्त परमाद्भुत ॥
जयदेवस्य विप्रस्य गीतगोविंदसम्भवम् ॥

ચાલીસમા સર્ગમા પાછુ જયદેવચરિત્ર કહેવાય જેમા ગીતગોવિંદનું વિવરણ થશે કવિનુ રચેલુ ગીતગોવિંદ કાવ્ય સાભળી રાજા પ્રસન્ન થયા આ કાવ્ય રાજાએ પોતાની પાસે રાખી બીજુ એવી રીતે પોતે નવીન બનાવી વિદ્વાનોને બોલાવી સમતિ

કરે છે કે મારા નામથી પ્રસિદ્ધ કરવું. આવા અભિપ્રાય વિરૂદ્ધ થનારને મારો દંડ થશે. જયદેવકવિનું રચેલું છે એવી સંમતિ કોઇએ આપવી નહીં.

જયદેવકવિ શ્રીપુરુષોત્તમ દેવનું દર્શન કરતાં આનંદમાં નૃત્ય તથા સ્તુતિ કરતા હતા, તે વખતે રાજાએ કવિને કહ્યું કે મારૂં રચેલું કાવ્યપદ કેમ બોલતા નથી. ત્યારે કવિ કહે છે કે મેં તમારૂં કાવ્ય સ્વીકાર કર્યું તથા મારૂં રચેલું કાવ્ય સર્વ વિદ્વાનો માન્ય કરે છે, છતાં બને કાવ્ય શ્રીજગદીશ સન્મુખ રાખી જે પોતાને વિશેષ પ્રિય હોય તેની પરીક્ષા માટે બને કાવ્ય દેવ સન્મુખ રાખી પ્રણામપૂર્વક પ્રાર્થના કરી આપણે બધા બહાર જઇએ. દરવાજો બંધ કરી બધા ગયા. થોડો સમય ગયા બાદ દેવના દરવાજા ઉઘાડી અંદર ગયા, ત્યા જયદેવકવિનુ રચેલુ ગીતગોવિંદ કાવ્ય પુસ્તક ઉપર જોવામાં આવ્યુ તથા રાજાનું રચેલુ કાવ્ય નીચે જોવામાં આવ્યુ. રાજાને ચિંતા થવાથી રાત્રિ દિવસ ખાવાપીવામા આહાર છોડી દીધો.

થોડા વખત પછી રાજાને સ્વપ્ન થયુ કે હે રાજન્, શોક કરવો નહીં. ગીતગોવિંદ કાવ્ય મને પ્રિય છે, તુ મારો પરમ ભક્ત છે, તારો રચેલો ગ્રન્થ મને માન્ય છે આવુ સ્વપ્ન થવાથી જયદેવ સાથે દ્વેષભાવ છોડી મિત્રભાવથી આખા નગરમા જયદેવનું રચેલુ ગીત ગોવિંદ કાવ્યને માન્ય રાખવા સર્વ પ્રજાને હુકમ કર્યો.

એક વખતે ઉત્કલ દેશમા શ્રી જગન્નાથપુરી પાસે રહેનારી વેંગણ (રીંગણાં) વેચનારી કોઇ સ્ત્રી ગીતગોવિંદ (જયદેવચરિત) કાવ્યનું પદ ગાઇ શાક લેવા બગીચામાં ગઇ. થોડા રીંગણા કપડામાં બાંધી ઘેર ગઇ. ગાતીમા પ્રભુલીલા વર્ણન કરી સુઇ ગઇ. બીજે દીવસે રાજા દેવદર્શનપૂજન કરવા મંદિરમાં ગયો. ત્યા પ્રભુને સ્નાન કરાવતા વસ્ત્રમાં વેંગણના કાંટા લાગવાથી ફાટેલુ

વસ્ત્ર ( દેવનુ ) જોઇ પૂજકોએ રાજાને ઉત્તર કહ્યો કે અમે રાત્રે દેવને પોઢાડી દરવાજા બધ કરી જયા પછી અહિંઆ કોઇ બીજુ હમારા શિવાય આવતુ નથી, ત્યાર વસ્ત્ર શી રીતે ફાટ્યુ ? પ તુ અમને રાત્રે દેવસ્વપ્ન થયુ હતુ કે તમારે કોઇ બીજો મંદિ લાવવો નહીં, પરતુ મારૂ ગીતગોવિંદ કાવ્યપદ ગાતા એક વાક ( વેંગણ ) વેચનારી શૂદ્ર સ્ત્રી વાડીમાથી વેંગણ લાવતી હતી ત્યા મને ભક્તિભાવે પ્રેમ થવાથી હડીમા તેના શરીર ઉપર વસ્ત્ર નાખ્યુ જેથી વેંગણના કાટા લાગવાથી ફાટી ગયુ આવુ સ્વપ્ન ( પૂજારીનુ કહેલુ ) સાભળી રાજાએ બોલાવી કહ્યુ કે હવે તારે મારે મહેલ રહી ગીતગોવિંદ દરરોજ ગાઈ મને સંભળાવવુ પ્રસન્ન થઇ રાજા તથા દેવપૂજકો જયદેવ કવિને ધન્યવાદ આપે છે.

જયદેવ કવિની સ્ત્રી પદ્માવતીનુ ચરિત કહે છે એક વખતે રાજાનો સગોત્ર ( કુટુબ ) રાજા મરણ પામ્યો જેની સાથે તેની સ્ત્રી સતી થવા તૈયાર થઇ ત્યા બધુ રાજાએ સર્વને જોવા જાહેર કર્યું થોડો વખત ગયા પછી પદ્માવતી (કવિસ્ત્રી) રાણી પાસે આવી એકદમ બોલતી બધ થઇ ત્યા રાજા તથા કવિ હાજર હતા જેને જોઇ રાણી સતાપ કરે છે રાજા તથા કવિ આશ્ચર્ય પામ્યા રાજાએ રાણીને પુછ્યુ કે પદ્માવતીને શુ થયુ હશે ત્યારે રાણી કહે કે તમારા ભાયાત કુટુબી મરણ પામ્યો જેની સ્ત્રીએ પાછળ સતી થતા જોઇ પદ્માવતી કહેતી હતી કે પતિ મરણ પામે ત્યારે પોતે સ્ત્રી એકદમ પ્રેમથી પ્રાણત્યાગ કરે તેને સતી કહે છે.

રાજાએ રાણીને પૂછ્યુ કે આવા સભ્રમ શા માટે થયો ? ત્યારે રાણી ઉત્તર કહે કે મેં સાચી પરીક્ષા જોવા પદ્માવતીને પુછ્યુ કે તારા પતિ જયદેવ કવિ હાલ મરણ પામ્યા માટે તું શુ કરશે ને હું જોઇશ જેથી પદ્માવતી આવી દશાવાળી થઈ રાજાએ રાણીને ઠપકો આપ્યો કે તારે કારણ શિવાય પદ્માવતીને કહેવુ નહીં જોઇએ હવે સ્ત્રી શિવાય જયદેવ કવિ નગર છોડી ગમે ત્યા ચાલી

જશે જેથી હું પ્રાણત્યાગ કરીશ પછી એકલી કેવી રીતે રહેશે? સ્ત્રીહત્યાનું પાપ ઘણું લાગે છે, આવું થવાથી કવિ જયદેવ બોલ્યા કે તમારી રાણીનો અપરાધ નથી. હું જીવીશ ત્યાં સુધી મારી સ્ત્રી (પદ્માવતી) પ્રાણત્યાગ કરશે નહીં. માત્ર પતિપત્નીનો પ્રેમ બતાવ્યો. જેથી મનુષ્યમાત્રે શ્રી ભગવાનની સાચી ભક્તિ કરવી. જયદેવ કવિ સ્ત્રીને પાછી શુદ્ધિમાં લાવવા ગીતગોવિંદ ગાયન તથા બીજાંને વાદિત્ર વગાડવા કહેવાથી પદ્માવતી ધીમે ધીમે ઉઠવાથી બધા ખુશી થયા. પદ્માવતીનો શુદ્ધ પતિપ્રેમ જોઇ રાણીઓ પ્રસન્ન થઇ પ્રણામ કરતી હતી શ્રીકૃષ્ણભક્તિ ભાવ જેના હૃદયમાં શુદ્ધ હોય છે તેને પ્રભુ મદદ કરે.

## સર્ગ ૪૧ મો

अपरं शृणु वक्ष्यामि कवेः सुचरितंमहत् ॥
जयदेवः सममागुर्न मृतो न मविष्यति ॥

એકતાલીસમા સર્ગમા જયદેવ ચરિત કહે છે. આવા કવિ સાધુ પુરુષ જગતમા થોડા હોય. પોતે સમાન ભાવે વરતતા હતા. સુખ તથા દુ:ખ કર્માનુસાર મનુષ્ય ભોગવે છે. એક વખત બીજા ગામમાં જયદેવકવિ ગયા, ત્યા વસ્ત્ર અલંકાર દ્રવ્યનો સારો સત્કાર મળ્યો. થોડા સમયમા બધુ લઇ પોતાના દેશ તરફ આવતા હતા રસ્તામાં શસ્ત્ર લઇ લુટારાઓ જોવામા આવ્યા. પોતાનો પ્રાણ બચાવવા ઇશ્વરસ્મરણ કરે છે કે આવા નિર્દયના પાશમાથી કેવી રીતે છુટી શકે. યુક્તિથી ચોરને પુછે છે કે તમે ક્યા જશો ત્યારે ચોરો કહે કે અમે બધા શ્રીપુરુષોત્તમદેવના દર્શનયાત્રા કરવા જગનાથપુરી જઇએ છીએ. ત્યારે કવિ બોલ્યા કે મારે તમારી સાથેજ આવવુ છે. હું વૃદ્ધ તથા એકલો હોવાથી સરસામાન લઈ જવાય નહિ, મને તમે બધા મદદ કરશો તો સાથે

આવીશ જેથી બધો સામાન લુટાગને સોંપ્યો. ચોરો જલદી ચાલતા હતા. જયદેવ ધીમે ચાલવાથી પાછળ હતા. જેથી ચોરો કહે કે અમારે દૂર જવું જેથી ઘણી બુમ મારતા હતા. જયદેવ ધૂર્ત છે કારણ કે આપણી પાસે બધો સામાન ઉંચકાવી પોતાનું ગામ આવશે ત્યારે મારી નાંખશે. માટે એને (જયદેવને) મારી નાંખવો. તે વખતે એક ચોર બોલ્યો કે એને મારી નાંખવો નહીં, પણ હાથપગ કાપવા. આવું થવાથી અરણ્યમાં ભૂખતરસ લાગી મરણ પામશે. પછી ચોર નાસવા લાગ્યા. જયદેવ દુઃખ ભોગવતાં કોઇ રાજા ઘોડા ઉપર બેસી શિકાર કરવા જતાં રસ્તામાં મનુષ્ય કોઈ પડ્યો જાણી વાહનમાં બેસાડી પોતાની રાજધાનીમાં લઇ ગયો. ખબર પડતા રાણીએ જયદેવને પદ્માવતીને સોંપતા તેની સારવાર કરી. ચોરલોકો સાધુવેષમાં નગરમા આવ્યા. તેઓને ખબર કદી નહીં કે જયદેવ અહિંઆ હાજર છે. સાધુવેષવાળા ચોરોને ભોજન કરાવ્યુ. પછી જયદેવે પોતાનું ધન લેવા છલભેદથી બધાનેરાજા પાસે બોલાવ્યા. જ્યાં જયદેવ કહે કે આવા મહાત્માઓ આપણા નગરમાં આવ્યા નથી, બધાનો સારો સત્કાર કરાવ્યો

લુટારાઓ મહાત્મારૂપે ધન લઇ રજા માગતા જયદેવે રાજાને (ગુપ્ત) કહ્યું કે જંગલમા ભય રહેવાથી થોડા સિપાઇઓ સાથે મોકલવા. ગામબહાર થોડે દૂર ગયા ત્યાં એક ઝાડ નીચે બેઠા. પછી રાજાના મનુષ્યને પૂછતા હતા કે રાજા પાસે પંડિત છે તે કોણ છે જેણે સારો સત્કાર કરાવ્યો. રાજસેવકો બોલ્યા કે રાજા પાસે એક કવિ રહે છે, જેણે તમારો સત્કાર કરાવ્યો. પછી જયદેવનું સર્વ વૃત્તાંત અરણ્યમાં જે થયું તેટલું કહ્યું. પછી બોલ્યા કે અમે કર્ણાટકમાં રહીએ છીએ. ત્યાં એક કવિ હતા જેણે ઘણું ધન મેળવ્યું. પછી કોઇ ધનવાનને ઘેર કવિએ ચોરી કરી જેથી હાથપગ કવિના કાપી નાખ્યા. જે ભગવાનનો ભક્ત હોવાથી પાછો

સારો થયો. આવું વૃત્તાંત ચોર પાસે સાંભળી રાજપુરૂષો રાજાને કહેતા હતા.

જયદેવ વૃદ્ધ થયા છતાં નિત્યનિયમ કાયમ પાળતા હતા. ગંગાસ્નાન કરવા ગયા. માર્ગમાં બેભાન થયાથી બીજાઓ પાછા ઘેર લાવ્યા. જેથી રાજાએ કહ્યું કે હવે તમારે મારી પાલખીમાં બેસી ગંગાસ્નાન કરવા જવું. જયદેવ કવિ બોલ્યા કે તીર્થસ્નાન કરવા પગે ચાલી જવાથી મહાપુણ્ય થાય. શ્રી પુરુષોત્તમદેવ કવિને પ્રસન્ન થઇ કહે કે તારા જેવા વિદ્વાન કવિ ઘણા દુર્લભ છે. ગંગાદેવી શુભ વરદાન આપે છે કે તારો સદૈવ જય થશે. આવું જયદેવચરિત્ર કહ્યું.

## સર્ગ ૪૨ મો

### શ્રીધરસ્વામી ચરિત

अथातः श्रीधरः स्वामीभक्ति माहात्म्यमुत्तमम् ॥
विष्णुभक्तिप्रदं नृणां कथयामि यथाश्रुतम् ॥

બેતાલીસમાં સર્ગમાં શ્રીધરસ્વામી ચરિત કહે છે. પોતે બ્રાહ્મણ કુલમાં વેદવેદાંત શાસ્ત્રનો અભ્યાસ કરનારા શાંત સ્વભાવવાળા હતા. વિધિ પ્રમાણે વિવાહ થયા બાદ અગ્નિહોત્ર સેવા કરી, વૃદ્ધાવસ્થામાં કાશી ક્ષેત્ર જઈ સંન્યાસ આશ્રમ ગ્રહણ કર્યો. પોતે શાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો અને કોઈ પાસે યાચના કરતા નહીં. દરરોજ એક વાર અન્ન ગ્રહણ કરતા. શ્રીવેદવ્યાસનું રચેલું શ્રીમદ્ ભાગવતપુરાણ જોતાં વિચાર થયો કે સંસાર સાગર તરવામાં મુખ્ય સાધન સર્વ શાસ્ત્રનો સાર શ્રીમદ્ ભાગવત છે. પરતુ સામાન્ય વિદ્યાવાળા બ્રાહ્મણોને સમજાય નહીં માટે પુરાણનું રહસ્ય સ્પષ્ટ સમજવા શ્રી પ્રભુકૃપા થાય તો ટીકા કરીશ. જેથી રાત્રિ દિવસ શાસ્ત્ર વિચાર થયો.

એક વખતે રાત્રિમાં શ્રીબિંદુમાધવનું સ્વપ્ન થતાં સૂચના

થઈ કે શ્રી ભાગવતનું વ્યાખ્યાન કરવું. જ્યાં સુધી કલિયુગમાં ભગવત નામ કાયમ રહેશે ત્યાં સુધી શ્રીધરસ્વામીની ટીકા રહેશે. આવું સ્વપ્ન થવાથી પ્રસન્ન થયા.

બીજે દીવસે પ્રાતઃકાલમાં નિત્યકર્મ કરી મંગલાચરણનો નિર્વિઘ્ન ગ્રંથ ટીકા સમાપ્તિ થવા આરંભ કર્યો. ગ્રંથને પંડીતો પાસે તપાસવા મોકલતાં જોઇને સારા પંડીતો પોતાનો અભિપ્રાય બતાવતાં કેટલાક ઈર્ષ્યા દ્વેષથી નવીન પ્રબધ શ્રી પુરાણ માટે લખતા હતા. એક વખતે શ્રીબિંદુમાધવ આગળ પંડીતોની મહાસભા થઈ. પોતપોતાના રચેલા ટીકા ગ્રંથ લાવ્યા. શ્રીદેવ સન્મુખ એકઠાં કર્યાં. તેમાં જે ગ્રંથ વધારે યોગ્ય પ્રમાણવાળુ હોય તે ઉપર ભાગે રહે. જ્યાં શ્રીધરસ્વામીનો ટીકા ગ્રંથ સર્વમાં શ્રેષ્ઠ ગણાયો. પછી બધા પંડીતોને વિનયથી કહે કે તમને યોગ્ય દેખાય તે પ્રમાણે સ્વીકારવો.

શ્રીધરસ્વામીને થોડો સમય ગયા બાદ જ્વર (તાવ) ઉત્પન્ન થયો જેથી અન્ન ખાવામાં ઇચ્છા નહીં હોવાથી શરીર અશક્ત થયું. માધવ નામે શિષ્ય સેવા કરતો હતો. પછી એક વખતે માધવને તાવ આવ્યો, જેનાં માતાપિતા માધવને આરામ થવા ઘેર લઈ ગયાં. જ્યાં માધવ વિશેષ બેભાન થયો. પરંતુ શ્રીધરસ્વામીને તાવ શાંત થવાથી ભૂખ લાગતી હતી, જેની સેવા કોઈ પાસે ન હોવાથી માધવદેવ પોતે શિષ્યરૂપે આવનાં પુછે છે કે 'તું કોણ છે' ત્યારે દેવે કહ્યુ 'હું માધવ શિષ્ય છું' જેથી માધવ જાણી માતાપિતાના સમાચાર પુછ્યા, જ્યાં માધવદેવરૂપે (શ્રીબિંદુ માધવદેવે) માધવ શિષ્યએ કહ્યું કે તમારી આશિષથી સર્વ કુશલ છે. હવે તમારી સેવા કરવા આજ્ઞા કરો. શ્રીધરસ્વામી બોલ્યા કે મને ભૂખ ઘણી લાગી છે, ખાવાનુ નહી મલશે તો મરણ થશે. તરત માધવે ભોજન કરાવ્યું. અંતર્ધાન થયા. થોડા વખતમાં મૂળ (માધવ) શિષ્ય આવ્યો જેણે ગુરૂને પુછ્યું કે ગઇકાલે તમને શું થયું હતું જેથી ગુરૂ કહે કે તેં મને ભોજન કરાવવાથી મને શાંતિ થઈ છે.

હવે તારે શંકા કેની થઈ? માધવ કહે હું જાતે હાલ હાજર થયો. પછી શ્રીધરસ્વામીને નિશ્ચય થયો કે મારી રક્ષા શ્રીબિંદુ માધવદેવે કરી. ત્યારબાદ ઈશ્વર ભજન કરી સુખમાં રહ્યા.

## સર્ગ ૪૩ મો

### બિલ્વમંગલ ચરિત

अथापरं प्रवक्ष्यामि भक्तमाहात्म्यमुत्तमम् ॥
यत् श्रुत्वा सर्वपापेभ्यो मुक्तोभक्तिं लभेन्नरः ॥

**ત્રેતાલીસમાં** સર્ગમાં બિલ્વમંગલ ચરિત કહે છે. જે સાંભળવાથી પાપ દૂર થઈ ભક્તિથી મોક્ષ મળે છે. કૃષ્ણાવેણી નદી કિનારે બિલ્વમંગલ નામે દક્ષિણી બ્રાહ્મણ રહેતો હતો. નાની વયમાં વિદ્યાભ્યાસ છોડી મોજ વૈભવમાં પિતા છતાં કોઇનું નહીં માનતાં ગમે ત્યાં ખરાબ વિષયમાં સમય વ્યતીત કરતો પિતા મરણ પામતાં સ્વતંત્રપણે ગાયન નાટક નૃત્ય ( વેશ્યાસંગ )માં સર્વ ધનનો નાશ કરતો. પછી નદીને સામે કિનારે ચિંતામણી નામની વેશ્યા સાથે રહ્યો. સગાંસંબંધીઓ સમજાવતાં છતાં કોઇનું વચન માનતો નહીં. જે કાંઈ થોડું ધન સરસામાન હતું તે બધું વેસ્યાને આપ્યું. એક વખતે પોતાના બાપની શ્રાધતિથિ ( સાંવત્સરીક ) આવી ત્યારે વેસ્યાને કહે કે આજે મારે ઘેર જઈશ. મારે બ્રાહ્મણ ભોજન શ્રાદ્ધ વિગેરે કરવાનું હોવાથી કાલે સવારે આવીશ. આટલું કહી પોતાને ઘેર ગયો. નિયમ પ્રમાણે બ્રાહ્મણભોજન કરાવી ઘર આગળ રહ્યો. રાત્રિમાં ઉંઘ નહી આવવાથી નદી કિનારે ગયો પરંતુ જલ વધારે હોવાથી પાછો ઘેર આવ્યોને ત્યાં બેસી રહ્યો. એક પ્રહર રાત્રી બાકી રહી ત્યારે પાછો નદી ઉપર ગયો. જલમાં એક શબ ખેંચાઈ જતું જોવાથી તેના ઉપર બેસી સામે કીનારે ગયો. પછી વેસ્યાનું ઘર બંધ હોવાથી બૂમ પાડતાં કોઈ સાંભળે નહીં. ત્યાં બારણામાં એક મરેલો સાપ હતો જેને દોરીરૂપે બારીમાં

બાધી ઉપરથી અદર દાખલ થઈ વેશ્યા પાસે આવતા ચિંતામણી વેશ્યાએ પુછ્યુ કે આવી મોટી નદી તરી જઈ શા માટે તુ મારી પાસે આવ્યો ? ત્યારે તેણે સર્વ વૃત્તાત કહ્યુ કે આવી રીતે તારી પાસે આવ્યો તે વખતે તે જ્ઞાન આપે છે કે આજે તારા પિતાનો શ્રાદ્ધ (પવિત્ર) દીવસ છતા શરમ શિવાય અઘટિત કામ મારી જોડે કરવુ નહીં આવી પ્રીતિ પ્રભુ ભજનમા રાખવાથી તારી સારી ગતિ થાય તારી અધમ ગતિ સુધારવા પ્રયત્ન કરવો મારી જોડે ખરાબ રીતે વર્તવાથી તારો જન્મ પશુ જાતિમા થશે આવુ શાસ્ત્ર પ્રમાણ છે માટે હવે મારો દુષ્ટ સગ છોડી ઈશ્વર ભક્તિ કરવી

બિલ્વમગલ વેશ્યાના સાચા ઉપદેશથી પશ્ચાત્તાપ કરે છે કે મારો દુરાચાર જોઈ માતાપિતા દુખી થઈ મરણ પામ્યા સાચો ઉપદેશ સાભળી દુરાચાર તરત છોડી દીધો છુટો પડતા વેશ્યા (ચિંતામણી)ને કહે કે તેં મારૂ કલ્યાણ કર્યું ત્યારે વેશ્યા કહે કે પાછો મને મળજે બિલ્વમગલ કહે કે હવે મને કોઇની જરૂર નથી મારા જન્મનુ સાર્થક કરીશ

## સર્ગ ૪૮ મો

चिंतयामास चेकाकी पथि गच्छन् द्विज सतु ।
क यामि शरण सोऽह कथं यास्यामि सद्‌गतिं ॥

બિલ્વમંગલ ચિંતામણી વેશ્યાના સાચા ઉપદેશથી છુટા પડી માર્ગમા ચાલતા વિચાર કરતો હતો કે હુ કોણ દેવની આરાધના (સેવાભક્તિ) કરીશ જેથી મારી ઉત્તમ ગતિ થાય આજસુધી કાંઈ પણ સારૂ કર્મ કર્યું નથી પ્રભુભક્તિનું મૂળ સાધન શુ મળે માર્ગમા થાકી જઈ ઝાડ નીચે બેઠો ત્યા કોઈ બ્રાહ્મણ સુતો હતો તે પણ ઘણા દૂરથી આવ્યો હતો થોડા વખતમા સુતેલો બ્રાહ્મણ ઊઠતા પરસ્પર વૃત્તાત પૂછવા લાગ્યા ત્યા બિલ્વમંગલ કહે કે મારે કોઇ ગુરૂ પાસે મત્ર ઉપદેશ લેવો છે ત્યારે બીજો બ્રાહ્મણ

કહે કે તારે ચિંતા કરવી નહી. અહિંઆં થાડે દૂર કૃષ્ણાનદી કિનારે સોમગિરિ નામે તપસ્વી (મુનિ) રહે છે. હાલ પોતે પર્ણકુટીમાં વાનપ્રસ્થ આશ્રમ પાળે છે. શાંતગુણી, દયાવાળા, સમદષ્ટિરૂપે સાચો ઉપદેશ કરે છે. તેની પાસેથી મત્રદીક્ષા લેવાથી ઉદ્ધાર થશે.

બિલ્વમંગલ બ્રાહ્મણને પ્રણામ કરી સોમગિરિ તપસ્વીના આશ્રમ તરફ ગયો અને દડવતપ્રણામ કરી ઉભો રહ્યો તપસ્વી (મુનિ) પૂછે છે તું કોણ છે, તારે અહિંઆ આવવાનું શું કારણ છે તે સઘળું વૃત્તાંત કહેવું. બિલ્વમંગલે પોતાનું સઘળું આચરણ કહી પ્રાર્થના કરી કે હવે મને કોઈ ઉપદેશ કહો જેથી મને શાન્તિ થાય તપસ્વી કહે કે હાલ અહિંઆં થાડો સમય સેવાધર્મ કરવાથી મત્ર ઉપદેશ કરીશ.

સોમગિરિ તપસ્વી વિચાર કરવા લાગ્યા કે એ હાલ પોતાના બ્રાહ્મણકર્મથી રહીન છે. માટે કોઈ સારો સંસ્કાર થવા ઉપદેશ આપીશ આટલું વિચારી બે શ્લોકનો ઉપદેશ કર્યો.

कृष्णेति मंगलं नाम यस्य वाचि प्रवर्तते।
भस्मी भवंति तस्याशु महापातककोटयः॥
दरिद्रो वा रुजार्तो वा प्रहार्तोवापि यो नरः।
श्रीकृष्णेति जपनामसुखी भवति निश्चित॥

કૃષ્ણનામ બે અક્ષર ભગવનામ બોલવાથી સમસ્ત પાપ નાશ પામે છે દરિદ્ર હોય, રોગિષ્ટ હોય અથવા કોઈ મહપીડા ભોગવતો હોય છતાં, શ્રીકૃષ્ણ નામનો જપ કરવાથી સુખી થાય, આવો મનમાં વિચાર કરી બિલ્વમંગલને કૃષ્ણાનદી કીનારે લઈ જઈ શ્રીકૃષ્ણ નામનો સાચો ઉપદેશ કર્યો ગુરૂને પ્રણામ કરી મત્ર ઉચ્ચાર કરતાં બિલ્વમંગલ તેજસ્વીરૂપ થયો બાદ ગુરૂ આજ્ઞા લઈ થાડો વખત સેવાભક્તિ કરવા આશ્રમ પાસે રહ્યો ૭ મહિના થયા પછી મોટા કવિ થયો. શાસ્ત્ર અભ્યાસ કરી, વિષયવાસના દૂર કરી, ગુરૂઆજ્ઞા લઈ વૃંદાવન તરફ ગયો ત્યાં થાડો વખત રહી નર્મદા કિનારે આવતાં માહિષ્મતી નગરી જોવાથી એક આશ્ચર્ય ઉત્પન્ન થાય છે.

કરે છે મસ્તક ઉપર હસ્ત રાખી શ્રીપ્રભુ બોલ્યા કે જે વખતે મારૂં સ્મરણ કરશે ત્યારે હાજર થઇશ આટલું કહી બ્રાહ્મણ સ્વરૂપે અંતર્ધાન થયા.

બિલ્વમંગલ અમૃતરૂપ અન્ન ખાઇ જલપાન કરી પ્રભુસ્મરણ કરી શ્રીયમુના નદી કિનારે સુઈ ગયો બીજે દિવસે વિચાર કરે કે મને શું સ્વપ્ન થયું હશે અથવા બુદ્ધિનો ભ્રમ થયો કે મારા જેવા અધમ મનુષ્ય સાથે શ્રીભગવાનનો સંવાદ થાય નહીં પછી દાતણ કરી, શુદ્ધ સ્નાન કરી, આંખ બંધ કરી વિશ્વરૂપ શ્રીભગવાનનું ધ્યાન કરતા નિજસ્વરૂપે પધારી બિલ્વમંગલને કહે કે હાય મારૂં સ્મરણ શું કારણ માટે કર્યું ત્યારે તેણે ક્ષમા માગી વૃંદાવનમાં નિવાસ કરતો હતો.

## સર્ગ ૪૬ મો

अथैकस्मिन् दिने कृष्ण संनिधौ विल्वमंगल ।
स्मृत्वा चिंतामणिं वेश्यां आत्मवृत्तानि सर्वशः ॥

બિલ્વમંગલ શ્રીકૃષ્ણમૂર્તિ સન્મુખ ઉભો રહી સ્તુતિ ભજન કરતો હતો તે વખતે પોતાને સાચો ઉપદેશ આપનારી ચિંતામણી વેશ્યાનું સ્મરણ કરી શ્રીપ્રભુની સ્તુતિ કરે છે કે મને તમારૂં દર્શન થયું તે કેવલ ચિંતામણી વેશ્યાના સાચા ઉપદેશથી મારા બ્રાહ્મણ ધર્મ પાળવા પછી શું થયું ત્યારે શ્રીપ્રભુ કહે કે તે ચિંતામણી વેશ્યા થોડા સમયમાં અહિંઆ આવશે

બિલ્વમંગલ સાચો ઉપદેશ લઈ વેશ્યાથી છુટા તે દિવસથી ચિંતામણી (વેશ્યા) પોતાનું નિંદિત કર્મ છોડી વૈરાગ્ય ઉત્પન્ન થવાથી મનમાં વિચાર કરે છે કે બિલ્વમંગલ હવે પ્રભુનો પરમભક્ત થયો પરન્તુ મારા જેવી નીચ (નિંદિત) કર્મ કરનારી પરપુરૂષને ખરાબ સંગતિમાં ફસાવી દ્રવ્યલોભથી આજસુધી કરેલું પાપ ક્યારે નિવૃત્ત થાય? પૂર્વે મારા જેવી વેશ્યાનો ધંધો કરનારી પોતાના પોપટને રામ નામ શિખવતા ઘણી વેશ્યાનો મોક્ષ થયો હવે શ્રીકૃષ્ણભક્તિ

નામે જપ પાઠ કરી મમારા તરવા ઉપાય (યત્ન) કરીશ જેથી ઘરબાર દ્રવ્યસપત્તિ વિગેરે સસારવૈભવ ત્યાગ કરી શ્રીકૃષ્ણલીના ગાયન કરતી હતી

એક વખતે કૃષ્ણાનદી કીનારે રહેનારા બ્રાહ્મણો તથા ગામના ઘણા મનુષ્યો મથુરાપુરી શ્રીવૃદાવન યાત્રા કરવા તૈયાર થયા ત્યારે ચિંતામણી વેશ્યા કહે કે તમારી સાથે યાત્રા કરવા મારો વિચાર થયો તે વખતે બધા યાત્રાળુ સવ નીકળી શ્રીમથુરા આવી યમુના સ્નાન કરે છે તે વખતે વીણા ગાન કરી બધા સન્મુખ શ્રીકૃષ્ણલીલા ભજન તથા નૃત્ય ગાયન કરી પ્રસન્ન કરી પ્રસાદ ભોજન કરી બેઠી હતી થોડા વખતમા બિલ્વમંગલ જોવામા આવ્યો તેને વેશ્યા પ્રણામ કરે છે તે વખતે વેશ્યાને ધન્યવાદ કહે છે કે તારા સાચા ઉપદેશથી મારો ઉદ્ધાર થશે ત્યારે વેશ્યા કહે કે મારે પ્રભુભક્તિ કરી છેવટે મનુષ્યજન્મ સાર્થક કરવા નિયમ રાખવો છે બને જણ ભજન કરવા તત્પર થયા બિલ્વમગલ પવિત્ર રસોઇ તૈયાર કરાવી વેશ્યા વિગેરેને ત્રણ દિવસ ભોજન કરાવે છે પછી દેવપૂજકના સ્વરૂપમા (શ્રીકૃષ્ણ) બિલ્વમગલ તથા ચિંતામણી વેશ્યાને છેવટે પ્રસાદ આપે છે આવુ ભક્તિભાવથી બનેના ભજન ગાયનથી પ્રભુ પ્રસન્ન થવાથી મુક્તિ મેળવતા હતા

## સર્ગ ૪૭ મો

### વિષ્ણુશર્માં ચરિત

अथापर प्रवक्ष्यामि भक्ति माहात्म्यमुत्तमम् ॥
यत् श्रुत्वा सर्वपापेभ्यो मुक्तो भक्ति लभेन्नर ॥
मिथिलाया अभूत् विप्रो विष्णुशर्मेति नामत ॥

સુડતાલીસમાં સર્ગમા વિષ્ણુશર્માનું ચરિત કહેવાય છે

મિથિલા (મૈથીલ) બ્રાહ્મણ વિષ્ણુશર્મા નામે તરૌની ગામમા રહેતા હતા વિદ્યાભ્યાસ કરી ગૃહસ્થાશ્રમ (વિવાહ) પ્રાપ્ત

બિલ્વમંગલ નર્મદા નદીમાં સ્નાન કરતો હતો. ત્યાં વિધવા સ્ત્રી એક મરણ પામેલા બાલકને લઈ આવતી હતી, જેને પુછે કે આ બાલક કેવી રીતે મરણ પામ્યો. ત્યારે સ્ત્રી કહે કે હુ બ્રાહ્મણ જાતિ છું. બાલક થયા પછી મારા પતિ દેવલોક (મરણ) પામ્યા. છતાં બાળકની આશા રાખી દુઃખના દિવસો લાલનપાલન કરી દૂર કર્યા પરંતુ છેવટ મારી આવી દશા થઈ હોવાથી શબ લઈ નદી કિનારે આવી. મને ભાઈભાંડુ સગાંસંબંધી કોઈ નથી. જેથી પુત્રનું શબ લઇ નદીમાં ડુબી મરવા માટે નિશ્ચય કર્યો. તમે મારા પિતા સમાન છો. આવું થવાથી શબ પાસે ઉભા રહી બિલ્વમગલ સાચા પ્રેમભાવથી પ્રભુપ્રાર્થના કરે છે કે આ બાલક સજીવન નહીં થાય તો હું પ્રાણત્યાગ કરીશ. સાચો ભક્તિભાવ થવાથી બાલક સજીવન થયો, તેથી વિધવા (બ્રાહ્મણ) સ્ત્રી પ્રસન્ન થઈ બિલ્વમંગલને ધન્યવાદ કહે છે કે તમે મારા પુત્રને પ્રભુકૃપાથી સજીવન કર્યો.

## સર્ગ ૪૫ મો

विरक्तो निरपेक्षोऽसौ पौरैरावेष्टितोजनैः ।
निजकार्यालयं मत्वा महोद्विजोऽभवत् द्विजः ॥

**બિલ્વમંગલ** વિરાગદશા ભોગવતાં છતાં એક વખતે મનની શાંત વૃત્તિ બદલાઈ ગઈ. વૃંદાવન યાત્રા માટે પાછું જતાં નર્મદા નદીમાં સ્નાન કરવા જતી સુંદર વૈશ્યની સ્વરૂપવાળી સ્ત્રી જોવામાં આવી. સ્ત્રી સ્નાન કરી પાછી ઘેર જતી હતી તેની પાછળ બિલ્વમંગલ ચાલ્યો. વૈશ્ય સ્ત્રીએ ઘેર આવી સર્વ વૃત્તાંત પતિને કહ્યું. ત્યારે પતિ કહે કે તું ભાગ્યશાલી છે. તારી પાસે બ્રાહ્મણ જાતે આવી પોતાની ઇચ્છા પૂર્ણ કરવા આવતો હોય તેમાં મારી આજ્ઞાથી તારો પતિવ્રતાધર્મ લોપ થશે નહીં. તેનું ધારેલું કાર્ય કરવા તને રજા આપું છું.

બિલ્વમંગલ વૈશ્ય વચન સાંભળતાં ખુશી થયો. જ્યાં ઘરમાં

બેસવા રહેવા વૈસ્ય પ્રાર્થના કરે છે. મારી સ્ત્રી તમારી સેવા કરશે અને હું તમારો દાસ છું. વૈસ્ય વચન સાંભળી તે રાજી થયો. પછી બિલ્વમંગલ વૈસ્યની સ્ત્રી પાસે બે સોય માંગે કે મને જલદી આપો જેની જરૂર છે. જેથી વૈસ્ય સ્ત્રીએ બે સોય આપતાં પોતાની બંને આંખમાં ભોંકવાથી આંખ ફૂટી લોહીની ધારા નીકળતી હતી, તે વખતે વૈસ્ય તથા તેની સ્ત્રી બંને (દંપતી) પશ્ચાતાપ કરવા લાગ્યાં. આપણે સોય ન આપતે તો એને દુઃખ થતે નહીં. ત્યારે બિલ્વમંગલ કહે કે તમારો કાંઈ પણ અપરાધ નથી, મારૂં કરેલું કર્મ ભોગવીશ. તારી સતી સ્ત્રી પાછળ કામમોહિત થઇ હું નિર્લજ્જપણે પાછળ પડયો. હવે મારી ઇચ્છા હશે ત્યાં જઇશ.

બિલ્વમંગલ સ્નાન કરી નદી કીનારે પ્રભુ ભજન કરે છે. હવે મને આંધળાને ખાવા કોણ આપશે, મારે જીવવાની ઇચ્છા નથી. પવિત્ર મથુરા પ્રદેશમાં શ્રીકૃષ્ણની જન્મભૂમિમાં મારો દેહ પડવાથી મુક્તિ પામીશ. આવો વિચાર કરતાં કાંઈ આહાર કરે નહીં. ત્રીજે દિવસે શ્રીભગવાન બ્રાહ્મણ સ્વરૂપે ભોજન લાવી બિલ્વમગલને કહે કે ત્રણ દિવસ થયાં તું ભૂખ્યો છે જેથી તને અન્ન જલ આપવા આવ્યો જેનો ઉપયોગ કરવો. આવું સાંભળી બિલ્વમગલ કહે હું આંધળો છું, મને ખાવાનુ બતાવો. જેથી શ્રીભગવાન બ્રાહ્મણરૂપે પોતે ખવડાવતા પૂછયુ કે તમે કોણ છો ત્યારે શ્રીપ્રભુ સ્પષ્ટ કહે કે સગાંસંબધી છોડી જેને શરણે આવ્યો તે હું છુ. તુ મારો ભક્ત હોવાથી લક્ષ્મીજી કરતા વિશેષ પ્રિય છે. મારો જન્મ આવી પવિત્ર વૃજભૂમિ (શ્રીગોકુલ)માં થયો. ગોપ બાળકો સાથે આહારવિહાર કરૂં છું. કુબ્જા વિગેરે મારી દાસી છે. અર્જુનનો રથ હાંકવા સારથી થયો, પિંગલા, ગજેંદ્રમોક્ષ, જટાયુ, કાલયવન, અજામિલ વિગેરેનો મોક્ષ કરનાર હું છુ. મારી શુભ આશિષથી તું દેખતો થશે. હવે મારૂ બ્રાહ્મણ સ્વરૂપનુ દર્શન થશે. આવી આશિષ મલવાથી આનંદ પામી બ્રાહ્મણ સ્વરૂપ શ્રીભગવાનના ચરણમાં સાષ્ટાંગ દંડવત પ્રણામ

કરે છે મસ્તક ઉપર હસ્ત રાખી શ્રીપ્રભુ બોલ્યા કે જે વખતે મારૂં સ્મરણુ કરશી ત્યારે હાજર થઇશ આટલુ કહી બ્રાહ્મણ સ્વરૂપે અતર્ધાન થયા.

બિલ્વમગલ અમૃતરૂપ અન્ન ખાઇ જલપાન કરી પ્રભુસ્મરણુ કરી શ્રીયમુના નદી કિનારે સુઇ ગયો. બીજે દિવસે વિચાર કરે કે મને શુ સ્વપ્ન થયુ હશે અથવા બુદ્ધિનો ભ્રમ થયો કે મારા જેવા અધમ મનુષ્ય સાથે શ્રીભગવાનનો સંવાદ થાય નહીં પછી દાતણુ કરી, શુદ્ધ સ્નાન કરી, આખ બધ કરી વિશ્વરૂપ શ્રીભગવાનનું ધ્યાન કરતા નિજસ્વરૂપે પધારી બિલ્વમગલને કહે કે હાન મારૂ સ્મરણ શુ કારણુ માટે કર્યું જ્યા તેણે ક્ષમા માગી વૃદાવનમા નિવાસ કરતો હતો.

## સર્ગ ૪૬ મો

अथैकस्मिन् दिने कृष्ण संनिधौ विल्वमगल ।
स्मृत्वा चिंतामणिं वेदया आत्मवृत्तानि सर्वशः ॥

બિલ્વમંગલ શ્રીકૃષ્ણમૂર્તિ સન્મુખ ઉભો રહી સ્તુતિ ભજન કરતો હતો તે વખતે પોતાને સાચો ઉપદેશ આપનારી ચિંતામણી વેશ્યાનુ સ્મરણ કરી શ્રીપ્રભુની સ્તુતિ કરે છે કે મને તમારૂં દર્શન થયુ તે કેવલ ચિંતામણી વેશ્યાના સાચા ઉપદેશથી મારા બ્રાહ્મણ ધર્મ પાળવા પછી શુ થયુ ત્યારે શ્રીપ્રભુ કહે કે તે ચિંતામણી વેસ્યા થોડા સમયમા અહિંઆ આવશે

નામે જપ પાઠ કરી સમાર તરવા ઉપાય (યત્ન) કરીશ જેથી ઘરબાર દ્રવ્યસંપત્તિ વિગેરે સંસારનૈભર ત્યાગ કરી શ્રીકૃષ્ણલીલા ગાયન કરતી હતી

એક વખતે કૃષ્ણાનદી કીનાર રહેનાર બ્રાહ્મણો તથા ગામના ઘણા મનુષ્યો મથુરાપુરી શ્રીવૃંદાવન યાત્રા કરવા તૈયાર થયા ત્યારે ચિંતામણી વેશ્યા કહે કે તમારી સાથે યાત્રા કરવા મારો વિચાર થયો તે વખતે બધા યાત્રાળુ સંઘ નીકળી શ્રીમથુરા આવી યમુના સ્નાન કરે છે તે વખતે વીણા ગાન કરી બધા સન્મુખ શ્રીકૃષ્ણલીલા ભજન તથા નૃત્ય ગાયન કરી પ્રસન્ન કરી પ્રસાદ ભોજન કરી બેઠી હતી થોડા વખતમા બિલ્વમંગલ જોવામાં આવ્યો તેને વેશ્યા પ્રણામ કરે છે તે વખતે વેશ્યાને ધન્યવાદ કહે છે કે તારા સાચા ઉપદેશથી મારો ઉદ્ધાર થશે ત્યારે વેશ્યા કહે કે મારે પ્રભુભક્તિ કરી છેવટે મનુષ્યજન્મ સાર્થક કરવા નિયમ રાખવો છે બન્ને જણ ભજન કરવા તત્પર થયા બિલ્વમંગલ પવિત્ર રસોઇ તૈયાર કરાવી વેશ્યા વિગેરેને ત્રણ દિવસ ભોજન કરાવે છે પછી દેવપૂજકના સ્વરૂપમા (શ્રીકૃષ્ણ) બિલ્વમંગલ તથા ચિંતામણી વેશ્યાને છેવટે પ્રસાદ આપે છે આવુ ભક્તિભાવથી બન્નેના ભજન ગાયનથી પ્રભુ પ્રસન્ન થવાથી મુક્તિ મેળવતા હતા

## સર્ગ ૪૭ મો

### વિષ્ણુશર્મા ચરિત

अथापर प्रवक्ष्यामि भक्ति माहात्म्यमुत्तमम् ॥
यत् श्रुत्वा सर्वपापेभ्यो मुक्तो भक्तिं लभेन्नर ॥
मिथिलायां अभूत् विप्रो विष्णुशर्मेति नामत ॥

સુડતાલીસમાં સર્ગમા વિષ્ણુશર્માનુ ચરિત કહેવાય છે

મિથિલા ( મૈથીલ ) બ્રાહ્મણ વિષ્ણુશર્મા નામે તરૈની ગામમા રહેતા હતા વિદ્યાભ્યાસ કરી ગૃહસ્થાશ્રમ (વિવાહ) આશ્ર

થયા બાદ એક પુત્ર થયો. બાદ વૈરાગ્ય દશા ભોગવવા માટે સ્ત્રીનું કઠોર વચન સાંભળી ગામ બહાર શકરના દેવળ પાસે રહેવા વિચાર કર્યો. પરંતુ શિખા, સૂત્ર ( યજ્ઞોપવીત ) ત્યાગ કર્યું નહી. ( સંન્યાસ ગ્રહણ કર્યો નહીં ) ગામમાં ખબર થવાથી સગાંસંબધીઓ વિષ્ણુશર્મા પાસે આવતાં કહેવા લાગ્યા કે તમે ઘર સંસાર છોડી અહિંઆં કેમ આવ્યા ? પછી પોતાની સ્ત્રી પતિ પાસે ક્ષમા માંગતી હતી કે મારો થયેલો અપરાધ ક્ષમા કરશો. ત્યારે પાછા આવ્યા નહી પરંતુ કોઈ વખતે સ્ત્રી પુત્ર ત્યાં મંદીર પાસે મળવા આવતાં. ગામમાં લોકો નિંદા કરતા હતા કે શિખા યજ્ઞોપવીત ત્યાગ કર્યા શિવાય કેવળ ભગવાં વસ્ત્ર પહેરવાથી સાચો સન્યાસ ગણાય નહીં. જેથી બીજા સગાંસંબધીઓએ વ્યવહાર છોડી દીધો.

વિષ્ણુશર્માએ શકરના મંદિર (શિલાનાથ મહાદેવ) પાસે બીજું શકરનુ બાણ સ્થાપન કર્યું. પછી જનક રાજાના મહેલ (મિથિલા)થી બે યોજન ( આઠ ગાઉ ) દૂર બિંદુ હદ નામનું તીર્થ હતું. ત્યાં થોડો સમય રહી કમલા નદીના દક્ષિણ કીનારે જ્યાં સતી પાર્વતીનું દિવ્ય મંદિર હતું ત્યાં મોટો મહોત્સવ થાય ત્યાં નિવાસ કરતા હતા. આ પવિત્ર સ્થાનમાં બ્રહ્મા વિષ્ણુ વિગેરે દેવતાઓ ભગવાન શકરની દરરોજ સ્તુતિ કરે છે. હે નાથ ! તમારો દિવ્ય દેહ આવા સ્થાનમાં શી રીતે પાત થયો ખરૂં જોતાં જેને દેહ નથી તેનો પાત શી રીતે થાય ?

શકરદેવ હસતાં કહે છે કે લોક ઉપકાર માટે દેહપાત કરૂં છું પ્રથમ બિંદુ સરોવર તીર્થ પ્રસિદ્ધ છે ત્યાં મારો દેહપાત થયો. આ પવિત્ર સરોવરમાં સ્નાન કરી પછી કમલા નદીમાં સ્નાન કરવાથી બ્રહ્મહત્યા પાપ દૂર થાય. સંસાર વૈભવ ભોગવવા ઇચ્છા કરનારને જે કાંઇ જોઇએ તે બધું એક મહિનો રહી સ્નાન કરી શિવ નામનો જપ કરવાથી ઇચ્છા પૂર્ણ થશે. જેવું કાશીક્ષેત્રમાં મણિકર્ણિકા સ્થાન ગણાય તેવું દિવ્ય સ્થાન છે. આવાં શિલાનાથ નામે દિવ્ય

સ્થાનમાં એક વર્ષ સુધી વિષ્ણુશર્મા રહ્યા. વિશ્વેશ્વરરૂપે પ્રાણિ માત્રને મુક્તિ આપે છે. બ્રહ્મા વિષ્ણુ દેવતાઓ પ્રાણ પ્રતિષ્ઠા કરતા હતા. જેથી વિષ્ણુશર્માને શંકરદેવ પ્રસન્ન થઈ કહે છે કે તને એક મંત્ર ઉપદેશ આપીશ. જેથી તારી ઇચ્છા પૂર્ણ થઈ છેવટે મુક્તિ મળશે. પરંતુ બીજો વિવાહ કરી પુત્ર વંશ વૃદ્ધિ થયા પછી મારી સમીપ પાછો આવશે. આટલું કહી બ્રાહ્મણવેષે શંકરદેવ અંતર્ધાન થયા.

બીજે દીવસે વિષ્ણુશર્મા સ્વપ્નનો વિચાર કરતાં માલા લઈ બાર પ્રણવનો જપ કરવા લાગ્યા. જેથી શુદ્ધ હૃદય થવાથી "ભક્તિ રત્નાવલી" નામનો સર્વોતમ ગ્રંથ રચી શ્રીજગદીશ પ્રતિમા સન્મુખ અર્પણ કરે છે. પછી કાશીક્ષેત્ર જઈ બિંદુ માધવ સન્મુખ હૃદયમાં શ્રીજગદીશનુ ધ્યાન કરી પાછો દ્વાદશાક્ષર મંત્રનો જપ કરતા શ્રી ભગવાને પૂજકોને સ્વપ્ન આપ્યું કે મને "ભક્તિ રત્નાવલી" માલા ગ્રંથ ઘણો પ્રીય છે જેને વિષ્ણુશર્માએ રચ્યો. હાલ પોતે કાશીક્ષેત્રમાં રહે છે તે ગ્રંથ મારા સન્મુખ કંઠ સુધી રાખવાથી મણીરૂપે બીજી માલા છોડી દઈશ.

આવું સ્વપ્ન પૂજકોને થવાથી રાજાએ પત્ર લખી કાશીક્ષેત્રમાં બિંદુ માધવ આગળ વિષ્ણુશર્મા પાસે મોકલ્યો કે મારા દૂત (મનુષ્ય)ને ભક્તિ રત્નાવલી ગ્રંથ આપવો. જેને લઈ રાજાને આપે છે. બાદ પુરૂષોત્તમદેવ પ્રસન્ન થવાથી રાજાને ભક્તિમાં વધારે શ્રદ્ધા થઈ.

## સર્ગ ૪૮ મો

### શ્રીવલ્લભાચાર્ય ચરિત

अथ वक्ष्ये विष्णुधर्मान् संप्रदायप्रवर्तकान् ॥
चतुरो लोकविख्यातान् कीर्तिमान् मुक्तिभुक्तिमान् ॥

અડતાલીસમાં સર્ગમા વિષ્ણુધર્મ સ્થાપન કરનાર ચાર

સમ્પ્રદાય પ્રવર્તકોનુ ધર્મ નિરૂપણ કરવામા આવશે જેથી મુક્તિનુ સાધન સ્વરૂપ માલમ પડશે પ્રથમ મત વિષ્ણુસ્વામી બીજો નિમાદિત્ય, ત્રીજો મતમધ્વાચાર્ય અને ચોથો સપ્રદાય રામાનુજ મત છે આવા ચાર સપ્રદાય વિષ્ણુ માર્ગના સ્થાપન કરનારા કહેવાય છે બધા સપ્રદાય હાલ ચાલે છે વિષ્ણુસ્વામીના કુળમા શ્રીવલ્લભાચાર્ય ( શ્રી મહાપ્રભજી )નું પ્રાકટય થયુ દક્ષિણ દેશમા તૈલંગ બ્રાહ્મણ કુળમા જન્મ લઈ પોતાનો દ્રવિડ દેશ છોડી શ્રીગોકુળમા નિવાસ કરતા હતા શ્રીકૃષ્ણની સેવામા દૃઢ ભક્તિ રાખી કોઈ પાસે યાચના કરતા નહીં મોટા રાજાઓ જે માર્ગનો સ્વીકાર કરતા હતા જેમની સેવા હજુ સુધી ભાવિક વૈષ્ણવો માને છે

કોઈ સાધુ પુરુષ એક વખતે રેશમી કટનામા શાલગ્રામને ગળામા બાધી આચાર્યશ્રીના દરવાજા આગળ આવતા સેવા પૂજન કરવા જતા શાલગ્રામ બહાર બાજુમા રાખી સુગધી પુષ્પથી પૂજન કરે છે પાછુ ફરતા પોતાના દેવ જોવામા આ યા નહીં જેથી ઘણુ મનમા દુ ખ પામતા આચાર્યશ્રીએ કહ્યુ કે તમારે ખેદ પામવો નહીં, જે હશે તે મળી આવશે ત્યારે સાધુ પુછે કે હવે મને તેવા મળવા અશક્ય છે, ત્યારે આચાર્યશ્રીએ સાધુને સતોષ કરવા એક વૃક્ષ પાસે પૂર્વ પ્રમાણે પ્રત્યક્ષ મૂર્તિ બતાવી સાધુને પ્રસન્ન કરતા હતા આવો ચમત્કાર આચાર્યશ્રીએ સાધુને બતા યો

જ્ઞાનદેવ જેના વશમા થયા જેનુ વૃત્તાત કહે છે દક્ષિણમા ઈંદ્રાણી નામે મહાનદી છે તેને કિનારે આનદ ( આલદી ) ક્ષેત્ર છે ત્યા ઘણા બ્રાહ્મણો રહેતા હતા ત્યા એક બ્રાહ્મણ પોતાની સ્ત્રીને ખબર નહી કરતા પોતે સન્યાસ આશ્રમ ગ્રહણ કરે છે થોડા વખતમા સ્ત્રીને ખબર થતા પોતાના પતિને કહેવા લાગી કે હું તમારી સ્ત્રી છુ મને પૂછ્યા વિના તમે શા કારણે સંન્યાસ ગ્રહણ કર્યો, પછી જેણે સંન્યાસ દીક્ષા આપી તે બ્રાહ્મણ પાસે જઈ કહે કે મારા પતિને કેવી રીતે દીક્ષા આપી, હું પુત્ર પ્રજા

શિવાય એકલી છુ મને માતાપિતા સગાસંબધી કોઈ નથી માટે મારા પતિ ( તમારા શિષ્ય )ને સમજાવો કે એક વખતે ગૃહસ્થાશ્રમધર્મ પાળી પુત્ર ( સતતિ ) થયા પછી સન્યાસ માટે હુ રજા આપીશ આવુ સાભળી ગુરૂએ કહ્યુ કે એક વખત પાછો ઘેર જઈ રજસ્વલા સ્ત્રી થાય ત્યારે નિયમ પાળી પાચ દિવસ પછી એક રાત્રી આશ્રમ પાળવો આ પ્રમાણે નિયમ પાળતા ત્રણ વર્ષમા ત્રણ પુત્ર થયા જેમા પ્રથમ પુત્ર જ્ઞાનદેવ થયા

સાત વર્ષની વય થવાથી જ્ઞાનદેવને યજ્ઞોપવીત સસ્કાર (જનોઇ) માટે એક બ્રાહ્મણને કહે કે આ પુત્રને સસ્કાર કરી વેદ ભણાવવો જેથી ગામના ઘણા બ્રાહ્મણો પરસ્પર હસતા કહેવા લાગ્યા કે તમે સન્યાસ દીક્ષા લઈ પાછો સ્ત્રીનો સ્વીકાર ( ગૃહસ્થાશ્રમ ) કરી પુત્ર સતાન ઉત્પન્ન કરી જેને લઈ સસ્કાર તથા વેદ ભણાવવા આવ્યા માટે આ પાડા ( મહીષ )ને વેદમન તમે ભણાવો પછી તમારા પુત્ર ( જ્ઞાનદેવ )ને વેદ ભણાવશુ

આવુ અભિમાની વચન સાભળતા સતાપ થયો, ત્યારે જ્ઞાનદેવ (બાલક) કહે કે આ પાડાને મારી સન્મુખ લાવો જેને મારે વેદ ભણાવવો, ત્યારે બ્રાહ્મણો વધારે હસતા હતા પરતુ જેને ભગવાનની કૃપા હોય તો પશુ જાતિ મનુષ્ય પ્રમાણે કાર્ય કરે છે જ્ઞાનદેવ પાડાને કહે કે તારામા પણ ભગવાન છે, હુ ભગવાનનો ભક્ત છુ, મારો સત્ય સકલ્પ કરવા શ્રી હરિ પ્રભુ સમર્થ છે આવુ થવાથી પાડો ઉચ્ચ સ્વરથી મધુર વાણીરૂપ વેદ ઉચ્ચાર કરે છે ત્યા આલદીના બ્રાહ્મણો આશ્ચર્ય પામ્યા અને કહેવા લાગ્યા કે તમે ( સ્વામી ) ભાગ્યશાલી છો હવે તમારા પુત્ર જ્ઞાનદેવને અમે વેદ ભણાવશુ કે જેણે પાડા ( પશુ )ને વેદ ભણાવ્યો બ્રાહ્મણો જ્ઞાનદેવને લઈ જઈ સસ્કાર કરી વેદ તથા મત્ર ઉપદેશ શાસ્ત્ર ભણાવતા હતા જેને મળવા સિદ્ધ મહાત્મા સર્પની ચાબુક લઈ વાઘ ઉપર બેસી પુછતા હતા કે જ્ઞાનદેવ ક્યા છે ? આવુ સાભળતા જ્ઞાનદેવ

એક ભીંત ઉપર ચઢી જઈ બોલે છે કે હે ભાગ્યવતી પૃથ્વી ( ભીંત ) મને મળવા કોઈ મહાત્મા આવે છે મને તેની સન્મુખ લઈ જવા તને પ્રણામ કરૂ છુ જ્ઞાનદેવનું વચન સાભળી ભીંત ચાલતી થઈ સિદ્ધ મહાત્મા સમીપ ગયા બને પરસ્પર ભેટવા લાગ્યા ગામમા ખબર થવાથી ઘણા મનુષ્યો દર્શન માટે ભેગા થઈ કહે છે કે બને અવતારી પુરૂષો મોટા મહાત્મા છે પછી સિદ્ધ પુરૂષ કહે કે હે જ્ઞાનદેવ તમારા દર્શન માટે હું આવ્યો ત્યારે જ્ઞાનદેવ બોલ્યા કે તમારી કૃપાથી આ ભીંત ચાલતી થઈ. બને પરસ્પર કુશલતા માગી પોતપોતાને સ્થાન ગયા આવુ પવિત્ર જ્ઞાનદેવ ચરિત કહ્યુ

## સર્ગ ૪૯ મો
### ત્રિલોચન ચરિત

**ज्ञानदेवस्य शिष्यौ द्वौ नामदेवत्रिलोचनौ।**
**नामदेव कथाचोक्तान्योच्यते वै समासत ॥**

**જ્ઞા**નદેવના બે શિષ્ય હતા તેમા નામદેવ (શિષ્ય)ચરિત આગળ કહી ગયા છે—હવે ત્રિલોચન વૃત્તાત કહે છે ભિક્ષા માગી પોતાની સ્ત્રી સાથે રહેતા હતા મધ્યાહ્ન સમયે જે કોઇ અતિથિ સત સાધુ આવે તેઓને ભોજન કરાવી પોતે સ્ત્રી સાથે રહી સત્કાર કરે. આખો દિવસ ભગવાન નામનો પ્રેમથી ઉચ્ચાર કરે–એક વખત શ્રી ભગવાન (અતર્યામિ) સ્વરૂપે ભોજન કરવા આવ્યા તે વખતે ત્રિલોચન પોતે સાધુસત માટે ગામમા ભોજનનો ઘણો સામાન લઈ આવતા રસ્તામા જાતે સહાય કરી દરરોજ પ્રમાણે સત ભોજન થવા પછી બને સાથે ભોજન કરતાં અતર્યામી (ભગવાન) સ્વરૂપ કહે કે હજુ મને ભોજન કરતા તૃપ્તિ થઈ નથી તે વખતે ત્રિલોચનની સ્ત્રી વિસ્મય પામી કે આવા અતિથિ સાધુ આજસુધી મારે ઘેર ભોજન કરવા આવ્યા નથી જે મને ત્રણ દિવસ થયા રોજ

(બાકી) અન્ન રાંધેલું ખાવાનું રહેતું નથી, જેથી શરીર સુકાઈ જવાથી બીજી સંબધવાળા (સગાંવહાલાં) પુછે કે તમને રોગ ઉત્પન્ન થયો હશે જેથી શરીર સુકાઈ ગયું, ત્યારે ત્રિલોચનની સ્ત્રી કહે કે મારે ઘેર ત્રણ દિવસથી અંતર્યામી નામે સાધુ આવ્યા છે,તે છેવટે મારા પતિ સાથે ભોજન કરતાં બાકી અન્ન રહેતું નથી. આનું ગામમાં વાત ચર્ચા થવાથી ચોથે દિવસે અંતર્યામી સાધુ (શ્રીભગવાન) એકદમ અદશ્ય થયા.

ત્રિલોચન શિષ્ય (જ્ઞાનદેવશિષ્ય) મનમાં પશ્ચાત્તાપ કરવા લાગ્યા કે આજે મારે ઘેર પાછા અંતર્યામી સાધુ જ્યાં સુધી ભોજન કરે નહીં ત્યાંસુધી હું જલ અન્ન લઈશ નહીં. તેથી રાત્રિમાં સ્વપ્ન થયું કે હે ત્રિલોચન તારે ચિંતા કરવી નહીં, હું બ્રાહ્મણરૂપે કાયમ રહીશ. તેમજ તું હવે વૃદ્ધ થવાથી દરરોજ ગામમાં અન્ન, શાક વિગેરે માગવા જવાશે નહીં. જેથી હું ઘર આગળ બ્રાહ્મણ વેષમાં રહી જોઇતું સાધન તૈયાર કરાવીશ, જેમાંથી દરરોજ નિયમ પાળવો કાયમ રહેશે. પછી ત્રિલોચન પોતાની સ્ત્રીને કહે કે હવે તારે ચિંતા દૂર કરવી. જ્યાં ભગવત પ્રસાદ મળે ત્યાં કાઈ કષ્ટ થાય નહીં.

## સર્ગ ૫૦ મો

### કુલશેખર રાજચરિત

**अथान्यत् संप्रवक्ष्यामि भक्तिमाहात्म्यमुत्तमम् ।**
**नीलाचले महात्माभून् राजा वै कुलशेखरः ॥**

**પચાસમા** સર્ગમા કુલશેખર રાજાનું ચરિત કહેવાય છે. જે નીલાચલ પર્વત પાસે રહી શ્રીભગવાનનું ભજન પૂજન કરતાં સીતારામ નામનો જપ કરવાથી દયા, દાન, ધર્મવ્રતપરાયણ હતો. દરરોજ એક વિદ્વાન પુરાણિક પાસે શ્રીરામાયણ કથા શ્રવણ કરતાં સતી સીતાના વિયોગ થતાં શ્રીરામચંદ્રને જે દુ:ખ ઉત્પન્ન થયું તેનું શ્રવણ કરવાથી રાજાને પશ્ચાત્તાપ થયો. એક દિવસ પુરાણિકને તાવ આવવાથી

કથા બંધ હતી. તે વખતે ઘોડેસ્વાર થઈ શસ્ત્ર લઈ રાવણનો વધ કરવા તથા સતી જાનકી (સીતા)નો શોધ કરવા લંકાનગરી સુધી ગયો ત્યાં કહેતો હતો કે હું જીવતા છતાં (રામરૂપ) સીતાને ઘણું કષ્ટ થયું માટે આજે રાવણનો વધ કરીશ.

કુલશેખર રાજા આવી પ્રતિજ્ઞા કરી સમુદ્ર કિનારે જતાં વિચાર કરે કે આવા અગાધ જલમાં હું શી રીતે જઈ લંકામાં રાવણ વધ કરીશ. ત્યાં થોડા વખતમાં સમુદ્ર કિનારા સન્મુખ જલમાં એક હોડી જોઇ જેમાં રામ લક્ષ્મણ સીતા જેવા નજરે જોતાં, એક વહાણ ચલાવનાર ખલાશીએ જવાબ કહ્યો કે હે રાજન્ ! આટલો શોક શા માટે કરે છે ? રામચંદ્ર સીતા લક્ષ્મણ હાલ અયોધ્યાનગરી ગયા માટે તારે પાછું તારે સ્થાન જવું.

આવું સાંભળી અંતરિક્ષપણે વિમાન જોવામાં આવતાં પાછો દેશ તરફ ચાલ્યો. પુરાણિકને બોલાવી ચિત્રપટમાં તૈયાર કરાવી પોતાની પાસે પ્રેમભક્તિથી રાખતાં પુરાણિક પંડીત કહે છે કે હે રાજન્ તમારી શ્રદ્ધા રામાયણ કથા સાંભળી દૃઢ ભક્તિ ભાવ થવાથી શ્રી રામચંદ્રરૂપે જલમાં પ્રત્યક્ષ દર્શન થયું. માટે જેવી શ્રદ્ધા ભક્તિ ભાવ રાખશું તેવું ફલ મનુષ્યને મળે છે.

## સર્ગ ૫૧ મો

कुलशेखरस्य माहात्म्यं अपरं पापनाशनम् ॥
वक्ष्याम्याश्चर्यजनकं साधोर्भक्तिविवर्धनम् ॥

કુલશેખર રાજાનું બીજું વૃત્તાંત કહે છે. જેમાં આનંદ તથા ભક્તિભાવ ઉત્પન્ન થાય. વૈશાખ માસમાં સુદ ચૌદસ તિથિમાં શ્રીનૃસિંહ ભગવાન અવતાર ધારણ કરે છે જે દેવમાં ભક્ત પ્રલ્હાદની પરમ ભક્તિભાવનું દૃષ્ટાંત પ્રત્યક્ષ કહે છે. રાજાને વિશ્વાસ (શ્રદ્ધા) માટે એક બ્રાહ્મણ હિરણ્યકશિપુ તથા બીજો બ્રાહ્મણ પ્રલ્હાદરૂપે તૈયાર થયા.

પ્રલ્હાદજીએ નાની વયમાં શ્રીભગવતસ્મરણ કરતાં હિરણ્યકશિપુએ પુત્રને મારી નાંખવા ઘણા ઉપાય કર્યા. પર્વતના શિખર ઉપરથી ફેંકી દીધો, હાથીના પગ તળે દબાવી મારી નાંખવો, મોટા ભુજંગ સર્પોના ઝેરથી તેમજ અગ્નિમાં બાળી નાંખવા ઘણા ઉપાયો કર્યા. છેવટે પોતે હાથમાં શસ્ત્ર લઇ પુત્રને મારી નાંખવા વિચાર કર્યો કે તારા રામકૃષ્ણ ક્યાં છે. મને નહીં બતાવશે તો તારો પ્રાણ લઇશ. ત્યારે પ્રલ્હાદજીએ વિવેકથી નમ્રવચન કહ્યું કે પ્રાણિમાત્રમાં શ્રી ભગવાન સર્વ ઠેકાણે વ્યાપક છે. ત્યારે છેવટે પુત્રને તિરસ્કાર કરીને કહ્યું કે આ સ્તંભમાં તારા દેવ હશે તો તારૂં રક્ષણ કરશે. તે વખતે ભક્ત વચન સત્ય કરવા સ્તભમાંથી શ્રીભગવાન (શ્રીનૃસિંહરૂપે) પ્રકટ થયા. બાદ નખવતી આયુધરૂપે દૈત્યનો નાશ કર્યો. આવું ભક્ત પ્રલ્હાદ ચરિત શ્રવણ કરી કુલશેખર રાજા શ્રીભગવાનની સંપૂર્ણરીતે ભક્તિ ભજન કરે છે.

બાદ અશ્વિનમાસમાં મોટો મહોત્સવ થયો. તે વખતે રામલીલાનું વર્ણન થતું હતું. તે વખતે જે બ્રાહ્મણ નૃસિંહરૂપે થયો હતો તેણે દશરથનું રૂપ લીધું. તે પ્રમાણે કૌશલ્યા, કૈકેયી, સુમિત્રા, મંથરા, સીતાજી, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન, સુમંત, વસિષ્ઠ વિગેરે રામ લીલા દર્શાવતાં રામવનવાસ વખતે દશરથ રાજાનો પ્રાણ ત્યાગ થયો. આવું શ્રી રામનું વૃત્તાંત સાંભળી કુલશેખર રાજાને વિશેષ ભક્તિ થઇ.

## સર્ગ ૫૨ મો
## રતિમતી ચરિત

**અથાન્યત્ સંપ્રવક્ષ્યામિ ભક્તેર્માહાત્મ્યમુત્તમમ્ ।**
**શ્રૃણ્વતાં પ્રીતિજનનં કૃષ્ણભક્તિપ્રદાયકમ્ ॥**

**સૂર્યશાસ્ત્રમાં** ભક્તિભાવ મહાત્મ્ય વિશેષ ગણાય. ઇશ્વરભક્તિ કરવાથી મનુષ્યને ઉત્તમ સુખ મળે જેનું ચરિત કહેવાય છે. રતિમતી નામે પતિ પુત્ર વિનાની દક્ષિણી બ્રાહ્મણની સ્ત્રી હતી. જેને ઘેર

માયતાલે એક સાધુ બ્રાહ્મણ બાલગોવિંદની મૂર્તિ સાથે લઇ આવ્યો જેને ભોજન માટે નિમત્રણ કરતા પોતે સંધ્યાસમય થવાથી સાધુ, સંધ્યામાટે નદી કીનારે ગયો શ્રીગોવિંદમૂર્તિ માટે ઘણી પ્રીતિ હતી સધ્યાકર્મ કરી પાછા આવતા ભગવાનને નૈવેદ્ય ધરાવી ભોજન કરાવી રતિમતી ભોજન કરતી હતી પછી વિનયથી રતિમતી (વિધવા) સ્ત્રી કહે છે કે પતિ પુત્રવિનાની એકલી છુ, મારી ગતિ શી થશે પણ આજસુધી મે કાઇ પાપ કર્યુ નથી, તેમજ મારી નિર્ધનદશા હોવાથી દાનપુણ્ય કર્યુ નથી પણ તમારા દેવ બાલગોવિંદનુ દર્શન કરવાથી મને ઇચ્છા થઇ કે મારે આવા દેવનુ પૂજન કરવુ તેમજ કોઇ મનનો યોગ્ય ઉપદેશ કરવો કોઇ મૂર્તિ બનાવી તૈયાર થાય ત્યા સુધી મારે ઘેર રહેવુ

સાધુ કહે કે પતિ પુત્ર વિના તુ એકલી છે, પણ તને બાલમુકુંદની સેવા કરવાની ઇચ્છા થઇ તેમા કાઇ મોટો ખરચ થશે નહીં થોડા વખતમા શિલ્પિ (કારીગર)ને બોલાવી મૂર્તિ તૈયાર થતા પ્રાણ પ્રતિષ્ઠા કરી સાધુ પ્રયાણ કરે છે પ્રેમભક્તિથી બાલલીલાથી સેવા ભક્તિ કરતા જેવો પ્રેમ માતાનો પોતાના બાલક માટે હોય તે પ્રમાણે આનંદથી રહે છે શ્રી ગોપરૂપે પોતાની માતા યશોદાને પોતે મરોડી ખાતા પરીક્ષા કરતા પહોળુ મોઢુ કરી આખુ બ્રહ્માડ બતા યુ હતુ તે પ્રમાણે આ વિધવા સ્ત્રી ભક્તિભાવમા મૂર્છના પામી પ્રાણ ત્યાગ કરતી હતી તે વખતે ગામના ઘણા મનુષ્ય ભેગા થયા જેની સદ્ગતિ જોઈ આશ્ચર્ય પામ્યા

બલિરાજાના યજ્ઞમા શ્રી ભગવાને વામન સ્વરૂપ પ્રકટ કર્યુ જેનુ દિવ્ય સ્વરૂપ જોઇ બલિરાજાની પુત્રીએ વિચાર કર્યો કે આના બાળકને ઉત્પન્ન કરનારી માતા ભાગ્યવતી થાય તેવો બાલક મને ઉત્પન્ન થાય તો મારૂ સ્તનપાન કરાવીશ આવો સંકલ્પ થવાથી પ્રાણ છોડતી હોવાથી બીજા જન્મમા પૂતનારૂપે શ્રીગોકુલમા આવી બાલમુકુંદને યશોદા પ્રમાણે સ્તનપાન કરાવતી હતી આવા દ્વેષભાવથી

ભગવાનનું ભજન કરે તેની મારી ગતિ થાય તો સ્વધર્મમાં રહી ઈશ્વરનું ભજન સેવાપૂજન કરનારને ઉત્તમગતિ મેળવવા કાંઇ હર ન નથી રતિમતી ( વિધવા ) બ્રાહ્મણી ભગવતસેવા કરવાથી મુક્તિ પામી હતી

## સર્ગ ૫૩ મો

## રાજભક્તિ ચરિત

पुरुषोत्तमपुरे राजा बभूव वैष्णवोत्तम ।
शांतोदांतो दयायुक्तो भक्तिमान् पुरुषोत्तमे ॥

શ્રીપુરૂષોત્તમ (જગન્નાથ)પુરીમા વૈષ્ણવ ધર્મ પાળનારો શાંત તથા દયાભક્તિ ધર્મ પાળનારો રાજા હતો એક વખત રાજસભામા રમતગમત થતી હતી, તે વખતે શ્રી જગદીશનો પૂજક પ્રસાદી માલા લઇ આવી રાજાને આપતા પોતે ડાબા હાથમા લેતા જતા અપમાન થયુ સમજી પૂજારી પાછી માલા લઇ ગયો થોડો વખત ગયા બાદ રાજાને પશ્ચાત્તાપ થયો કે મને ધન મદાધ (ગર્વ) થવાથી દવપ્રસા નો અનાદર કર્યો જેથી હવે મને કોઇ દેવનો દડ થાય તો ફરી આવુ કામ થાય નહીં પોતાનો જમણો હાથ છેદી નાખવા વિચાર કરતા રાજસેવક બોલ્યો કે આવુ અઘટિત કામ તમારા જેવા મોટાઓએ કરવુ નહીં હવે તમારી પાપબુદ્ધિ દૂર થશે ત્યારે રાજા બોલ્યા હતા કે મારી પાસે એક ભયંકર પિશાચ દરરોજ આવે છે જ્યારે હું સુતો હોઉ ત્યારે ઘણો શ્રમ ઉત્પન્ન થાય જેથી મને ઉંઘ આવતી નથી તેની (રાજાની) રક્ષા માટે હાથમા શસ્ત્ર લઇ ઉભા થઇ રાત્રિમા સેવક આમતેમ ફરવા લાગ્યો પછી થોડો વખત સુઇ ગયો. ઉંઘમા પોતાનો (રાજાનો) જમણો હાથ ઉંચો થવાથી પિશાચના હાથની છાયા સમજી રાજસેવકના હાથમાથી શસ્ત્ર લઇ જમણો હાથ કાપી નાખ્યો પછી રાજાએ વિચાર કર્યો કે મારો જમણો હાથ દેવની માલા પ્રસાદનો અનાદર કરવાથી યોગ્ય દડનો બદલો મળ્યો.

હવે કોઈ વખત આવુ અપમાન દેવનું કરીશ નહીં પછી દેવપૂજકને બોલાવી પોતાના અપરાધની ક્ષમા માગે છે, તે વખતે દેવપૂજક પ્રાર્થના કરે કે હે દેવ (જગદીશ) રાજાને હવે બીજો હતો તેવો હાથ કાયમ થાઓ રાજાનો કપાઇ ગયેલો હાથ દેવની પુષ્પની વાડીમા જમીનમા રોપવાથી દમન નામે વૃક્ષ ઉત્પન્ન થયુ રાજાને યોગ્ય વરદાન મલવાથી સુખરૂપ રાજ્યવૈભવ ભોગવી પ્રભુના ચરણમા ઉત્તમ ગતિ પ્રાપ્ત થઈ

## સર્ગ ૫૪ મો

### કર્માબાઇ ચરિત

अथान्यत् सम्प्रवक्ष्यामि भक्ति माहात्म्यमुत्तमम् ।
महदाश्चर्यजनकं महाभक्तिप्रवर्धनम् ।

ચોપનમા સર્ગમા કર્માબાઈનું ચરિત કહે છે જેના ભક્તિભાવથી શ્રી જગદીશે પ્રત્યક્ષ પ્રસાદ ( ભોજન ) ગ્રહણ કરવાથી જગતમા પ્રસિદ્ધ થવા થઈ શ્રી પુષ્કર નામે પવિત્ર ક્ષેત્રમા કર્મા નામની બ્રાહ્મણ સ્ત્રી હતી દરરોજ ભિક્ષા માગી લાવી એક વખત ભોજન કરતી હતી ત્યા જગન્નાથ મહાત્મ્ય (કથા) પુરાણ સાભળતા પુરાણિક કહે કે શ્રી જગદીશની પ્રેમભાવે ભક્તિ કરવાથી પ્રત્યક્ષ ભોગ નૈવદ્ય સ્વીકાર કરે છે આવુ સાભળી પોતાનુ પુષ્કરતીર્થ છોડી જગન્નાથપુરીમા કાયમ રહેવા વિચાર કરતી હતી થોડો સમય પછી પોતાના ગામથી ભાવિક વૈષ્ણવો યાત્રા પ્રસંગે આવ્યા જ્યા મોટો સમારભ થયો જેથી એક દિવસ ભિક્ષા નહીં લાવવાથી જગદીશનો નૈવેદ્ય ધરાવવો ભૂલી ગઈ તેથી આખો દિવસ કાઈ ખાધુ નહીં પછી કોઇ વૈષ્ણવને પુછે કે મારો નિયમ ભગ થવાથી મને સંતાપ થયો ત્યારે વૈષ્ણવ કહે કે હવે તારે ચોક્કસ નિયમ પાળવો હોય તો પાક (રસોઇ) જાતે તૈયાર કરી શ્રી જગદીશને નૈવેદ્ય ધરાવવો.

તે વખતે કર્મા બ્રાહ્મણી ચોખા દાળ માગી લાવી ખીચડી તૈયાર કરી નૈવેદ્ય ધરાવી વિચાર કરે કે બીજા ઘણા ભાવિક વૈષ્ણવો અનેક જાતનાં પકવાન (સામગ્રી) તૈયાર કરાવી ધરાવે છે માટે મારી ખીચડીથી ભગવાન શી રીતે પ્રસન્ન થાય. છતાં મારી ખીચડી ધરાવેલી પોતે ગ્રહણ નહીં કરશે તો હું ત્રણ દિવસ ભોજન કરીશ નહીં. કર્મા બ્રાહ્મણી માટીના વાસણમાં ખીચડી બનાવી નૈવેદ્ય ધરાવતાં સંદેહ થયો કે આજે મારો ધરેલો ભોગ સ્વીકાર કર્યો નથી. પાછું બીજે દિવસે સ્નાન કરી ભીંજેલા વસ્ત્ર પહેરી માટીનાં વાસણમાં ખીચડી તૈયાર કરી પ્રેમભક્તિથી ભગવાનને ધરાવતાં પોતે સ્વીકાર કરતાં વિશ્વાસ થવા માટે ખીચડીનો દાણો શ્રીહરિના મુખ ઉપર કેટલાક વૈષ્ણવ ભક્તોને તથા પૂજકોને ખાત્રી થવા નિશાની કાયમ દેખાઇ હતી.

પુજારી થોડા વખત પછી બીજે દિવસે ભોગ નૈવેદ્ય પ્રથમ સ્વીકાર નહીં કરવાથી મનમાં સંતાપ કરતા હતા. આખો દિવસ ઉપવાસ કર્યો, તે રાત્રિમાં સ્વપ્ન થયું કે કર્મા બ્રાહ્મણી પ્રથમ મને ખીચડીનો ભોગ ધરાવે તેનો સ્વીકાર કરીશ જેની નિશાની જાણવા માટે મારા મુખ ઉપર પ્રત્યક્ષપણે ખીચડી માલમ પડે છે. જેથી દરરોજ પ્રથમ કર્મા બ્રાહ્મણીના નામનો ખીચડીનો ભોગ (નૈવેદ્ય) ધરાવવો. જ્યાં કર્મા બ્રાહ્મણી પોતાનું જીવન સાર્થક માની પ્રભુભક્તિમા છેવટ સુધી સાધુ જીવન વ્યતીત કરતી હતી. તે દિવસથી પ્રાતઃકાલમાં પૂજન થતાં તરત ખીચડી ધરવામાં આવે છે.

## સર્ગ ૫૫ મો

### કુમારી ચરિત. (બંને)

अथान्ययोः प्रवक्ष्यामि कन्ययोर्भक्तिचेष्टितम् ॥
यदाकर्ण्य नरो भक्तिं लभते नात्र संशयः ॥

**પંચાવનમાં** સર્ગમાં બંને કુમારિકાનું ચરિત કહે છે. એક જગ્યામાં એક રાજકુમારિકા તથા વૈશ્યકન્યા બંને સાથે રહેતા

હના ત્યા એક સાધુ વૈષ્ણવ ગામમા આવ્યો જેના દર્શન માટે રાણી બને કન્યાને લઇ ગઇ હતી જે સાધુનો સારો સત્કાર કર્યો પછી બધા પાછા જતા કન્યાએ સાધુ વૈષ્ણવને કહ્યુ કે અમને પૂજન કરવા શાલગ્રામ (શિલાખંડ)ની બે મૂર્તિ આપશો તો અમે બને પૂજન કરશુ જેથી શિવ તથા પિલ નામના બને દેવ લઈ જઇ પૂજન કરતા દેવતા પ્રસન્ન થયા જેઓનુ ચરિત કહેવાય

વૈશ્યકન્યા જે દેવનુ પૂજન કરતી હતી તેને (વૈશ્યને) ઘેર કોઈ પૈસા માગનારે છળભેદથી બધો સામાન લઈ ચાલતો થયો જેમા દેવને પણ સાથે લઈ ગયો જેથી વૈશ્યકન્યા સતાપ કરી રડવા લાગી આવુ થવાથી તે વૈશ્ય (વાણીયો) રાજદરબારમા જઇ પોતાના જપ્ત કરેલા સરસામાનની ફરીયાદી કરી તે વૈશ્ય કન્યાએ પોતાના દેવ લઇ ગયાથી આખો દિવસ કાઈ ખાધુ નહીં જેને સમજાવવા માબાપ તથા સગાસબધી આવ્યા તે કન્યાને છેવટે કહ્યુ કે આપણે રાજદ્વારમા જાહેર કર્યુ જેથી તારા દેવ થોડા વખતમા જે શત્રુ લઈ ગયો તે આપશે છતાં વૈશ્ય કન્યા જાતે દેવ (માગનારા પાસે) માગવા જતા જેનો તિરસ્કાર કર્યો જેથી કન્યા રડવા લાગી પરતુ લઇ જનારો હતો તેને ઘેરથી કોઇને ખબર પડે નહીં તેવી રીતે અતરિક્ષપણે માલમ નહીં થવાથી કન્યા પોતે ખુશી થઈ દરરોજ પૂજનનો નિયમ ચાલુ રાખવાથી દેવ પ્રસન્ન થયા

હવે રાજકુમારિકાનુ વૃત્તાત કહે છે વૈશ્ય કન્યા પ્રમાણે શાલગ્રામ દેવનુ રાજમહેલમા પૂજન કરતી હતી થોડા વર્ષ ગયા પછી એક રાજકુમાર સાથે કન્યાનો વિવાહ થયો સાસરે ગયા પછી પોતાનો નિત્ય નિયમ ચાલુ રાખ્યો ત્યાં પતિને ખબર થવાથી પોતે નાસ્તિક હોવાથી પૂછે છે કે આવા પાષાણ (પથ્થર)ના દેવની પૂજા કરવાથી શુ ફલ મળે છે ત્યારે રાજકન્યા કહે કે દેવ-

પૂજનથી સર્વ સુખ મળે છે. આવું સાંભળી દેવ પૂજા સામગ્રી ફેંકી દઈ પાસે નદીમાં દેવની પેટી ( મૂર્તિ ) ડુબાવી દેવા દૂતને હુકમ કર્યો. આવું થવાથી રાજકન્યા નદીમાં ડુબી આત્મહત્યા કરવા માટે અન્ન જલ છોડી દીધું.

રાજકુમારને ખબર પડવાથી શસ્ત્ર લઈ મારી નાંખવા વિચાર કર્યો ત્યારે ઉત્તર કહ્યો કે મારે પણ મરવું નિશ્ચય છે તેમાં સંદેહ નથી. રાજકુમાર પશ્ચાત્તાપ કરે કે પોતે મરણ પામશે તો મારૂં સર્વ મિથ્યા થશે તેમજ નદીના ઉંડા જલમાંથી બહાર દેવને શી રીતે કઢાવવા. જેથી સમજાવે છે કે તને બીજા દેવ મંગાવી આપીશ. તે વખતે રાજપુત્રી બોલી કે મારા દેવને લાવવા નદી પાસે જવા હુકમ કરવો. જેથી પ્રસન્ન થઇ પોતાની દાસીઓ સાથે જવા માટે રાણીને પાલખીમાં બેસાડી રાજદૂતો લઈ બધી તૈયારી રાજા કરતો હતો. રાજપુત્રી નદી કિનારે જઈ જલમાં ઉતરતાં પોતાના ઇષ્ટ દેવ ( શિલપિલ )નું સ્મરણ કરતી હતી કે તમારૂં પૂજન સિવાય આજ સુધી મેં અન્ન જલ ગ્રહણ કર્યું નથી હવે છેવટે નિયમ પાળી (મારા રક્ષણ માટે) તમારે શરણે છું. જેથી કરૂણ સ્વરથી પ્રેમ અશ્રુધારા છોડતી હતી તે વખતે દેવસહિત પેટી રાજકુમારિકાના પગ પાસે જલમાં અથડાઈ. ત્યાંથી હાથમાં પેટી લઈ પાલખીમાં બેસી દેવને પોતાના મહેલમાં લઈ જઇ પૂજન કરતાં પોતાના પતિને દેવમાં શ્રદ્ધા થવાથી નાસ્તિક મત છોડી ઇશ્વર સ્તુતિ પૂજન પુરાણ શ્રવણ વિગેરે નિયમ પાળતો હતો. આપણા સનાતન ધર્મમાં દંપતી (સ્ત્રી પુરૂષ બાબતે) એક આસ્તિક હોય તો બીજો નાસ્તિક છતાં પોતાનો દંભ ( ખોટો ) ધર્મ છોડી સાચા ધર્મમાં સહાનુભૂતિ કરે છે. આપણો ધર્મ સારી રીતે પળાય છે.

# સર્ગ ૫૬ મો

## પાંચાલ રાજચરિત

अथान्यत् सप्रवक्ष्यामि भक्तेर्माहात्म्यमुत्तमम् ॥
आसीत् पाचालदेशेषु राजावैष्णवपूजक ॥

**પાં**ચાલ દેશના રાજાનુ ચરિત કહે છે રાજા તથા રાણી બને ભક્તિભાવથી સાધુસંત વિગેરે દેવપૂજન તથા ધર્મરૂપે પ્રજાપાલન કરે છે એક વખતે વરસાદના દિવસમા કોઈ સાધુ વૈષ્ણવ કેટલાક શિષ્યને લઈ નગરમા આવ્યા જેને રહેવા માટે ઉત્તમ સ્થાન આપ્યુ ચોમાસું પુરૂ થવા પછી શિષ્ય મડલે પોતાના ગુરૂને કહ્યુ કે અમે જગદીશ યાત્રા કરવા જઇએ, પાછા આવશુ ત્યા સુધી તમે અહિંઆ રહેશો સાધુ વૈષ્ણવ રાજાને કહે કે મારે શિષ્ય વર્ગ સાથે શ્રી જગદીશ યાત્રા પ્રમગે જવુ છે પાછો વળતા અહિંઆ આવીશ આવુ સાભળતા રાજા રાણી ચિંતા કરવા લાગ્યા કે હવે હરિ નામ તથા કથા શ્રવણ કોણ કરાવશે પછી રાજાએ કહ્યુ કે તમે બે દીવસ રહી યાત્રા કરવા જશો રાણીએ વિચાર કર્યો કે સાધુ વૈષ્ણવ જવા પછી મારા પતિ ( રાજા )ને શોક ઉત્પન્ન થશે જેથી મને દુખ ભોગવવુ પડશે માટે બીજો કોઈ ઉપાય શોધીશ જેથી રાણીએ રાત્રિમા નાના કુમારને ઝેર ( વિષ ) આપવાથી મરણ પામશે પછી સાધુ વૈષ્ણવ રાજાને શાતિ રાખવા અહિંઆ રહેશે આવુ સમજી રાણીએ કુમારને ઝેર દઈ મારી નાખ્યો

રાજા એકદમ બેભાન થયો, બધા એકઠા થયા, અને રાણીને પુછ્યુ કે કુમાર એકદમ શી રીતે મરણ પામ્યો જેથી રાણીએ સાચુ વૃત્તાત કહ્યુ કે સાધુ વૈષ્ણવ ગયા પછી મારા પતિ (રાજા) મરણ પામશે જેથી સાધુને ઘેર રહેવા તથા દરરોજ પ્રભુ ભજન શ્રવણ કરવા આવુ અઘટિત કામ મેં કર્યું આવુ સાભળી શિષ્ય વર્ગને પોતે સાધુ કહે છે કે આ રાજકુમાર કોઈ પણ ઉપાય કરવાથી

લાવવાથી સત્કાર કરીશ. દાસી ગામમાં શોધ કરતી હતી પણ નાસ્તિક રાજાના નગરમાં સાધુ મળે નહીં. બીજી વખતે કેટલાક સાધુઓ દ્વારિકાપુરી યાત્રા કરી જગદીશ જવા માટે નગરમાંથી ગામ બહાર જતાં દાસીએ પુછ્યું કે તમે ક્યાં જાઓ છો? સાધુઓ કહે કે અમે યાત્રા માટે જતાં ગામમાં કાંઈ ઉતરવાનુ સાધન નહીં હોવાથી ગામ બહાર કુવો હોય ત્યાં રહીશું. દાસી પાછી રાણી પાસે જઈ વૃત્તાંત કહે છે. રાણી જાતે આવી સંત સાધુ વૈષ્ણવોને માટે ભોજન સામગ્રી તૈયાર કરાવતી હતી. એક વખતે કુમારને ઝેર દઈ મરણ વશ થવાથી રાજાએ બધા સાધુ વૈષ્ણવોને કહ્યું કે તમે સાચા ભક્ત હોય તો આ બાળકને હતો તેવો નિરોગી કરો. સાધુઓ આખો દિવસ ઇશ્વર ભક્તિ કરવા લાગ્યા, કુમાર સારો થતા રાજાને પ્રભુ ભક્તિમાં પ્રીતિ ઉત્પન્ન થતાં પોતાના ગામમાં દરેક ઠેકાણે દેવમંદિર સ્થાપન કરી, ઈશ્વર ભક્તિ પ્રચાર કરવા હુકમ કર્યો. સાચા ભાવથી ઈશ્વર ભક્તિ કરી હોય તેને ભગવાન સહાય કરે છે. આવો સાચો ભક્તિભાવ બને સર્ગમાં વર્ણન કરવામાં આવ્યો.

## સર્ગ ૫૮ મો

### રંગાચાર્ય ચરિત

अथापरं प्रवक्ष्यामि भक्तेर्माहात्म्यमुत्तमम् ॥
आश्चर्यकारकं विष्णोर्दृढभक्तिः प्रदायकम् ॥

દ્રવિડ દેશમાં રંગપત્તન શહેરમાં રંગાચાર્ય નામે બ્રાહ્મણ હતા, પોતે સદાચાર પાળતા વેદશાસ્ત્ર ધર્મશાસ્ત્રનો સાચો બોધ આપતા હતા. તે ગામમાં સોની જાતિમાં મામા ભાણેજ સોનીનો ધંધો કરતા હતા, જેને સાધુ વૈષ્ણવનો સંગ થવાથી ધર્મમાં પ્રીતિ રાખી બને જણાએ વિચાર કર્યો કે રંગ મહારાજનો મઠ તૈયાર કરાવશું. આપણે ધનવાળા નથી પરતુ એક શાહુકારને ઘેર નોકરી રહી ધન એકઠુ કરી ઉત્તમ મંદિર બનાવશુ.

પછી બને ( મામા ભાણેજ ) સોની શાહુકારને ઘેરે નોકર રહ્યા થોડો વખત પછી શેઠના ઘરમા ચોરી કરવા વિચાર કરતાં એક સોનાની મોટી પ્રતિમા હતી તેને લઈ જવા રાત્રે દરવાજો ઉઘાડી મામાએ ભાણેજને કહ્યુ કે આ બાબત કોઇને ખબર પડે નહી, માટે મારૂ માથુ કાપી નાખવુ, જેથી કોઇને ચોરીનો વહેમ આપણે માથે આવે નહીં મારા મરણ પછી તારે મોઢુ મદીર બધાવવુ, આવુ સાભળતા ભાણેજે મામાનુ મસ્તક છેદન કર્યું

બીજે દીવસે ભાણેજ એકલો નોકરી કરવા ગયો દરરોજના નિયમ પ્રમાણે ધનવાન શેઠ સ્નાન કરી દેવસ્થાનમા ગયો, પરતુ સોનાની મૂર્તિ નજરે જોવામા આવી નહીં જેથી સંતાપ કરવા લાગ્યો, બધા નોકરોને હુકમ કર્યો કે હાલ કોઇએ મારે ઘેર નોકરી કરવી નહીં મસ્તક છેદન થયેલો સોની દેવની કૃપાથી પાછો સજીવન થયો બંને શાહુકારને ઘેરથી નોકરી છોડી ચાલતા થયા, દેવ મદિર પ્રતિષ્ઠા કરાવી સુખરૂપ સેવાભક્તિ કરતા હતા

## સર્ગ ૫૯ મો

### પારધીચરિત

अथान्यत् सम्प्रवक्ष्यामि भक्तिमाहात्म्यमुत्तमम् ॥
यस्यश्रवणमात्रेण संदेहार्तोऽपि मुच्यते ॥

**ઓગણસાઠમાં** સર્ગમા પારધીનુ ચરિત શ્રવણ કરવાથી ભક્તિભાવ ઉત્પન થાય મથુરાપુરી નજીક એક ગામમા રાજા રહેતો હતો, જેને પૂર્વજન્મના અશુભ કર્મના દોષથી શરીરમા કોઢ ઉત્પન્ન થયો દેશદેશાતરમાથી ઘણા વિદ્વાન વૈદ્યો બોલાવતાં છતા રોગ શાત થયો નહીં, પોતાનો દેહત્યાગ કરવા માટે પવિત્ર પ્રયાગ તીર્થમા ગયો, ત્યા તપાસ કરવાથી એક સાધુ મહાત્મા જોવામા આવ્યા, જેણે તપાસ કરી કહ્યુ કે તારા શરીરનો રોગ

થોડા વખતમા શાંત થશે તેને માટે એક જીવતો હંસપક્ષી મને મેળવી આપવો

રાજાએ એક પારધી (ભિલ્લ)ને બોલાવી કહ્યુ કે મારા શરીરનો કોઢ રોગ દૂર થવા એક હંસપક્ષી જીવતો શોધી લાવી મને સ્વાધીન કરવો પારધી હંસપક્ષી પકડવા જગલમા જતા એક સરોવર પાસે હંસ તથા હંસિની (દંપતી) પક્ષીનુ જોડુ જેવામાં આવ્યુ જેને પકડવા વિચાર કરતા પારધીને જોઈ સરોવરથી ઉડી ગયા પછી બીજી ઘણી જગ્યામા જઈ તપાસ કરતા કાંઈ પત્તો મલ્યો નહીં પારધી રાજા પાસે જઈ કહે કે આખુ જગલ ફરતા હંસપક્ષી પકડાયો નહીં રાજાએ બીજી વખતે પારધીને સૂચના કરી કે હવે પાછો જઈ ત્રણ દિવસમાં પકડી નહીં લાવવાથી તારા સવ કુટુંબનો નાશ કરીશ આવુ સાંભળી પારધી ગામ છોડી નાશી ગયો રાજાને ત્યા બીજો પારધી હતો તેણે કહ્યુ કે હું હંસપક્ષી જીવતો પકડી તરત લઈ આવીશ રાજાની આજ્ઞા લઈ બીજો પારધી જતા સરોવર કીનારે એક સાધુ વૈષ્ણવ સ્નાન કરી ભગવાનનું પુજન કરે છે ત્યા હંસપક્ષીનું જોડુ આનંદમા એક સરખા નિર્ભયપણે રમત ગમત કરતા જોઈ પારધીએ વિચાર કર્યો કે હું પણ સાધુ વૈષ્ણવ રૂપ (માલા તિલક પહેરી) લઈ આવતી કાલે સવારમા પાછો આવી હંસ પકડી રાજાને સોંપી દઈશ

પારધી પોતે વૈષ્ણવ રૂપે સરોવર પાસે ગયો જેના ગળામા તુલસીની માલા તથા મસ્તકમા તિલક હતુ જેને જોઈ હંસપક્ષી પોતાની સ્ત્રી હંસીનીને કહે કે આ પારધી વૈષ્ણવ બની આપણે બંનેને પકડવા આવ્યો ત્યારે સ્ત્રી (હંસિની) કહે કે વૈષ્ણવ બની આપણને પકડશે તેનો ભય રાખવો નહીં આ પારધીએ ત્રણ દિવસ માટે વૈષ્ણવ થવા પ્રતિજ્ઞા લીધી છે ભગવત નામ બોલતા આપણે એના હાથમા આવતા મારી નાખશે તો આપણો મોક્ષ થશે ભયથી નાસવાથી ગમે ત્યારે મરણ થવાનું નિશ્ચય છે માટે

બીજી જગ્યામાં જવું નહીં. આવું હંસિની પક્ષીનું કહેલું સાંભળતાં બંને (દંપતી) પક્ષિઓ એક સ્થાનમાં બેસવાથી પ્રથમ હંસપક્ષીને પકડવાથી જેના (હંસના) સ્નેહપાશમાં સદૈવ રહેલી સ્ત્રી પારધીના હાથ ઉપર બેસતાં બંને પક્ષીઓને પિંજરામાં રાખી રાજા પાસે લઈ ગયો. જે બંનેને રાજાએ મહાત્માને સોંપી દીધાં.

હંસનું પવિત્ર જોડું જોવાથી વૈદ્યરાજ પ્રસન્ન થતાં રોગ શાંતિ માટે ઔષધ તૈયાર કરતાં રાજારાણીને કહે છે કે, તમે બંને સ્નાન કરી મારી પાસે આવી જ્યાં કોઢ માલમ પડે ત્યાં હસપક્ષીનું લોહી છાંટવું, પછી ચાર પ્રહર થવા બાદ બીજું લેપન (ઔષધ) તૈયાર કરી આપીશ, જેથી ત્રણ દિવસમાં રોગ શાંતિ થશે. આવું વૈદ્ય મહાત્માનું કહેલુ સાંભળી રાણીએ હસનું લોહી લગાડવા હુકમ કર્યો, તેટલામાં બ્રાહ્મણસ્વરૂપે શ્રીભગવાન આવ્યા, કારણ કે પારધીએ ખોટો વૈષ્ણવનો વેષ લીધો હતો. પક્ષીની રક્ષા કરવામાં ભગવાન બ્રાહ્મણ વેષમાં વૈદ્ય થઈ ઔષધ તેલ લઈ રાજાને કહે છે કે મારી પાસે કોઢ રોગ શાંત કરવા ઉત્તમ તેલ છે, લેપન કરશો તો રોગ નિર્મૂલ નાશ પામશે, હવે હસપક્ષીનો વધ કરવો નહીં, ધર્મરક્ષણ થવાથી તારો રોગ દૂર થશે. બ્રાહ્મણ સ્વરૂપ (વૈદ્ય ભગવાન)નું સત્ય વચન સાંભળી રાજાના શરીર (હાથ પગ)મા કોઢ દેખાતો હતો ત્યાં તેલ લગાડવાથી સુંદર તેજસ્વી શરીર થયુ, જેથી રાજા તથા સર્વ પ્રજા ખુશી થઈ વૈદ્યને સાષ્ટાંગ પ્રણામ કરી પ્રાર્થના કરે કે તમને જે કાંઈ જોઇએ તે હું આપીશ. વૈદ્ય ભગવાન બોલ્યા કે તારી પાસે પિંજરામાં હસપક્ષીનું જોડું છે તેટલું આપવું, બીજું કાંઇ મને જોઈતું નથી, બીજું કાંઈ દ્રવ્ય વસ્ત્ર તારે ઘેર જે ગુરૂ (વૈદ્ય) પ્રથમ આવ્યા તેને આપવું, મેં તેની પાસે વિદ્યાભ્યાસ કર્યો છે, મારૂં નામ ઠેકાણું કેવલ હરિ છે, મારા વૈદ્યના માબાપનુ નામ અમુક છે, રાજાએ બંને પક્ષી આપ્યાં જેને વૈદ્યસ્વરૂપ (શ્રીભગવાને) છોડી દીધાં, તે વખતે

હંસપક્ષી શ્રીભગવાનને કહે કે તમે અમારૂ રક્ષણ કર્યું, નહીં તો રાજા અમને મારી નાખવા તૈયાર હતો. રાજા પૂર્વ વૈદ્યનો મત્કાર કરે છે વૈષ્ણવરૂપ દૂર કરી પારધી રૂપે થયો ત્યારે રાજાને વિનયથી કહે કે હવે મને કોઇ પશુ પક્ષીની હિંસા કરવા હુકમ કરશો નહીં, મારો જાતિ ધર્મ છોડી ભગવાનનો ભક્ત (વૈષ્ણવ) થવાથી છેવટે ઉત્તમગતિ થાય એવી આશા રાખુ છુ.

## સર્ગ ૬૦ મો

## વૈશ્યભક્તિ ચરિત

अथापरं प्रवक्ष्यामि भक्तेर्माहात्म्यमुत्तमम् ॥
यस्य श्रवणमात्रेण हरौ भक्तिः प्रजायते ॥

**સાઠમાં** સર્ગમા વૈશ્યભક્તિ ચરિત કહે છે પશ્ચિમ દેશમા વૈશ્યજાતિમા ધનવાન વણિક હતો, જેને કાંઈ પણ પ્રજા (સંતતિ) નહીં હોવાથી વિચાર ચિંતા થઇ કે મારૂ ધન કોણ ભોગવશે. જેને ઘેર એક ભક્ત આવ્યો તેને વિનયથી કહે કે શુ ધર્મ દાન મત કરવુ જેથી સંતાન થાય ત્યારે ભક્ત સાધુએ કહ્યુ કે જે કાઇ સાધુ સત વૈષ્ણવ આવે તેનુ યોગ્ય સન્માન કરવુ આવુ થવાથી વૈશ્યને એક કન્યા થઈ, જેને પુત્ર પ્રમાણે સુખ આપતા ત્રણ વર્ષ પછી એક પુત્ર થયો, જેથી મત સાધુ સેવા વિશેષ કરતો હતો

એક વખતે કોઇ વૈશ્ય જાતિનો રોગિષ્ટ સાધુ આવ્યો જેની સારવાર પોતે કરતો હતો થોડા વખતમા નિરોગી થવાથી કહે કે હે ધનવાન શેઠ! તમે મને જીવતો કર્યો, હૂ તમારી જાતિ (વૈશ્ય) છુ, નાની વયમા માતાપિતા મરણ પામવાથી સાધુ મત-સમાગમમા રહ્યો, ત્યા રોગ ઉત્પન્ન થવાથી તમારે શરણે આવી સારો થયો મારી ઇચ્છા જીવતા સુધી તમારે ઘેર રહી એક વખત ભોજન કરી સેવા કરવા ઇચ્છાય કરીશ ત્યારે વૈશ્ય કહે કે મારે ઘેર રહેવા કાંઈ હરકત નથી નાનો બાલક પણ વૈશ્ય સાધુને

મોક્ષ મેળવશું સ્ત્રીએ મનમા શાંતિ રાખી, વૈશ્ય ધનપતિ સાધુ વૈશ્યને કહે કે તમે મારી જ્ઞાતિના વૈષ્ણવ છો, મારો પુત્ર મરણ પામ્યો જેમા તમારો દોષ નથી હવે અમારી કન્યા તમને પરણાવી (દાન કરી) સર્વ ધનસંપત્તિ સોંપી, અમે બને (દંપતી) પરલોક સાધન માટે ભગવત ભજન કરવા હિમાલય તળેટી જશુ અમને જીવવા તેમજ વૈભવ ભોગવવા ઇચ્છા નથી, તમારે મનમા સતાપ કરવો નહીં, જેવી પોતાની કર્મ કરવાની વાસના હોય તેવુ ફલ છેવટે ભોગવવુ આવુ સતાપ કરતા વૈશ્યને શ્રીકૃષ્ણ ભગવાન ગુરૂવેષમા આવતાં પ્રસન્ન મનથી કહે કે પુત્રીનો વિવાહ કરવા જે વિચાર થયો તે યોગ્ય છે, તમે બને સાચા ભાવથી કન્યાદાન કરશો તેમા ભગવાન પ્રસન્ન થશે, પુરોહિતને બોલાવી કન્યાવિવાહ વિધિ કરે છે તે વખતે લાજાહોમ ( કન્યાકર્તૃક ભાઇ પોતાની બહેનને આપે છે ) સમય થયો ત્યારે શ્રી ભગવાન પૂછે કે આ કન્યાનો ભાઈ છે કે નહીં આવુ સાભળી બધા સગાસબંધીએ ભાઈનું મરણવૃત્તાત કહ્યું ત્યારે (બ્રહ્મવેષમા શ્રીભગવાન) કહે કે એનો ભાઇ હજુ જીવે છે જે હાલ (તરત) આવે છે, જેથી બધા વિસ્મય થયા તે વખતે જેવો જગતમા મરણ પામ્યો હતો તેવો સજીવન થઈ આવી બહેનને લાજા (ધાણી) આપે છે વિવાહપ્રસગ સપૂર્ણ થના બાદ વૈશ્ય તથા સ્ત્રી આશ્ચર્ય પામ્યા હતા કે કાઇ સ્વપ્ન થયુ હશે કે સાચુ વૃત્તાત હશે સાધુ સત્પુરૂષની સેવાનું ફલ મિથ્યા થાય નહીં બીજે દિવસે બ્રાહ્મણ (શ્રીભગવાન) પોતાને સ્થાન જાય છે તે વખતે દંપતી સત્કાર કરે છે જે સાધુ વૈશ્યએ બાલકનો નાશ કર્યો હતો તેણે પશ્ચાત્તાપ કર્યો- મેં ઘણુ અઘટિત કામ કર્યું તેનુ ફલ મને ભગવાન આપશે પછી વૈશ્ય ધનપતિ પોતાના જમાઇને કહે કે હવે તમારે કાઇ સતાપ કરવો નહીં, જગત્ ચક્ર જે માર્ગમા ચાલે તેવી બુદ્ધિ રાખવાથી કરેલુ કર્મફલ ભોગવે છે વૈશ્યની શુદ્ધભાવનાથી ભગવાન પ્રસન્ન થવાથી છેવટે મોક્ષગતિ પામતા હતા

# સર્ગ ૬૧ મો

## ભુવનસિંહ ચૌભાણચરિત.

**अथापरं प्रवक्ष्यामि भक्त माहात्म्यमुत्तमम् ॥**
**यस्य श्रवणमात्रेण श्रीकृष्णे भक्तिमाप्नुयात् ॥**

ભુવનસિંહ ચૌભાણનું ચરિત કહે છેઃ પશ્ચિમ દિશામાં ચિતોડગઢનો રાજા પોતાના રાજમહેલમાં ચતુર્ભુજ ભગવાનની મૂર્તિ-સ્થાપન કરી ઉત્તમ સેવા કરતો હતો, જેનો ભંડાર ખજાનો ભરપૂર હતો. મોટો સેનાપતિ ભુવનસિંહ હતો, જેનો વિશ્વાસ રાજાને વધારે હોવાથી જ્યાં જાય ત્યાં સાથે જાય, વનમાં જઇ ઘણાં ક્રૂર ઘાતકી પશુનો શિકાર કર્યો. પાછું ફરતાં એક હરિણી રાજા પાસે આવી એકદમ વનમાં નાસવા લાગી. શિકાર કરેલાં પશુઓને પોતાના રહેવાની (જંગલમાં) જગ્યામાં રાખી રાજા સેનાપતિ સાથે ઘોડેસ્વાર થઈ હરિણી પાછળ અઘોર ભયંકર જંગલમાં જતાં એક તળાવ કિનારે રાજા બેઠો, પછી સેનાપતિ (ભુવનસિંહ) ને કહ્યું કે તુ હરિણીનો શિકાર કરી લઈ આવ, સેનાપતિ હરિણીનો શિકાર કરતાં પેટમાંથી જીવતા બે બચ્ચાં નીકળતાં દયા ઉત્પન્ન થવાથી તે દિવસથી શિકાર કરવા સાચુ શસ્ત્ર છોડી બનાવટી લાકડાંનું હથિયાર કમરમા રાખ્યું. ભુવનસિંહ પોતે પ્રભુ સેવા નિત્ય કરતો હતો.

એક વખતે રાજસભામાં બીજા સૈનિકો ભુવનસિંહનું વૃત્તાંત કહેવા લાગ્યા કે સેનાપતિ (ભુવનસિંહ) નકામી રાજસેવા બજાવે છે, સાચુ હથિયાર કાઢી નાખી બનાવટી (લાકડાનું) હથિયાર તૈયાર કરાવી પોતાની કમરમા રાખે છે, જેના ઉપર તમે સાચો વિશ્વાસ રાખો છો. રાજાએ ખાનગીમાં સૈનિકોને સમજાવ્યું કે એનો ઉપાય શોધી રાખીશ, પછી કેળનો મોટો બગીચો બનાવ્યો.

ગાઢું જંગલ થવાથી રાજાએ એક કેળ કાપી સાથે ભુવનસિંહ હાજર હતો, જેને હુકમ કર્યો કે કેળનાં ફૂલવાળાં ઝાડ કાપી બધાં ફૂલ એકઠાં કરવાં. જેના હાથમાં સાચાં હથિયાર હતાં તેઓ કેળના વૃક્ષ કાપી ફૂલનો મોટો ઢગલો કરતા હતા, તે વખતે ભુવનસિંહે વિચાર કર્યો કે હવે મારે શું કરવું. રાજાએ બીજીવાર ભુવનસિંહને હુકમ કર્યો કે તમે શા માટે કેળવૃક્ષ કાપી ફૂલ લાવતા નથી? જેથી ચતુર્ભુજદેવની સ્તુતિ કરતાં કહે કે હે નાથ, હવે મારી રક્ષા તમે કરશો. બનાવટી લાકડાંનું શસ્ત્ર લઈ છેદન કરતાં તેજસ્વી દિવ્ય શસ્ત્ર જોઈ રાજાને સાચો વિશ્વાસ થયો કે ભુવનસિંહના શત્રુઓ મને ખોટું સમજાવે છે, કારણ કે બનાવટી શસ્ત્રથી કેળ કપાય નહીં. રાજાને ક્રોધ ઉત્પન્ન થતા બીજા સૈનિકોને કહ્યું કે તમે બધા ભુવનસિંહનો દ્વેષ કરો છો. બીજા બધા વિનયથી રાજાને કહે છે કે અમે જે સાચુ હતુ તેટલુ તમને સમજાવ્યું.

ભુવનસિંહ વિનયથી કહે કે મારી નિંદા તમારી આગળ રજુ કરી તેનું સ્પષ્ટ વૃત્તાંત તમને કહું છુ જ્યારે તમે મને હરિણીનો શિકાર કરવા મોકલ્યો તે વખતે શિકાર કરતાં હરિણીના પેટમાંથી બે બચ્ચાં નીકળતા મને દયા ઉત્પન્ન થવાથી મે નિશ્ચય કર્યો કે હવે પછી શસ્ત્રથી હિંસા કરવી નહીં, મારી જીવિકા બધ નહીં થાય માટે તમારી સેવામા હાજર થયો, મારૂં સાચુ હથિયાર દૂર કરી તમને વિશ્વાસ થવા બનાવટી કરાવ્યું, તમે કેળ કાપવા હુકમ કર્યો ત્યારે પ્રભુનું સ્મરણ કર્યું જેની કૃપાથી તમારૂ કાર્ય થયુ. રાજાએ તે દિવસથી ભુવનસિંહને કહ્યુ કે હવે તમારે મારી સેવા કરવી નહીં, એક વખત મલવુ, બાકીનો સમય ઇશ્વર ભજનમાં (ચતુર્ભુજ દેવની સેવા કરવામાં) નિર્ગમન કરવો. છેવટે અક્ષય ધામ પ્રભુ કૃપાથી મેળવ્યુ

## સર્ગ ૬૨ મો

### ચિતોડગઢરાજચરિત

मत्स्यधराख्यो भक्तेस्तु माहात्म्यं परमाद्भुतं ॥
वक्ष्यामि भक्ति जनकं शृण्वतां प्रीतिवर्धनं ॥

ચિતોડગઢ રાજ્યચરિત કહે છે, રાજમંદિરમાં ચતુર્ભુજ મૂર્તિ હતી જેની સેવા દેવાજી કરે છે. પોતે શુદ્ધ બ્રાહ્મણ (વિષ્ણવ) હતા, રાજા દરરોજ નિત્યકર્મ દેવસેવા કર્યા પછી રાજસભામાં જઈ રાજકાર્ય સંભાળ રાખે, તે વખતે દેવને ધરાવેલી પુષ્પમાલા શિરમા વદન કરી પોતાના કંઠમાં પહેરી રાખે. એક દિવસ એકાદશી વ્રત હોવાથી બીજે દિવસે પુષ્પમાલા દેવને ધરાવી દેવાજીએ પહેરી હતી, જ્યારે રાજા દર્શન માટે આવ્યા ત્યારે દેવાજી (દેવપૂજક) ને ગભરાટ થવાથી પોતાના ગળામાંથી કાઢતાં સફેદ કેશ અંદર લાગ્યા હતા, તે પુષ્પમાળા દેવાજીએ રાજાને પ્રમાદરૂપ આપતાં રાજા કહે છે કે આપણા દેવ વૃદ્ધ થયા જેથી પુષ્પમાલામા સફેદ કેશ માલમ પડયા, ત્યારે દેવાજી કહે કે સમય થતાં બ્રહ્મદેવ પણ વૃદ્ધ થાય. જેવી રીતે યુવાવસ્થામાં કેશ કાળા હોય તે વૃદ્ધાવસ્થામાં સફેદ થાય, જેવી પ્રભુ ઇચ્છા હોય તે પ્રમાણે થાય.

દેવાજીએ રાજાને કહ્યું કે આવતી કાલે એ વિષયમાં નિર્ણય થશે. આજે બારસ હોવાથી ભોજન સમય થયો, દેવાજીને ભય ઉત્પન્ન થવાથી અન્ન જલ લીધું નહીં, મારી વૃદ્ધ અવસ્થા થઈ રાજા મને રજા આપશે તો હું ક્યાં જઇશ, બીજો આશ્રય કોણ આપશે, આવી ચિંતા ઉત્પન્ન થવાથી ભોજન કર્યા શિવાય સુઈ જતાં રાત્રિમાં દેવનું સ્વપ્ન થયું કે તારે શોક ચિંતા કરવી નહીં, તારૂં વચન સત્ય કરવા મારા વક્ષસ્થલ ( છાતી ) માં સફેદ કેશ રાજાને માલમ પડશે. આવું પ્રત્યક્ષ થવાથી રાજાને ભક્તિભાવ

વધશે દેવાજી બીજે દિવસે સેવાભક્તિ નિયમ પ્રમાણે કરતા, રાજા દર્શન માટે આવતા, છાતીમા સફેત કેશ માલમ પડતા, રાજાને કહે કે આજે ભગવાનનું સ્વરૂપ કેવુ છે જેવું દર્શન કરો આવુ સાભળી રાજાને વિશેષ ક્રોધ થયો, જ્યાં વસ્ત્ર આભૂષણ કાઢી નાખી અષ્ટાગ સ્વરૂપ દર્શન કરાવતા ક્રોધ શાત થયો ભગવાનના મસ્તકના કેશ નીકળી જવાથી થોડા ભાગમા લોહી નીકળતુ હોય એવુ માલમ પડવાથી રાજાએ દેન તથા દેવાજી (પૂજક) ની ક્ષમા માગી

દેવાજી પોતાના ઇષ્ટદેવને પ્રાર્થના કરે છે કે હે નાથ, મૂર્ખને સમજાવવા આવો પ્રયત્ન કરવો પડયો, રાજાએ પોતાનો અપરાધ કબૂલ કર્યો એક વખત રાજા સુતો હતો ત્યારે સ્વપ્નમા તપસ્વી બ્રાહ્મણ સ્વરૂપે કહ્યું કે તારૂ રાજ્ય થોડા વખતમાં મ્લેચ્છ (યવન) દિલ્હીનો બાદશાહ ચઢાઈ કરી દેવમદિર ખજાનો વિગેરે લઇ જશે, તે વખતે ભય લાગવાથી બ્રાહ્મણો શ્રીભગવાનની મૂર્તિ ગુપ્ત રીતે શ્રીગોકુલમા લઇ સેવા ભક્તિ કરવા લાગ્યા આ પ્રમાણે દેવાજી (પૂજક)ની શુદ્ધ ભક્તિભાવ હોવાથી રાજાને પ્રત્યક્ષ ચમત્કાર બતાવ્યો હતો માટે જે મનુષ્ય દૃઢ ભક્તિભાવે ભગવત સેવા કરે છે તેને ભગવાન પ્રસન્ન થાય

## સર્ગ ૬૩ મો

### કામધ્વજચરિત

**अथापरं प्रवक्ष्यामि भक्तेर्माहात्म्यमुत्तमम् ॥**
**यस्यश्रवणमात्रेण दृढाभक्तिर्भवेत् नृणा ॥**

**કામધ્વજરાજચરિત** કહે છે ગજેદય નગરમાં રાવ નામે ક્ષત્રિય જાતિમા શૂરવીર પ્રધાન હતો, રણસંગ્રામમા ઘણા શત્રુઓનો નાશ કરી છેવટે પ્રધાન મરણ પામ્યો, પ્રધાનના મરણ થવાપછી રાજાએ ચાર પુત્રો (પ્રધાનના)ને બોલાવી પ્રેમથી રાજકારભાર સોંપવામા આવ્યો, જેનો નાનો ભાઇ કામધ્વજ નામે શ્રીરામનો

પરમભક્ત હતો, તેને રાજસેવા ધર્મ પ્રસન્ન નહીં હોવાથી દરરોજ સવારમાં ઉઠી સ્નાન કરી ઘર છોડી વનમાં જઇ એકાંત સ્થલમાં ઝાડ પાસે બેસી મધ્યાન્હ (બપોર) સુધી રામનામ ઉચ્ચાર કરે, પાછો બપોરે ઘેર આવી ભોજન કરી તરત વનમાં જઈ સાંજ સુધી રામનામ ભજન કરે.

નાના ભાઇ કામધ્વજનું આચરણ જોઇ ત્રણે ભાઈઓ ક્રોધથી કહેવા લાગ્યા કે હે મૂર્ખ આપણું ઘર છોડી એકલો વનમાં શા માટે જાય છે, તારી બુદ્ધિમાં ભ્રમ થઈ ગયો માલમ પડે છે, આપણે ચારે ભાઇઓએ દરરોજ મેવામાં હાજર થવું જોઈએ, તુ નહીં આવવાથી રાજાને ખબર પડવાથી દંડ થાય, રાજા આપણાં પિતા સમાન ગણાય, હવે વનમાં જવું નહીં, પણ રાજદ્વારમાં અમારી સાથે કામકાજમાં તૈયાર થવું, તુ નહીં આવશે તો આપણુ જીવન બંધ થશે. ત્રણે ભાઈઓનું કહેવુ સાંભળી નાનો ભાઇ (કામધ્વજ) કહે કે તમો સાચું કહો છો, પરતુ મુખ્ય ગુરૂ અયોધ્યા નગરીના અધિપતિ શ્રીરામની સેવા છોડી બીજા રાજાની સેવા કરવા ઇચ્છા નથી, કદાચ આપણા રાજા પ્રસન્ન થઇ તમને જે કાંઈ ધન સન્માન કરે છતા મારા ઉપર ક્રોધ દંડ કરે, મારૂ જીવન બંધ કરે તેની ચિંતા નથી આટલુ કહી કામધ્વજ શાંત થયો.

ત્રણે ભાઇઓ સમજાવે છે કે તારે રાજસેવા નહીં કરવી હોય તો ઘરમા બેસવુ પણ જગલમા જવુ નહીં, અઘોર વનમાં ક્રૂર ઘાતકી જનાવરો મારી નાંખે તો તારો અગ્નિ સંસ્કાર કોણ કરશે. કામધ્વજ કહે કે તમારે મારી ચિંતા કરવી નહીં. હું જેનો સેવક છુ તે ભગવાન (શ્રીરામ) રક્ષા કરશે, પ્રભુ કૃપાથી દેવતા, ગંધર્વ, યક્ષ, રાક્ષસો તથા ઘાતકી પશુઓ મને મારી નાંખવા સમર્થ નથી, જે મનુષ્ય દૃઢભક્તિ સેવા જે દેવની કરતો હોય તેને કાંઇ કષ્ટ થતું નથી. આટલુ કહી કામધ્વજ વનમા ગયો. ત્રણે ભાઇઓ સંતાપ કરતા હતા કે હાલ એનું ચિત્ત વ્યગ્ર થયુ, માટે

કોઈનું વચન માનતો નથી. થોડા વખત પછી રામનામ બોલતાં મરણ પામ્યો, ત્યાં શ્રીરામ પોતાના ભક્ત (વાનરોને) ને કામધ્વજનો અગ્નિ સંસ્કાર માટે મોકલતાં નદી કિનારે લાકડા એકઠાં કરી ચિતા તૈયાર કરતા હતા. કામધ્વજ દરરોજ પ્રમાણે ભોજન માટે બપોરે પોતાને ઘેર નહીં આવવાથી ત્રણે ભાઇઓ વિચાર કરતા એક ભાઇ જંગલમાં શોધ કરવા આવતો હતો, ત્યાં ચિતામાં ભાઇનો અગ્નિ સંસ્કાર થવા તૈયારી જોઇ રડવા લાગ્યો, વાનરોને જોઇ પાછો ઘેર જઈ પોતાના બને ભાઇઓને સઘળું વૃત્તાંત કહેવાથી બધા ભાઇઓ તથા સગાંસબંધી આવી શોક કરતા હતા. કામધ્વજની ઉત્તર ક્રિયા (શ્રાધ વિગેરે) કરી બ્રાહ્મણો તથા ગરીબ અનાથને અન્ન વસ્ત્ર દાન કરે છે શ્રીરામ (ગુરૂ) ની આજ્ઞા પાળી વાનરોએ સર્વ કાર્ય કર્યું માટે પ્રભુસેવા ભજન સાચા ભાવથી કરે છે તેને શ્રીભગવાન સહાય કરે છે

## સર્ગ ૬૪ મો

### જયમલ્લરાજચરિત

अथापरं प्रवक्ष्यामि भक्तेर्माहात्म्यमुत्तमम् ।
मरुदेशे बभूवैको राजा जै (जय)मल्लसंज्ञक ॥

ચોસઠમા સર્ગમા મારવાડના રાજા જયમલનું ચરિત કહે છે. શ્રીકૃષ્ણમૂર્તિને રાજમંદિરમા રાખી સવારમાં સૂર્યોદય આગળ શુદ્ધ સ્નાન કરી એક પ્રહર સુધી શુદ્ધ પ્રેમ ભક્તિભાવથી પૂજન કરે તે વખતે કોઇ સાથે વાતચિત કરે નહીં એક વખતે ઘણા શત્રુ (રાજા)ઓ ભેગા થઇ નગરીની ચારે બાજુ ઘેરો નાખી રાજાને મારવા વિચાર કરતા હતા, તે વખતે પ્રધાનમંડલ રાજાને સર્વ વૃત્તાંત કહે છે, પરતુ રાજાએ એકાગ્રચિત્તથી પ્રભુસેવાનો નિયમ કાયમ રાખ્યો. એક વૃદ્ધ પ્રધાન કહે કે રાજા કાંઈ ઉપાય કરેતા

નથી છતાં આપણે સેના લઇ શત્રુઓ સામે લડવા તૈયાર થવું જોઇએ, ત્યાં શ્રીકૃષ્ણ ભગવાન (રાજવેશમાં) ઘોડા ઉપર બેસી હાથમાં છડી લઇ શત્રુ સેના સન્મુખ જઇ રણસંગ્રામમાં ઘણા વીર પુરૂષોનો નાશ કરે છે. શત્રુઓ શસ્ત્ર, બાણ, ભાલા, પરશુ, મુદ્દગર વિગેરે ઘણાં શસ્ત્ર લઈ લડવા આવ્યા છતાં પ્રભુની શક્તિથી છેવટે પાણી માગતાં મરણ પામ્યા.

જયમલ્લ રાજા પોતાના નિયમ પ્રમાણે સેવાપૂજન સંપૂર્ણ કરી ઘોડેસ્વારી થઇ રણસંગ્રામ ભૂમિ તરફ આવતાં શત્રુ સેનાનો નાશ થયેલો જોઇ પ્રધાનમંડલને પૂછે છે કે આપણી સેનામાં મોટો શૂરવીર કોણ છે જેણે શત્રુસેનાનો સંહાર કર્યો, ત્યારે પ્રધાને રાજાને કહ્યું કે અમને ખબર નથી, પરંતુ મહાદિવ્ય તેજસ્વી સ્વરૂપવાળા કોઇ સફેદ ઘોડા ઉપર બેસી એક છડી લઇ સેનાનો પરાજય કરતા હતા. જયમલ્લ રાજાએ ઘોડા ઉપરથી ઉતરી ઘાયલ થયેલી શત્રુસેનામાં જેઓ પાણી માંગવા બૂમ પાડતા હતા તેઓને સારવાર માટે પોતાની રાજધાનીમાં લઈ જઇ સેવાવૃત્તિથી સારા (નિરોગી) બનાવી પોતાને સ્થાન વિદાય કર્યા, બાકી મરણ પામ્યા હતા તેઓનો અગ્નિ સંસ્કાર કરાવ્યો.

પ્રધાનમંડલ રાજાને વિનયથી પુછે છે કે શત્રુસેનામાં ઘણા વીર પુરૂષો હતા જેને કોઇ પણ આપણે મારી નાખવા શક્તિવાળા નહીં હતા છતાં સહાય કોણે કરી તેનુ કારણ અમે સમજતા નથી, ત્યારે જયમલ્લ (રાજા) કહે કે જે મનુષ્ય ઇશ્વરભજન સેવાપૂજન કરવા પોતાનો દરરોજ સાચો નિયમ પાળતો હોય, તેને પ્રભુ પોતે સહાય કરે છે, મને પણ ઇશ્વરે પ્રત્યક્ષ સહાયકર્યો પ્રધાનમંડલ છલભેદ પ્રપંચ છોડી રાજા પ્રમાણે સેવામાં તત્પર થયા. જયમલને ભક્તિભાવથી સાક્ષાત્ ભગવાન પ્રસન્ન થયા, માટે ભક્તિસેવા ઉત્તમ ગણાય.

## સર્ગ ૬૫ મો

### ગોવાલ ચરિત

**अथापरं प्रवक्ष्यामि भक्तेर्माहात्म्यमुत्तमम् ।**
**जयमल्लस्यराज्ञो वै गोपालो नगरेऽभवत् ॥**

**જયમલ્લ** રાજાના નગરમાં એક ગોવાલ પોતાની માતા સાથે રહેતો હતો. ઘરમાં એક ભેંસનું દૂધ ગામમાં વેચી નિર્વાહ કરતો, સવારમાં ભેંસને જંગલમાં ચરવા લઇ જાય, દૂધ વેચી જે કાંઈ મળે તેમાં સાધુસંતનો સત્કાર કરે, બાકી ગરીબાઈથી પોતાનું ગુજરાન ચલાવે, ત્યાં એક સાધુએ હરિ નામનો ઉપદેશ કર્યો, નદી કિનારે ભેંસ ચરવા જતાં નાહી ધોઈ ભગવતનામ લેવા બેઠો, સાયકાલે ભેંસને નદીના સામે કિનારે કોઈ ચોરી ગયો, તપાસ કરતાં ભેંસ નહી મળવાથી ઘેર આવી માતાને કહે કે ભેંસ એક બ્રાહ્મણને આપી દીધી, ત્રણ વર્ષ પછી અરધા ભાગે ઘી તથા એનું બચ્ચું મલશે, ગમે ત્યાંથી છાશ મળશે જેથી આપણું જીવન થશે. ગોવાલનું કહેવું સાંભળી માતા કાંઈ બોલી નહીં.

ભેંસ કોઈ ચોરી લઈ ગયા પછી જંગલમાં જઈ ફલ ફૂલ કંદ લાવી સાધુ સત્કાર કરતાં પ્રભુ નામ અહર્નિશ (રાતદહાડો) બોલતાં પ્રભુકૃપાથી ત્રણ વર્ષ પુરાં થવા પછી ચોર પાછો ભેંસ તથા બચ્ચાંને લઇ નદી કિનારે આવ્યો, જે ભેંસને તથા બચ્ચાંને ગળામાં ચાંદી સોનાની સાંકળી પહેરાવી હતી, શ્રીપ્રભુકૃપાથી ચોર ભેંસ તથા બચ્ચાંને મુકી ચાલતો થયો, ત્યાં ગોવાલને પોતાની ભેંમ બચ્ચાં સાથે મલવાથી ઘેર લઈ જઈ માતાને સોંપી કહે કે આપણી ભેંમ ત્રણ વર્ષ પુરાં થવાથી પ્રભુએ આપણું કાર્ય સંપૂર્ણ કર્યું, જેને જોઈ ગોપમાતા ઘણી ખુશી થઈ, અલંકાર વેચી દઈ સાધુસેવા કરતો હતો, મોટી ઉમરે વિવાહ થતાં સંસારવાસના દૂર કરી હરિ શબ્દ નામ બોલતાં પ્રભુના ચરણમાં મુક્તિ મેળવતો હતો.

# સર્ગ ૬૬ મો

## શ્રીધરસ્વામિ ચરિત

पूर्वं यः कथितोऽत्रैव श्रीधरस्वामिसंज्ञकः ।
पूर्वापरस्थितिज्ञातं च भक्तिमाहात्म्यमुच्यते ॥

શ્રીધરસ્વામિ ચરિત આગળ કહી ગયા છતાં વિશેષ વૃત્તાંત કહે છે, પોતે વેદ શાસ્ત્રસપન કર્મકાંડમાં નિપુણ હોવાથી યજ્ઞ કરાવી સારો સત્કાર ( ધનવસ્ત્રાલંકાર ) લઈ આવતાં રસ્તામાં ચોરલોકો હથિયાર લઇ સામે જોવામાં આવ્યા, જ્યાં શ્રીરામ કવચનો પાઠ ભણુતા હતા તે વખતે શ્રીરામ લક્ષ્મણ બને બધુઓ શ્રીધરસ્વામીનો ભય દૂર કરવા ધનુષબાણ લઈ ચોર સામે ઉભા રહ્યા, છતાં સ્વામી પ્રથમ ચોર જોવાથી એકદમ બેભાન થતાં બીજું કાંઇ જોઇ શકયા નહીં. થોડો સમય થવા પછી શુધભાન આવવાથી બધું સરસામાન લઇ પોતાને ઘેર આવ્યા ત્યાંસુધી પાછળ બને બધુઓ ( શ્રીરામ લક્ષ્મણ ) માર્ગમાં રક્ષણ કરતા હતા, ઘર આગળ સુખરૂપ પહોંચ્યા તે વખતે અંતર્ધાન થયા.

શ્રીધર સ્વામીના ઘર આગળ પાછા ચોરલોકો હાજર થયા, ત્યારે સ્વામી પુછે કે તમે રસ્તામા શસ્ત્ર લઈ હાજર થયા પછી મારે માટે શું વિચાર કરતા હતા, તમારે અહિંઆં રાત્રિમાં રહેવું હોય તો બીજી જગ્યામા ખાવાપીવા રહેવા બંદોબસ્ત કરીશ. આવું સાચુ વચન સાભળી ચોર કહેતા હતા કે હવે અહિંયાં રહેવું નથી પરતુ રસ્તામા અમને જોઈ તમે ગભરાયા તે વખતે સુંદર સ્વરૂપવાળા ધનુષ બાણ લઈ બે વીર પુરૂષો તમને બચાવવા આવ્યા, તેઓ હાલ કયા ગયા, અમારે તેઓનું દર્શન કરવું છે. શ્રીધર સ્વામી કહે કે તમે જાતિ ધર્મ કર્મ તથા રહેવાનું સ્થાન સાચુ કહો તો હુ દર્શન કરાવીશ. ત્યારે ચોર બોલે છે કે અમે

બ્રાહ્મણ છતા ધર્મ, કર્મ પવિત્રતા સદાચાર છોડી જગતમાં રહી ચોરીનો ધધો કરવા લાગ્યા, તમે પવિત્ર હોવા છતા મારી નાખી મન વસ્ત્ર લુંટવા અમે વિચાર કર્યો, ત્યાં તમારા રક્ષણ માટે ધનુષ બાણ લઈ બે વીર પુરૂષો જોવામા આવતા તમને માર્યા નહી, શુદ્ધિ આવતા પાછા ઘેર જતા માર્ગમાં તમારા ઘર સુધી પાછળ જેવામા આવ્યા બાદ અંતર્ધાન થયા

શ્રીધર સ્વામી કહે કે તમે ભાગ્યશાળી થયા, ચોર કહે કે આવુ શા માટે કહો છો, અમને દર્શન કરાવવા મારી વાર્તા જન્મ કર્મ વિગેરે તમે પ્રતિજ્ઞારૂપે પુછ્યુ, હવે દર્શન કરવા ઇચ્છા થઈ ત્યારે સ્વામી કહે કે તેઓ દેવરૂપ હતા મને તમે મારી નાખવા તૈયાર થતા મ રામ કવચનો પાઠ કર્યો, ત્યા મારૂં રક્ષણ થયુ તેઓનું પ્રત્યક્ષ દર્શન થવાથી તમારો બ્રાહ્મણ જાતિ જન્મ હોવાથી ચોરીનો ધધો છોડી દેવો, તમે હવે ભાગ્યશાળી થયા આવુ સાભળી શસ્ત્ર અસ્ત્ર ભાંગી નાખી વૈરાગ્યભાવ ઉત્પન્ન થવાથી છેવટે શ્રીધર સ્વામીને પ્રણામ કરી ભગવત નામ સ્મરણ કરવા અરણ્યમા ગયા, મનુષ્યે જેવો વિચાર કર્યો હોય તેવુ છેવટે સુખદુ ખ ઉત્પન્ન થાય.

## સર્ગ ૬૭ મો

### બ્રાહ્મણ ચરિત

अथापर प्रवक्ष्यामि भक्तेर्माहात्म्यमुत्तमम् ।
पुरासीत् मथुराप्रांते ब्राह्मण कोऽपि धार्मिक ॥

શ્રી મથુરાપુરી પાસે એક ગામમા બ્રાહ્મણ પાતાની સ્ત્રી સાથે રહેતો હતો, થોડો સમય પછી સ્ત્રી સાથે પોતાને સાસરે જતા રસ્તામા લુટારા મલવાથી એક ઝાડ નીચે સંતાઇ ગયો, પોતાને સ્નાન સંધ્યાનો સમય થવાથી એક કુવો જેવામા આવ્યો ત્યા વિશ્રાંતિ લઈ સ્નાન કરવા વિચાર કરે છે ત્યારે લુટારાઓ કહે છે કે થોડે દૂર જશો તો પવિત્ર ભૂમિ તથા જલ મલશે ત્યા

સ્નાન કરવુ અમે તમારી સાથે આવશું, જે માંભળતાં બ્રાહ્મણને વધારે ભય લાગવાથી લુટારાને કહે કે તમે પ્રથમ જાઓ પાછળથી અમે આવશું જેની જાતિ, ધર્મ, કુલ, આચાર, સ્વભાવ જાણતા નથી તેની સાથે કોઈ સંબંધ રાખવો નહીં, ત્યારે વિશ્રામ રાખવા લુટારા ફરીથી બોલ્યા કે તમારે કાંઈ ભય રાખવો નહીં. અમારા તમારા દેવ સાક્ષીભૂત એક જ છે, જે પાપ કરશે તેને કર્મ પ્રમાણે દુઃખ થાય. લુટારાઓનું વચન સાભળી બ્રાહ્મણને વિશ્રામ થવાથી સ્ત્રી સાથે આગળ ગયો જ્યાં અઘોર જંગલમા જઈ બ્રાહ્મણનો શસ્ત્રથી વધ કર્યો, પછી સ્ત્રીને મારી નાંખવા વિચાર કરતા હતા, જેની પાછળ રક્ષામાટે બે પુરૂષો આવ્યા હતા તે બનેને લુટારાઓ ધમકી આપે છે કે તમને પ્રથમ મારી નાખીશું, જેથી બધા ચાલતા થવાથી સ્ત્રી એકલી હોવાથી કરૂણ સ્વરથી રૂદન કરી શ્રીભગવાનનુ સ્મરણ કરતા બીજા ચાર વીર પુરૂષો શસ્ત્ર લઈ ઘોડેસ્વાર થઈ સ્ત્રીનું રક્ષણ કરી લુટારાઓને મારી નાંખતા હતા. સ્ત્રી પોતાના પતિના શબ પાસે ગઈ, જેની પાછળ રક્ષા કરનારા (દેવ) હતા તેઓ એક ઘોડાનુ મસ્તક કાપી નાખી બ્રાહ્મણના શબની સાથે સંધાન (જોડી) દઈ વસ્ત્ર ઢાકી ચાલતા થયા. થોડો સમય પછી બ્રાહ્મણ સજીવન થઇ સ્ત્રીને લઇ ગામ તરફ પાછો આવી ઈશ્વર ભક્તિભાવથી પોતાનો સદાચાર ધર્મ પાળી સંસાર વૈભવ ભોગવી છેવટે મુક્તિ મેળવતો હતો પ્રભુ સ્મરણ ભજન કરવાથી છેવટે પોતાનું દુઃખ દૂર થાય

## સર્ગ ૬૮ મો

### હરિપાલ ચરિત

अथापरं प्रवक्ष्यामि भक्तेर्माहात्म्यमुत्तमम् ।
मरुदेशेवभूचैको ब्राह्मणो धनवान् शुचिः ॥

**મા**રવાડમાં રહેનાર એક વૃદ્ધ બ્રાહ્મણનું ચરિત કહે છે જેની ભક્તિ ભાવે પ્રસન્ન થઈ શ્રીકૃષ્ણ ભગવાન સતી રૂક્મિણી સાથે

પરીક્ષા કરવા આવ્યા. હરિપાલ બ્રાહ્મણ વિદ્વાન તથા સદાચાર પાળી વ્રત, દાન, પુણ્ય તીર્થાટન કરતા હતા. મોટી વય થતાં એક પુત્ર થવાથી વિશેષ દાન વ્રત કરી આનંદથી રહેતા હતા. પુત્રને યજ્ઞોપવીત (જનોઈ) સંસ્કાર થવા પછી પ્રથમ વેદ ભણાવ્યો, ધર્મશાસ્ત્ર વિગેરે ઉત્તમ અભ્યાસ કરાવી વિવાહ (લગ્ન) થવા બાદ પિતાની આજ્ઞાનુસાર સાધુ સંત સમાગમ તથા ધર્મમાં પ્રીતિ રાખી પિતાનો સાચો નિયમ પાળતો હતો. વૃદ્ધ અવસ્થામાં પિતા (હરિપાલ) મરણ પામવાથી માતા સતી થઈ. પછી દ્રવ્ય પ્રાપ્તિ કમી થઇ છતાં ઘરનાં અલંકાર વસ્ત્ર વેચી સાધુ સંત સત્કાર કાયમ ચાલુ રાખ્યો હતો. છેવટે દ્રવ્ય નહીં હોવાથી ગામમાંથી ભિક્ષા માંગી લાવી નિત્ય નિયમ ચાલુ રાખ્યો. ત્યારપછી તેનું નિષ્કિંચન નામ ચાલુ રાખ્યું.

એક વખતે નિષ્કિંચનને કોઈ જગ્યામાં ભિક્ષા અન્ન મળ્યું નહીં. મધ્યાન્હ સમયે ઘર આગળ આવી સ્ત્રીને કહે કે મારે પ્રાણ ત્યાગ કરવા વિચાર છે: ત્યારે સ્ત્રી કહે કે તમારી સાથે મારે સતી થવું, જેઓ સંત સાધુ વૈષ્ણવોને વિનયથી કહે છે કે નદીમાં સ્નાન કરી પાછા આવશો એટલે ભોજન તૈયારી થશે, પોતાની લાજ રાખવા શ્રી કૃષ્ણ ભગવાન સતી રૂક્મિણીને કહે કે એક બ્રાહ્મણ મારો પરમ ભક્ત છે, જેણે પ્રાણ ત્યાગ કરવા નિશ્ચય કર્યો, તેને સાધુ સેવા માટે કઈ દ્રવ્ય આપવા જઇશ, ત્યારે સતી રૂક્મિણીએ સાથે જવા વિચાર કર્યો, ભગવાન સમજાવે કે જંગલમાં લુટારા હોવાથી સ્ત્રીને લઈ જવાય નહીં, છતાં રૂક્મિણીનો ઘણો આગ્રહ જોઇ પોતે શાહુકાર (વૈશ્ય)નું રૂપ લઇ જ્યાં બ્રાહ્મણ તથા સ્ત્રી બેઠા હતા ત્યાં ગયા, જેઓને જોઇ બ્રાહ્મણ (નિષ્કિંચન) કહે કે તમે બને સ્નાન કરવા મારી સાથે આવો, કારણ કે આ જંગલમાં લુટારા (ચોર)નો ભય રહે છે. તમારાં વસ્ત્ર ધન, હું સભાળીશ, ત્યારે વૈશ્ય (શ્રીભગવાન) કહે કે આવો

ભય હોય તો હું એકલો સ્નાન કરી પાછો આવીશ ત્યાંસુધી સ્ત્રીની રક્ષા કરવી, આવું સાંભળી બ્રાહ્મણ પોતાની સ્ત્રીને કહે કે હું જલદી આવીશ, તારે રસોઇ તૈયાર કરવી, વૈશ્ય (ભગવાન) તથા સ્ત્રી ( રૂક્મિણી )ના વસ્ત્ર અલંકાર લુંટવા માટે બ્રાહ્મણ કહે કે તમે મને કાંઇ નહીં આપશો તો આ જંગલમાં તમને લુંટી મારી નાંખીશ, ત્યારે વૈસ્ય બોલ્યા કે તું બ્રાહ્મણ છતાં આટલુ પાપ શા માટે કરે છે ? બ્રાહ્મણ કહે કે, હું સ્વાર્થ માટે કોઇનુ વસ્ત્ર ધન લેતો નથી, પરંતુ સાધુ સંત સેવા ધર્મ માટે દ્રવ્ય સાધન નહીં મળવાથી માર્ગમાં કોઈ ધનવાન આવે તેને લુંટી સાધુઓને ભોજન કરાવું છુ. આજે છેવટે કાંઈ નહીં મલવાથી મારી સ્ત્રી સાથે જંગલમાં પ્રાણ છોડવા નિશ્ચય કર્યો. જ્યાં મને શ્રીકૃષ્ણ ભગવાન પ્રસન્ન થાય.

વૈસ્ય ( શ્રીભગવાન ) પ્રસન્ન થઈ વસ્ત્ર દ્રવ્ય વિગેરે આપતા હતા, તે વખતે સતી રૂક્મિણી પણ પોતાની સોનાની વીંટી શિવાય બીજું ઘણું આપતા છતાં બ્રાહ્મણ કહે કે હાથમાં વીંટી છે તે નહી આપશો તો હાથની આગળી કાપી નાખીશ, કારણ કે વીંટીના પ્રભાવથી મારે ઘેર ઘણા સાધુ સતનો સત્કાર (ભોજન) થશે, વીંટી લઇ બધુ એક વસ્ત્રમા બાધી ચાલતો હતો તે વખતે વૈશ્ય ( શ્રીભગવાન ) કહે છે કે તારે આ વીંટી વેચવી નહીં, પણ સભાળી રાખવાથી જોઇશે તે મળશે. આવુ થવાથી સતી રૂક્મિણીને ભગવાન કહે છે કે મારા ભક્ત જગતમાં કેવા હોય તેનો પ્રત્યક્ષ અનુભવ થયો. આવુ બ્રાહ્મણ ( નિષ્કિંચન )નું વૃત્તાત કહ્યુ છેવટે ભગવાન પ્રસન્ન થવાથી મોક્ષપદ મેળવે છે.

## સર્ગ ૬૯ મો

### ગોપાલસાક્ષીદેવ ચરિત

अथापर प्रवक्ष्यामि भक्तिमाहात्म्यमुत्तमम् ।
अस्तिगौडेषु विख्यातो ग्राम पुरदद्दाइति ॥
यस्य श्रवणमात्रेण भक्तिर्भवति शाश्वती ॥

આ સર્ગમા ગોપાલશાક્ષી દેવનુ ચરિત કહે છે ગૌડ દેશમા પુરદદ્દા ( ખુરદારોડ ) નામનુ ગામ ( જગદીશથી ૪ ગાઉ ) છે ત્યા એક બ્રાહ્મણ પોતાના કુટુબ પરિવાર સહિત રહેતો હતો, જેને એક પુત્ર તથા કન્યા હતી વૃદ્ધાવસ્થા થવાથી યાત્રા માટે પવિત્ર તીર્થમા જવા વિચાર કર્યો, સાથે સહાય માટે પોતાની જાતિમાં બ્રાહ્મણનો ગરીબ છોકરો મળે તો રસ્તામાં મારી સેવા ચાકરી કરે, ગામમા એક બાળક મલ્યો તેણે કહ્યુ કે મને માતા પિતા સગાસબધી કોઇ નથી, તમારી સાથે આવવાથી મને યાત્રા થશે આવુ સાભળી ખુશી થઇ તેને સાથે લઇ સરસામાન તૈયાર કરી યાત્રા કરવા ગયા

પ્રથમ ગયા ક્ષેત્રમા ગયા, જ્યા સ્નાન, દાન તર્પણ, શ્રાદ્ધ ( પિંડદાન ) કરી ત્રણ દિવસ રહી કાશીક્ષેત્ર ગયા ત્યાથી પ્રયાગ તીર્થ જઈ મથુરાપુરી આવ્યા એક માસ રહેવાથી બ્રાહ્મણ (વૃદ્ધ)ને તાવ આવ્યો, જેની સારવાર બ્રાહ્મણ બાલક કરતો હતો, જ્યારે શરીર નિરોગી થયુ ત્યારે વૃદ્ધ બ્રાહ્મણે બાલકને કહ્યુ કે તેં મારી સેવા ચાકરી ઘણી કરી જેથી આપણા દેશમા જવા પછી મારી કન્યા તને પરણાવીશ, કન્યાનું દાન કરવા પિતાનો મુખ્ય આધકાર છે, જેના સાક્ષી માટે ગોપાલદેવની સમક્ષ વિવાહ કરવા પ્રતિજ્ઞા કરૂં છુ થોડો વખત રહી બને જણા પોતાને દેશ ગયા

વૃદ્ધ બ્રાહ્મણ સ્વદેશમા આવ્યા પછી યાત્રાનું વૃત્તાંત કરેતો

હતો. મથુરામાં રહી મંદવાડ થવાથી જે સેવા એક માસ કરી હતી, જેને પુત્રીનો વિવાહ કરવા મનમાં સંકલ્પ નિશ્ચય કર્યો હતો એ સઘળું વૃત્તાંત કહે છે, પિતાનો વિચાર સાંભળી કન્યાનો ભાઇ તથા બીજાં સગાં સંબંધીઓ વૃદ્ધનો તિરસ્કાર કરવા લાગ્યા કે, આપણાં સારાં કુલની કન્યા નીચ કુલમાં અપાય નહીં, સગાં સબંધીઓ બધા શત્રુ પ્રમાણે થશે, હવે તમારે કાંઈ બોલવું નહીં, બધો બંદોબસ્ત અમે કરશું. આવું સાંભળી બ્રાહ્મણપુત્ર કહે છે કે મને કન્યા પરણાવવા મથુરા યાત્રામાં કહ્યું હતું તેનો નિશ્ચય કરો, તે વખતે કન્યાનો ભાઇ તથા બીજા સગાંઓ તિરસ્કાર વચન બોલે છે કે તું હલકાં કુટુંબનો હોવાથી તને કન્યા આપશું નહીં. બાલક રાજાને વૃત્તાંત કહે છે ત્યારે રાજાએ દરબારમાં નિર્ણય કરવા સભાસદોને નિમવામાં એકમેકમાં મોટો વાદવિવાદ થયો કે અમે કન્યા આપશું નહીં.

આવો મોટો વાદવિવાદ થતાં એક વૃદ્ધ બ્રાહ્મણે કહ્યું કે તારી પાસે કોઈ સાક્ષી પુરાવો હોય તો રજુ કરવો ત્યારે બ્રાહ્મણ પુત્ર કહે કે લખેલો પત્ર પુરાવો નથી પણ એક જ સાક્ષી છે જે મનુષ્ય નથી, પરતુ મથુરામાં ગોપાલદેવ છે, જેના ચરણમા કન્યાના પિતાએ સાચી પ્રતિજ્ઞા કરી હતી. આવુ સાંભળી બધા સભાસદો તથા રાજા કહે છે કે તે દેવ (ગોપાલ) સાક્ષી પુરશે તો કન્યા આપવા કબૂલ છીએ. બાલક કહે કે મને ચાર મહિના વખત આપવો, વચમાં કોઇને અપાય નહીં; હું ત્યાં જઇ સાક્ષી પુરવા દેવને લઇ આવીશ. કદાચ મારૂં વચન સત્ય નહીં થાય તો પાંચમે મહિને તમારે બીજા જોડે કન્યાદાન કરવું. આટલું કહી મથુરા નગરીમાં ગયો. એક માસ સુધી નિયમ પાળી શ્રી ગોપાલદેવનું પૂજન ભજન કરી પ્રાર્થના કરે છે કે આપ મને આજે સહાય નહીં કરશો તો તમારા દેવમંદિર સન્મુખ પ્રાણત્યાગ કરીશ આટલું કહી સુતો હતો.

મધ્યરાત્રિ થતાં શ્રી ગોપાલદેવે કહ્યું કે હે બ્રાહ્મણ બાલક આજે

ચિંતા કરવી નહીં. તારી સાથે સાક્ષી પુરવા આવીશ; જે સાચું હશે તેમ કરીશ. હવે સવારમાં ઊઠી સ્નાન ભોજન કરી દેશ જવા બધી તૈયારી રાખવી. હું આવતી કાલે મધ્યરાત્રિમાં મંદિરમાંથી પ્રયાણ કરતાં તારે આગળ ચાલવું અને હું પાછળ આવીશ; જેનો નિશ્ચય થવા મારા ચરણમાં પહેરેલાં ઝાંઝરનો શબ્દ સાંભળવામાં આવશે પણ મારૂં દર્શન થશે નહીં, તેમજ તને છોડી હુ આગળ જઈશ નહીં, તુ મારો ભક્ત હોવાથી તારૂ કાર્ય થશે. આવું સ્વપ્ન થવાથી એકદમ આનંદમાં બેઠો થયો. સવારમાં સ્નાન સંધ્યા ઈશ્વર ભજન વિગેરે કરી મંદિર આગળ બેસી વિચાર કરે છે કે હવે સૂર્યાસ્ત થાય તો રાત્રિ થાય. મધ્યરાત્રિ થતાં ઝાંઝરનો શબ્દ સાંભળી પ્રભુ સ્મરણ કરી સામાન લઈ ચાલતો થયો.

## સર્ગ ૭૦ મો

**अथ भक्तवशो देवो गोपालो भक्तवत्सल ।**
**गौडे ब्राह्मणपृष्टस्थो गोडदेशं जगामह ॥**

**શ્રી** ગોપાલદેવ બ્રાહ્મણપુત્ર પાછળ બીજે દીવસે સાયકાલે ગૌડદેશના ગામ (ખુરદા રોડની સીમા સુધી) અંતરિક્ષપણે પ્રયાણ કરતા હતા, બ્રાહ્મણપુત્ર સૂર્યઅસ્ત થતાં ખુશી થયો કે દેવનું સ્મરણ કરતાં હવે મને પ્રત્યક્ષ દર્શન થશે, જ્યાં પ્રેમ અશ્રુધારા છોડી સ્તુતિ કરતો હતો, પોતે બાલબુદ્ધિ હોવાથી મનમાં વિચાર કરવા લાગ્યો કે દેવને એકલા મુકી ઘેર જવું નથી, આજે રાત્રિમાં દેવસમીપ રહીશ. મધ્યરાત્રિ થવા પછી ગોપાલદેવ ગામની સીમામાં પ્રકટ થયા. તે રાત્રિમાં રાજા પ્રધાન અને સભાસદોને સ્વપ્ન થયુ કે બ્રાહ્મણ બાલકની સાક્ષી પુરવા તમારા ગામની સીમામાં ગોપાલ દેવ પધાર્યા છે, સવારે કેટલાક સભાસદો છુપી રીતે શોધ કરવા આવ્યા. સ્વપ્ન સાચું થવાથી ગામમા જાહેર થયું કે બ્રાહ્મણ બાલક સાચુ કહેતો હતો, જ્યાં જય જય શ્રીગોપાલદેવ નામનો હર્ષનાદ થયો.

રાજાએ કન્યાના પિતા ભાઈ તથા સગાં સંબંધીઓને બોલાવવા હુકમ કર્યો, જેથી કન્યા વિવાહ કરવા પછી પરણનાર બ્રાહ્મણ બાલકને વર્ષાશન તથા ગોપાલદેવ માટે સુંદર ભવ્ય મંદિર તૈયાર કરાવી પ્રતિષ્ઠા (પુનઃ) કરાવી સાક્ષી ગોપાલદેવ નામ પ્રસિદ્ધ થયું. હાલ પણ જગદીશથી ચાર ગાઉ દૂર પ્રસિદ્ધ સ્થાન છે.

ગોપાલદેવ મથુરામાં મંદિરમાં નહીં હોવાથી બીજે દીવસે મોટો કોલાહલ (શોક) ઉત્પન્ન થયો કે, આપણા મંદિરમાંથી ગોપાલદેવને કોણ લઇ ગયા ? જેનો સાચો શોધ મલતો નથી. થોડા સમય પછી ગૌડદેશથી એક બ્રાહ્મણ યાત્રા માટે આવ્યો જેણે સ્પષ્ટ વૃત્તાંત કહ્યું કે મથુરામાં ગોપાલદેવ હતા તે દેવ હાલ જગદીશ પાસે ખુરદારોડ ગામમાં સાક્ષી ગોપાલ નામથી પ્રસિદ્ધ થયા, જે દેવના સમક્ષ બ્રાહ્મણ બાલકનો વિવાહ થયો, જ્યાં રાજાએ ભવ્ય મંદિર બંધાવી દેવની રાજસેવા શરૂ કરી. આવું સાંભળતાં મથુરામાં પૂજકો તથા ભાવિક ભક્ત રાજી થયા કે આપણા દેવ હવે પાછા લઇ આવશું, અજાણ માર્ગ હોવાથી ગૌડદેશના યાત્રાળુને સાથે લઇ ગયા, જ્યાં દેવ (ગોપાલ)નું દર્શન થતાં અન્નજલ છોડતાં દેવે રાત્રે સ્વપ્ન દીધું કે તમે પાછા મથુરા ચાલતા થાવો; આ ગોપાલદેવ મથુરામાં આવશે નહીં, અહિંઆં રાજા તથા બ્રાહ્મણ વિગેરે મારા પરમ ભક્ત થવાથી રાજસેવા નિયમ ચાલુ થયો. હવે બીજી મૂર્તિ તૈયાર કરાવી પ્રાણ-પ્રતિષ્ઠા થવાથી નિત્ય સેવા પૂજન ચાલુ રાખશો. આવું સ્પષ્ટ સ્વપ્ન થયું ત્યારે પ્રાતઃકાલમાં સ્નાન સંધ્યા કરી જપપાઠ તથા શ્રી ગોપાલદેવનું દર્શન કરી પ્રેમભાવથી નૈવદ્ય ધરાવી બ્રાહ્મણ ભોજન નિયમ સંપૂર્ણ કરી પ્રસાદ લઇ મથુરાપુરી ગયા. ત્યાં બીજી પ્રતિમા (મૂર્તિ) તૈયાર કરાવી સેવાધર્મ પૂર્વ પ્રમાણે શરૂ કર્યો. શ્રી ભગવાનમાં જેવી ભક્તિ ભાવના રાખશું તેવું ફલ મેળવશું.

## સર્ગ ૭૧ મો

### રામદાસ ચરિત.

अथापरं प्रवक्ष्यामि भक्तेर्माहात्म्यमुत्तमम् ॥
परमाश्चर्यजनकं हरिभक्तिप्रदायकम् ॥
द्वारकायास्तु पूर्वस्यां डाकोर इति विश्रुतः ॥

**શ્રી** રણછોડરાય ડાકોરમાં કેવી રીતે દ્વારિકાથી પધાર્યા તેનું સાચુ વૃત્તાંત શાસ્ત્ર પ્રમાણથી કહેવાય છે જેમા રામદાસનું ચરિત પ્રસિદ્ધ થયુ ડાકોર ગામ દ્વારિકાના પશ્ચિમ દિશામા છે, ત્યા પવિત્ર બ્રાહ્મણ રામદાસ નામે હતા શ્રી દ્વારિકાપુરી યાત્રા પ્રસંગે જતા એકાદશીમા વ્રત જાગરણ (ઉપવાસ) કરી બીજે દિવસે બારસમા દેવને નૈવેદ્ય ધરાવી બ્રાહ્મણ ભોજન થવા પછી પોતે (પારણા) ભોજન કરી ડાકોર ગામ આવે આ પ્રમાણે સતસાધુ વૈષ્ણવનો ભોજન વિગેરે નિયમ ચાલુ રાખ્યો રામદાસ વૃદ્ધ થતા પૂર્વનિયમ પ્રમાણે એકાદશી નિમિત્તે દ્વારિકાપુરી જવા કોઇ સમય વિસ્મરણ થયો નહીં પરતુ બારસે પ્રસાદ (પારણા) ભોજન શિવાય નીકળતા પરિશ્રમ થવાથી સુઇ ગયા, ત્યા રાત્રિમા સ્વપ્ન થયું કે ભક્ત રામદાસ હવે આવતી એકાદશી વ્રત માટે દ્વારિકાપુરી આવવુ નહીં વૃદ્ધ થવાથી પૂર્વનિયમ પાળી શકાય નહીં માટે એક ગાડામાં મને પધરાવી ડાકોર ગામ લઇ જવા પ્રયત્ન કરવો દેવસ્વપ્ન થવાથી રામદાસ રાત્રિમા કોઇને ખબર નહીં થાય તે પ્રમાણે દેવને રથમા લઇ ચાલતા થયા દ્વારિકાપુરીમા શ્રી રણછોડ (શ્રી રણછોડ) દેવના પૂજકો મંદિરમા મૂર્તિ નહીં જોવાથી ગામમા શોધ કરવા લાગ્યા કે પવિત્ર સ્થાનમાથી અમારા દેવ રાત્રિમા ક્યા ગયા હશે ગામમા તપાસ કરવી જોઇએ કે ગઇ કાલે રાત્રે બહાર ગામથી કોણ આવ્યો હતો, અને હાલ તે અહિંઆ

હાજર છે કે નહીં. તપાસ કરવાથી સાધુ રામદાસ એકાદશી નિમિત્તમાં આવ્યા હતા તે હાલ હાજર નથી, જે દેવને લઇ પોતાના ડાકોર ગામ ગયા, રામદાસ ડાકોર ગામની સીમા સુધી પહોંચ્યા, જેની પાછળ પુંજારીઓને આવતા જોઇ ગાડું એકાંતમાં રાખી દેવમૂર્તિને એક વાવડી જલ ભરેલી હતી તેમાં પધરાવી પોતાને ઘેર ગયા. તે વખતે રામદાસ પાસે આવતાં પૂછતા હતા કે અમારા દેવને તમે ગાડામાં પધારાવી તમારા ડાકોર ગામમાં શું કારણ લાવ્યા ? આજુબાજુ તપાસ કરતાં વાવડીમાંથી દેવને બહાર લાવવા ઘણી મેહેનત કરી છતાં કોઇ બહાર કાઢવા શક્તિમાન નહીં થવાથી બધા ભાવિક પુંજારીઓ ડાકોરમાં રહી અન્નજલ કાંઇ પણ ખોરાક નહીં લેવાથી દેવસ્વપ્ન થયું કે રામદાસ મારો પરમભક્ત હોવાથી મારી પ્રતિમા પાછી દ્વારિકાપુરી લઇ જશો નહીં, પણ બદલામાં તેટલું સોનું લઇ મારી બીજી મૂર્તિ કરાવી ત્યાં સ્થાપન કરશો. આવું સ્વપ્ન થવાથી રામદાસને ચિંતા થઇ કે વજન પ્રમાણે સોનું ક્યાંથી લાવીશ. રામદાસને બીજું સ્વપ્ન થયું કે હું ડાકોર છોડી જઇશ નહીં, પરતુ તારી સ્ત્રી પાસે ત્રણ રતી વજનની સોનાની વાળી છે જેને વજનરૂપે રાખવાથી પુજારીઓ સોનું લઇ દ્વારિકા પ્રયાણ કરશે. પુજારીઓ રામદાસને કહે છે કે અમારા રણછોડ (શ્રી રણછોડ) દેવના વજન પ્રમાણે સોનું લઇ અમે પાછા દ્વારિકાપુરી જઇશુ. રામદાસ આવું સાંભળી સ્ત્રીને કહે કે તારી સોનાની વાળી કરતાં દેવનું વજન વધારે થાય તો બીજું સોનું હું કયાંથી લાવીશ, ત્યારે સ્ત્રી પોતાના પતિ (રામદાસ) ને કહે કે તમારે કાંઇ પણ ચિંતા કરવી નહીં. મને સ્વપ્ન થયું કે તારી વાળીના સોનાના વજન પ્રમાણે મારી પ્રતિમા થશે. રામદાસ કહે કે જે મૂર્તિ ઘણા મનુષ્યથી ઉપડી નહીં તેવી મોટી મૂર્તિના વજન પ્રમાણે શી રીતે સરખી થશે ? પછી ત્રાજવામાં એક બાજુ વાળી તથા બીજી બાજુ મૂર્તિ રાખી વજન

કરવાથી સોનાની વાળી વજનમા વિશેષ થવાથી પુજારીઓને સંદેહ થયો કે આ વિષયમા અમને ખબર પડતી નથી માટે કાંઇ ભેદ હોવો જોઇએ પુજારીઓ પોતાના હાથે વજન કરતા આશ્ચર્ય પામી રામદાસ પાસે ક્ષમા માગતા હતા રામદાસે તેટલું મોતુ (વાળી) આપી ભોજન સત્કાર કરાવી આનંદ મા વિદાય કર્યા દેવ તથા ગામ સને પ્રણામ કરી પુજારીઓ દ્વારિકાપુરી ગયા આવુ શાસ્ત્રપ્રમાણ શ્રી રણછોડરાયનું છે છતા લોક દંતકથા સ્કંદપુરાણમા એવુ બીજુ પ્રમાણ કહે છે કે એક બોડાણો દ્વારિકાથી દેવને લઇ આવ્યો જેણે ડાકારમા શ્રી રણછોડરાયનુ સ્થાપન કર્યું આવી લોકકથા પ્રચાર હાલ જાહેરમા કહે છે, પરતુ આ શાસ્ત્રમા જેટલુ પ્રમાણ મલ્યુ તેટલુ પ્રસિદ્ધ કર્યું

રામદાસ ભક્ત શ્રી ડાકોર ગામમા દેવની મૂર્તિ પધરાવી ભક્ત સેવા નિયમથી પાળી વૈકુંઠ નિવાસ કરતા હતા

## સર્ગ ૭૨ મો

### જસુસ્યામ ચરિત

अतर्वेदेजसुस्यामो नाम्नासीत् वैष्णव किल ॥
तस्यैकवृषभोगेहे नान्यत्किंचित् धनादिकं ॥

આ સર્ગમા જસુસ્યામ વૈષ્ણવ ચરિત કહે છે, જેની પાસે એક બળદ શિવાય બીજુ કાંઇ ધન નહીં હતું જે બળદ રાખી ગરીબાઇથી આશ્રમ નિર્વાહ કરતો હતો એક વખત બળદને જગલમા ચરવા (ઘાસખાવા) લઇ જતા રાત્રિમા ચોર લઇ જવાથી મનમા સંતાપ કરતો હતો કે હવે મારૂ જીવન સાધન (ખાવાનું) તથા સાધુ સંત ભોજન કરાવવા નિયમ ભગ થવાથી આ જગલમા પ્રાણ છોડી દઇશ આવો વિચાર કરતા શ્રીભગવાને બીજે તેવોજ બળદ લઇ જસુસ્યામને સાચી ખાત્રી થવા ઘર આગળ છોડી દીધો તે વખતે વૈષ્ણવ (જસુસ્યામ) વિચાર કરે છે

કે મારો બળદ પાછો આવ્યો, જેને લઇ ઘર આગળ બાંધી પોતાનો દરરોજનો સાધુસંત સેવા ભોજનનો નિયમ ચાલુ રાખતાં એક વર્ષ પુરૂં થવા પછી પોતાનો પ્રથમ બળદ જેને ચોર લઇ ગયો હતો તે ચોર પાછો આવ્યો, પરન્તુ જસુસ્વામને ઘેર બાંધેલો બળદ જોઇ ચોર વિસ્મય પામી ગુન્હો કબુલ કરી માફી માગતો હતો કે તમારા જેવા શુદ્ધ વૈષ્ણવના સમાગમથી હવે ચોરી કરવી નહીં તમારા શરણમા આવ્યો છુ તો મારા ઉદ્ધાર માટે કોઇ સારો બોધ ( ઉપદેશ ) દેવા પ્રાર્થના કરૂં છુ તમારો શિષ્ય થઇ સેવા ધર્મમા રહી આજ્ઞા સદૈવ પાળીશ ત્યારે જસુસ્વામે ચોરને ભગવત નામ ઉચ્ચાર ઉપદેશ કર્યો. ચોરીનો ધંધો છોડી હરિ ભજન સાધુસંતસેવા કરવા લાગો મનુષ્યમાત્રને સત્સંગ થવાથી દુરાચાર છોડી છેવટ સારો માર્ગ મળે છે

## સર્ગ ૭૩ મો

### નંદદાસચરિત

**गंगाया उत्तरे कूले नैमिषारण्य पश्चिमे ॥**
**नददास इतिख्यातो ब्राह्मणो देवपूजकः ॥**

શ્રી ગંગાનદીના ઉત્તર કિનારે તથા નૈમિષારણ્યના પશ્ચિમ ભાગમા બરેલી ગામમા નંદદાસ નામે બ્રાહ્મણ રહેતા હતા નાની વયમા વિદ્યાભ્યાસ નહીં કરવાથી ખેતીવાડીનો ધંધો કરી આશ્રમ નિર્વાહ તથા સાધુસંતસેવા કરે બીજા બ્રાહ્મણો નંદદાસની સાથે દ્વેષ કરવા લાગ્યા કે અમે પંડિતો હોવા છતા નંદદાસનું સન્માન જે કોઇ સાધુ વૈષ્ણવો આવે તેઓ સ્વીકાર કરે હવે આપણે કોઈ ઉપાય શોધી કાઢવો કે જેથી એનુ ( નંદદાસનુ ) અનજળ કોઇ બ્રાહ્મણ સંત સાધુ ગ્રહણ કરે નહીં, બધાએ એકમત થઇ એક મરણ પામેલી વાછરડી નંદદાસના ખેતરમા રાત્રે મુકી ગયા બીજે

દિવસે નન્દદાસ પોતાના ખેતર તરફ ગયા, જ્યાં એકત્ર થયેલા બ્રાહ્મણો તિરસ્કાર વચન કહેવા લાગ્યા, હે દુર્જન નંદદાસ, તેં મોટું પાપ કર્યું, તુ બ્રાહ્મણ છતાં ઢોંગ કરી તિલક માલા ધારણ કરી દંભભાવથી ગામમાં સાધુવૃત્તિ બતાવી મોટાઇ ભોગવવા ઇચ્છે છે. આટલુ કહી બ્રાહ્મણો ગામમાં આવી ગૌહત્યાનું નિમિત્ત બનાવી નંદદાસ સાથે કોઇએ ખાવાપીવા બોલવાનો વ્યવહાર કરવો નહીં, જે કાંઈ પાપ (હત્યા) કરી ધર્મનો ડોળ કરે છે. આવું ખોટું કલંક લાગવાથી નંદદાસ ગામ બહાર જઇ ખેતરમાં બેસી વાછરડી સજીવન થવા માટે રામનામ જપ કરે છે. શ્રીભગવત કૃપાથી વાછરડી જીવતી થઇ ખેતર પાસે ઘાસ ચરતી હતી ગામમાં સજીવન થયેલી વાછરડીને લઇ પોતાનુ કલંક (પાપ) દૂર થવાથી સાધુ સત વૈષ્ણવો નન્દદાસને ધન્યવાદ આપે છે.

જેઓ નદદાસની નિંદા કરતા હતા તેઓ પશ્ચાત્તાપ કરી પૂર્વ પ્રમાણે દયાભાવ રાખી વ્યવહાર ચાલુ રાખતા હતા, તે વખતે ગામના મુખી (પટેલ) નદદાસને પુછે છે કે વાછરડી સજીવન થઇ માતા (ગાય) પાસે દોડતી ગઇ. નંદદાસ સર્વ વૃત્તાંત કહે છે. રાજા ખોટુ આળ મુકનાર બ્રાહ્મણોને પોતાનું ગામ છોડવા હુકમ કરે છે. નંદદાસની કીર્તિ વધતી હતી, રાજાએ નદદાસનો સારો સત્કાર કર્યો છેવટે રામભજન કરતાં મોક્ષ મેળવ્યો હતો.

# સર્ગ ૭૪ મો

## અલ્હદાસચરિત

अथापरं प्रवक्ष्यामि माहात्म्यं परमाद्भूतं ॥
मल्हदासस्य भक्तस्य भक्तेर्भक्तिविवर्धनम् ॥

**અ**લ્હુદાસ ભક્ત ચરિત કહે છે. ગંગા નદીના ઉત્તર કિનારે બ્રહ્માવર્ત ક્ષેત્રમાં પરમ વૈષ્ણવ અલ્હદાસ રહેતા હતા, નિરંતર પ્રભુમેવા તથા સાધુમંતસમાગમ કરતા તીર્થયાત્રા કરવા શિષ્ય વર્ગ લઈ પ્રથમ નૈમિષારણ્યમા ગયા, ત્યા મોટુ આંબાનું ફલથી ભરેલુ ઝાડ જોવામાં આવ્યુ, શિષ્ય મડલે ફલ (કરી) ખાવા ગુરુની પ્રાર્થના કરી ગુરુએ શિષ્ય માટે રખેવાળ પાસે ફલ લાવવા ઈચ્છા બતાવી છતાં મોટુ ઉંચુ વૃક્ષ હોવાથી કોઇ પણ ઉપર ચઢી શકે નહિ. રક્ષા પુરૂષોએ ફલ લાવવા નાપાડી, કદાચ હિંમત ધરી કોઇ ચડે તે મરણ પામે છે. તમે (ગુરુ) સિદ્ધ મહાત્મા છો, વખતે વિનયથી આપોઆપ વૃક્ષ નીચે નમીજશે તો જોઈતા ફળ મળી શકે. આવી વાર્તા સાભળી અલ્હદાસ (ગુરુ) શિષ્યની મનવાસના સફલ કરવા વૃક્ષને ઈશ્વિરરૂપ માની પ્રાર્થના કરે છે કે તમે ભગવત સ્વરૂપ છો, જગતમાં ઉત્પન્ન થઈ ફલ, પત્ર, પુષ્પ, મૂલ તથા શીતલછાયાથી પ્રાણીમાત્રનો ઉપકાર કરો છો આ બાલક શિષ્ય ઉપર તમારી દયા થાય તો ફલ મલવાથી હું આગળ જઈશ

અલ્હદાસનું શુભ વચન સાભળી આબાનું ઝાડ પોતાની મરજી મુજબ નીચે નમી ગયુ, જે વખત શિષ્યમડળ થોડા ફળ લઇ પોતાની ઇચ્છા પૂર્ણ કરે છે, પાચ ફલ લઇ ગુરૂએ પાછી ઇશ્વર પાર્થના કરી કે હવે જેવુ આગલ હતુ તેવી રીતે થાવો. જ્યાં પ્રભુની દયા હોય ત્યાં પ્રાણીમાત્રને ઉત્તમ સુખ મળે છે પોતાના મનમાં જેવી શ્રદ્ધા દેવધર્મ માટે રાખશુ તેવુ ફલ ભોગવવા સમર્થ થઈશુ. પછી અલ્હદાસ પોતાના શિષ્ય વર્ગ સાથે બીજા તીર્થ તરફ પ્રયાણ કરતા હતા.

# સર્ગ ૭૫ મો

## કલાવતીચરિત

**अथापरं प्रवक्ष्यामि भक्तेर्माहात्म्यमुत्तमम् ॥**
**श्रीरंगनाथो यत्रास्ति दक्षिणेऽतीव विश्रुत ॥**

**પંચ્ચોતરમાં** સર્ગમા શ્રી રંગનાથ ભક્તિ વિષય કહે છે, દક્ષિણ દેશમા શ્રીરંગનાથનુ પવિત્ર સ્થાન છે, ત્યા કલાવતી નામે વેશ્યા રહેતી હતી, દ્રવ્ય સંપત્તિ મેળવવા માટે નૃત્ય સંગીતમા ઘણી હુશિયાર હતી તેમજ સાધુમત વૈષ્ણવ તથા વિદ્વાન પંડિતોનો સારો સત્કાર કરતી હતી એક વખતે ઘર આગળ કોઇ સારો પંડિત સભ્ય ગૃહસ્થનું મકાન જાણી આંગણામા ઉભો હતો, જેને જોઇ કલાવતી વેશ્યા ચાંદીના પાત્રમા અલંકાર વસ્ત્ર તથા સોના મોહોર લઇ પંડિતને સન્માન કરવા આવતા પંડિતે પુછ્યુ કે તુ કોણ જાતિ છે ત્યારે કલાવતી વેશ્યા કહે કે હે મહારાજ, હું આ ગામમા એક વેશ્યા છુ પંડિત બ્રાહ્મણ કહે કે તારૂં કાંઇપણ મને જોઇતું નથી, જેથી પંડિત ચાલતા થતા વેશ્યા કહે કે સંકલ્પ કરેલું દ્રવ્ય પાછુ ઘરમા શી રીતે લઇ જાઉં, તમારા જેવા વિદ્વાન બ્રાહ્મણો ગ્રહણ નહી કરશો તો શ્રીપુરૂષોત્તમદેવ મને પ્રસન્ન શી રીતે થાય? ત્યારે પંડિત કહે છે કે જે દ્રવ્ય મને આપવા નિશ્ચય કર્યો હોય તેટલુ બધુ દ્રવ્ય શ્રીરંગનાથ દેવને અર્પણ કરવુ દેવ માટે સોનાનો મુકુટ તૈયાર કરાવી મંદિરમાં જઇ તારે હાથે દેવના મસ્તક ઉપર ધરવો, ત્યારે વેશ્યા કહે કે તમે બ્રાહ્મણ પંડિત છતા મારા દ્રવ્યનો અનાદર કરો છો તો પ્રત્યક્ષ દેવ શી રીતે સ્વીકાર કરશે, જેને બ્રાહ્મણ સમજાવે છે કે શ્રી ભગવાન ભક્તિભાવથી પ્રસન્ન થશે, પછી સોનીને બોલાવી દેવ માટે મુકુટ તૈયાર કરાવી સવારમા બીજે દિવસે અર્પણ કરવા વિચાર કર્યો

રંગનાથ દેવ પોતાના પુજારીને રાત્રિમા સ્વપ્નરૂપે બોલ્યા

કે આવતી કાલે સવારમાં નગરમાં રહેનારી કલાવતી વેશ્યા મારે માટે સોનાનો મુકુટ રત્નજડીત લાવશે; મારૂં દર્શન થતાં રજસ્વલા થશે છતાં સ્નાન કરી મારા મસ્તક ઉપર મુકુટ અર્પણ કરશે તે તે વખતે તમારે સંદેહ રાખવો નહીં, કારણ કે વેશ્યા છતાં ભક્તિ ભાવથી સદાચાર પાળે છે. આવું સ્વપ્ન વૃત્તાંત પુજારી બીજા બ્રાહ્મણોને કહેતો હતો. કલાવતી વેશ્યા બીજે દીવસે સ્નાન કરી દેવ મંદિરમાં આવતાં રજસ્વલા થવાથી એકદમ બહાર ઉભી રહી, ત્યાં પુજારી કહે કે પાછું શુદ્ધ સ્નાન કરી ભક્તિભાવે તારા હાથે દેવને મુકુટ અર્પણ કરવા દેવની આજ્ઞા થઇ માટે મનમાં સંદેહ લાવવો નહીં. આવું દેવપૂજક બ્રાહ્મણે કહ્યું તે પ્રમાણે સ્નાન કરી ભક્તિભાવથી મુકુટ ધરાવતી હતી, તે વખતે શ્રીરંગનાથ દેવે પોતાનું મસ્તક નીચું નમાવ્યું. ત્યાં બધા પ્રસન્ન થયા. કલાવતી પોતાના ભક્તિભાવથી નૃત્ય ગાયન મધુર સ્વરથી કરતી હતી. સાધુસંત ગરીબને અન્ન વસ્ત્ર આપવા દરરોજનો નિયમ કાયમ રાખ્યો. થોડા વખત પછી વૈરાગ્ય ઉત્પન્ન થવાથી એક પર્ણકુટીમાં રહી રાત્રિ દિવસ શ્રીરંગનાથ દેવનું ભજન કરતી હતી. આવી રીતે કલાવતી વેશ્યા મોક્ષ મેળવતી હતી. ભગવાનની ભક્તિ કરવાથી મહાપાતકી પણ પવિત્ર થાય. પ્રભુ ભક્તિ ઉપરે સંસાર તારવામાં મુખ્ય છે.

## સર્ગ ૭૬ મો

### પાંચાલરાજચરિત

અથાપરં પ્રવક્ષ્યામિ ભક્તિ માહાત્મ્યમુત્તમમ્ ॥
પાંચાલેષુ યભૂવેકો રાજાભક્તિસમન્વિતઃ ॥

પાંચાલ દેશમાં વિષ્ણુભક્તિપરાયણ રાજા દરરોજ સાધુ સંતસેવા પ્રજાપાલન રાજનીતિ પ્રમાણે યથા યોગ્ય વર્તતો હતો, કોઇ નિંદા કરે અથવા કોઈ ચોરી કરે તેને શાસ્ત્ર પ્રમાણે દંડ કરે. એક વખતે કેટલાક ભડા (લુટારા)ઓ ધનહરણ કરવા વૈષ્ણવ વેષ

લઈ તુલસી તિલક ધારણ કરી ઢોંગ કરી હરિનામ બોલતા રાજદ્વાર સન્મુખ આવી, સેવકોને કહે છે કે અમે વૈષ્ણવો રાજાને મળવા આવ્યા છીએ, જેની ખબર આપવી, રાજાએ તે ધુતારા (લુટારા–ભડા)ઓને વૈષ્ણવ સાધુઓ સમજી યોગ્ય સત્કાર કરતા કહે કે તમે સંસારવૈભવ સુખ ત્યાગ કરી સાધુ સંત થયા, હવે ક્યાં જવા વિચાર છે ત્યારે જવાબ આપ્યો કે દ્વારિકાપુરી યાત્રા કરી અહિઆ તમને મળી અયોધ્યા જવા વિચાર છે, તમે ધર્માત્મા વૈષ્ણવ રાજા છો તેથી તમારા દર્શન માટે આવ્યા છે, રાજાએ પ્રસન્ન થઇ ભોજન માટે આગ્રહ કર્યો કે એક દિવસ મારી નગરીમાં રહી આવતી કાલે રાત લઈ જશો

લુચ્ચા ધૂર્ત (ભડા)ઓ એકમેકમાં વિચાર કરવા લાગ્યા કે આપણે રાત્રિમાં રહેશું તો બધો આપણો ઢોંગ માલમ પડવાથી દુ:ખ થશે માટે હાલ રજા લઇ ચાલી જશું, રાજાને કહે છે કે અમે હાલ અયોધ્યા જવા પ્રયાણ કરીશું રાજાએ બધાનો સત્કાર કર્યો એકદમ ઊભા થઇ નાચતા લુચ્ચાઓનો જાતિધર્મ છુપાયો નહીં, તે વખતે રાજાએ નિશ્ચય કર્યો કે ઢોંગ કરી વૈષ્ણવ બની અહિંઆ ધન લુટવા આવ્યા, સાચા વૈષ્ણવો આવું કામ કરે નહીં જેથી લુટારાઓ ધન મૂકી એકદમ નાસી જતા રાજાએ બધું ધન બ્રાહ્મણ સાધુસંતને વહેંચી દીધું આવા ઢોંગીઓને જોઇ રાજા સંસાર સુખ વૈભવ ત્યાગ કરી પુત્રને રાજ્યગાદી સોંપી ભગવાનનું ભજન કરી પરમધામ (મોક્ષ) મેળવતો હતો

## સર્ગ ૭૭ મો

### રામનામ માહાત્મ્ય

अथापर प्रवक्ष्यामि राजभक्तिविवर्धनं ॥
परमाश्चर्यजनकं सर्वपापप्रणाशनं ॥

એક રાજા પરમભક્તિ ભાવથી કોઇ બીજો સાંભળે નહીં તે પ્રમાણે એકાંતમાં રામ શબ્દ ઉચ્ચાર કરતો હતો, જેથી રાણીને ખબર પડી નહીં કે રાજાને અંતઃકરણમાં ભક્તિભાવ કેવી રીતે

છે, મનમાં સંતાપ કરે કે રાજાને કોઈ દેવ ઉપર શ્રદ્ધા નથી. એક વખત બપોરે રાજા સુતા હતા, પાછળ રાણી એકાંતમાં બેઠી હતી, તે વખતે રાજા નિદ્રામાં (ઉંઘમાં) સીતારામ. સીતારામ શબ્દ બોલતાં રાણી પ્રસન્ન થઇ બહાર જઈ બ્રાહ્મણોને દાન કરતી હતી. પછી ગીત વાદિત્ર નાદ થવાથી રાજા એકદમ જાગી ઉઠી રાણીને પુછે છે કે આજે શું કારણ થવાથી અકાંડ તાંડવ ઉત્પન્ન થયું, તારાભાઇને ત્યાં અથવા કુમારને ત્યાં કોઇ બાલકનો જન્મ થયો હોય તેવો સમારંભ શા માટે કર્યો?

રાજાનું કહેવું સાંભળી રાણી કહે કે હે પ્રાણનાથ માગાભાઇ-તથા પુત્રને ઘેર કોઇ મહોત્સવ કારણ નથી, પરંતુ તમારા મુખથી કોઇ વખત રામનામ ઉચ્ચાર થયેલો સાંભળવામાં આવ્યો નથી, આજે બપોરે નિદ્રામાં પ્રભુનામ બોલવાથી મને આનંદ થયો. હવે મને વિશ્વાસ થયો કે પ્રથમથી તમારા અંતઃકરણમાં પ્રભુ ભક્તિ સાચી કાયમ રહી છે. આજે આનંદ થવાથી મેં દાન કર્યું; રાજા કહે કે હું જે કાંઇ સારૂં કર્મ કરીશ તેનો અર્ધ ભાગ પુણ્ય-તને મળશે, હવે મારૂં વચન સાંભળી તને કદાચ દુઃખ થશે. મારે જીવવા ઇચ્છા નથી કારણકે મારા હૃદયમા સીતાસહિત શ્રીરામનું ધ્યાનરૂપે દર્શન થતાં તેઓનો વિયોગ થવાથી મારે વધારે આયુષ્ય ભોગવવા ઇચ્છા નથી રાજાએ પ્રધાનને કહ્યું કે મારો કુમાર સાચી ભક્તિ કરી ધર્મ પાલન કરે. કીર્તિ લક્ષ્મી રાજ્ય વૈભવ ધર્મમાં પ્રીતિ રાખી છેવટે મારૂં સાચુ નામ કાયમ રાખે આટલી ભલામણ કરૂં છુ રાજા પોતે સીતારામનુ સ્મરણ કરતા પરમ-પદ (સ્વર્ગ) સ્થાનને પ્રાપ્ત થયો તે વખતે મહારાણી પતિ (રાજા)ના શબ સાથે સ્મશાનભૂમિમા જઇ સતી થઇ. આ પ્રમાણે અંતઃકરણમાં સાચો ભક્તિભાવ રાખવાથી છેવટે મનુષ્યનુ કલ્યાણ થાય બહારનો ભક્તિભાવ કરતા હૃદયમા પ્રેમ હોય તેનું છેવટે સાચુ પરિણામ થાય.

## સર્ગ ૭૮ મો

अथैको मथुराप्रांते वभूव वैष्णवोत्तमः ॥
एकाकी गतसंगस्तु भिक्षाशी दृढभक्तिमान् ॥

ગુરૂભક્તિ મહિમા તથા રામનામ ( પ્રભુ ભજન ) ઉચ્ચાર કરવાથી ઉદ્ધાર થાય જેનુ પ્રત્યક્ષ દૃષ્ટાંત કહે છે, મથુરા પ્રદેશમા વિષ્ણુ મંત્ર દીક્ષા ગ્રહણ કરી શ્રી યમુનાના નદી કિનારે એક નાની પર્ણકુટી (ઝુપડું) બાંધી બ્રાહ્મણ રહેતો હતો બાલ અવસ્થામા માતાપિતા દેવલોક થવાથી એન્લો હતો, પાકી ભિક્ષા માગી ભગવાનને ભોગ ધરાવી પ્રસાદ ભોજન એક વખત લઇ પ્રભુ નામનો જપઉચ્ચાર કરવાથી સંસારદુ ખ દૂર કરી આનંદમા રહેતો હતો ત્યા એક નાની ઉમરનો બાલક આવ્યો, જેણે વિનયથી પ્રણામ કરી પોતાનુ સઘળું વૃત્તાંત કહ્યુ કે મને હવે કોઈનો આશ્રય નથી, મારા દેશમા દુકાળ પડવાથી આમતેમ ફરતા તમારી શરણે આવ્યો, મારા માતા પિતા સગાવહાલા તમે છો આવુ અનાથ બાલકનું વચન સાભળી તે બ્રાહ્મણે પોતાના પુત્ર પ્રમાણે બાળકનુ રક્ષણ કર્યું. થોડા વર્ષ ગયા બાદ પોતાને ઈશ્વર ભજનથી સ્મરણ થયુ કે હવે મારા આયુષ્યનો છેવટ સમય નજીક આવ્યો, જેથી બાલકને કહે છે તારે મારા પુણ્ય માટે રામનામ ઉચ્ચાર કરવો, મારી રક્ષા માટે આગળ શિષ્ય હતો તે બહાર ગયો જેથી તારે મારી પાસે બેસી આખો દિવસ રામ શબ્દ બોલવો તે દિવસે સાયકાલે ગુરૂ મરણ પામ્યા થોડો વખત પછી બહાર ગામ ગયેલો શિષ્ય આવ્યો, ગુરૂને મરણ પામેલા જોઇ બેભાન થઈ રડવા લાગ્યો, પણ ગુરૂએ પ્રથમ શિષ્યને કહ્યુ હતું કે મારા મરણ સમયે કોઇ પાસે બેસી હરિ ( રામ ) નામ શબ્દ ઉચ્ચાર કરશે તો પાછો સજીવન થઇશ આવુ ગુરૂ વાક્યનું સ્મરણ થવાથી મોટા શબ્દથી રામનામ બોલતા ગુરુ

સત્વારમ. સજીવન થયા, શિષ્યને કહે કે તારી સાચી ગુરૂભક્તિ—ભાવથી હું પાછો સજીવન થયો પરતુ આ સંસારમા હવે પાછો વધારે જીવવા માટે ઇચ્છા રાખતો નથી, કેવળ સાચા-ભાવથી ઈશ્વરનું ભજન કરવાથી મનુષ્યને છેવટે શુ ફળ મળશે જેનુ પ્રત્યક્ષ દૃષ્ટાંત સાચું કરવા તને ઉપદેશ કર્યો આવુ છેવટે ગુરૂ વાકય શ્રવણ કરી પાછા મરણ પામ્યા જેનો અગ્નિ સસ્કાર શિષ્યે કર્યો બાદ શિષ્ય પોતાના ગુરૂની પર્ણકુટીમા રહી શ્રી રામનામ જપ કરવાથી મોક્ષ મેળવતો હતો

## સર્ગ ૭૯ મો

### રવિદાસચરિત

अथ वक्ष्ये महाश्चर्यं भक्तिमाहात्म्यनुत्तमम् ॥
रामानुजस्य शिष्यस्तु देवाचार्यस्तथापरः ॥

ઓગણએશીમા સર્ગમા રવિદાસચરિત કહે છે શ્રીરામાનુજ આર્યના ચાર શિષ્ય દેવાચાર્ય, હર્યાનંદ, રાઘવાનંદ તથા મહામહિમ નામે હતા, રાઘવાનંદના શિષ્ય રામાનંદ શાંત સ્વભાવવાળા દયાવાન, સયમ પાળનારા શ્રીકૃષ્ણસેવામા નિપુણ હતા કોઈને શાપ અથવા અનુગ્રહ (કૃપા) કરવામા શિષ્યવર્ગને ઉપદેશ કરતા, જેના ભક્ત કબીરજી, નરહરિ પીપારાજા રવિદાસ, ભવાનંદ તથા ધનાશ્રી વિગેરે મહાભક્ત થયા હવે રવિદાસ ચરિતે કહે છે

રવિદાસ રામાનંદજીના શિષ્ય હતા, બ્રહ્મચર્યવ્રત પાળી ગુરૂ-સેવા કરી ભિક્ષા માગી લાવી ગુરૂને અર્પણ કરે, રામાનંદજી ભિક્ષામા દેવને ભોગ (નૈવેદ્ય) ધરાવી થોડુ અન્ન પ્રસાદરૂપે રાખી બધુ બાકીનું શિષ્ય મડળને આપતા હતા એક વખતે દરરોજ પ્રમાણે રવિદાસ ભિક્ષા માગવા જતા વરસાદ પડવાથી માર્ગમા એક નાસ્તિકના ઘર આગળ રોકાઇ ગયા કે વરસાદ કમી થાય

તો ભિક્ષા લઇ ગુરૂ પાસે જઈશ, વરસાદ વધારે થવાથી નાસ્તિક કહે કે હું અન્ન આપીશ તે લઈ રસોઈ બનાવી ગુરૂને અર્પણ કરવુ, આજે વરસાદ બધ થશે નહીં માટે મારૂ વચન માનવુ, ત્યારે રવિદાસ કહે કે તમારૂં અન્ન લેવાય નહી, જેણે પ્રભુભક્તિ સેવાધર્મ ત્યાગ કર્યો હોય તેનું અન્ન ભગવાનની સેવામા ઉપયોગ થાય નહીં. પરતુ નાસ્તિકનો ઘણો આગ્રહ થવાથી અન્ન લઇ જઈ રસોઇ તૈયાર કરી ગુરૂ પાસે ભોગ ધરાવવા પ્રાર્થના કરતા ગુરૂજીને નૈવેદ્ય ધરાવતા દેવનું ધ્યાન કરતા હતા દરરોજ પ્રમાણે હૃદયમા ધ્યાન નહીં થવાથી રામાનદજી ગુરૂ પુછે કે આજે ભિક્ષા માટે કોણે અન્ન આપ્યુ, આજે દેવે ભોગ ( નૈવેદ્ય ) સ્વીકાર કર્યો નથી ગુરૂવાક્ય સાભળી રવિદાસ કહે કે આજે વરસાદ ઘણો થવાથી હું બીજી જગ્યાએ જઇ શકયો નહીં એક નાસ્તિકનો આગ્રહ થવાથી તેને ઘેરથી કાચુ અનાજ લાવી પાક તૈયાર કરી નૈવેદ્ય ધરાવવા તમારી પ્રાર્થના કરી

રામાનદજી પોતાના શિષ્ય રવિદાસનુ વચન સાભળતા ક્રોધથી કહેવા લાગ્યા કે હે શિષ્ય હવે તો તારો બીજો જન્મ ચમાર જાતિમા ઉત્પન્ન થશે, ગુરૂ શાપ સાભળી વિનયથી પ્રાર્થના કરે કે મારો જન્મ ચમાર જાતિમા થાય છતા ઇશ્વરમા ભક્તિભાવ કાયમ રહે એવો ઉપદેશ કહો, તેમજ આ નગરમા ચમાર જાતિમા જન્મ લઈ તમારો ઉપદેશ મત્ર મને મળ્યા શિવાય મારી માતાનુ સ્તનપાન ( દુધ ) ગ્રહણ કરીશ નહીં, મારા તમને સાષ્ટાગ પ્રણામ છે રવિદાસ ગુરૂ સ્થાન છોડી ચાલતો થયો

રવિદાસ ગુરૂનો આશ્રમ છોડી બહાર જવાથી રામાનંદજીને પશ્ચાત્તાપ થયો કે મે રવિદાસ શિષ્યને ક્રોધાવેશમા શાપ દીધો થોડો વખત ગયા પછી શિષ્ય ( રવિદાસ ) મરણ પામ્યો, યમપુરી લઇ જતા પુણ્યભાગ વિશેષ હોવાથી તથા પાપ થોડુ હોવાથી ચિત્રગુપ્ત પુછે છે કે પ્રથમ તારે પુણ્યથી સુખ ભોગવવુ છે કે

પાપકર્મનું કષ્ટ ભોગવવું છે. રવિદાસ કહે છે કે પ્રથમ પાતક (કષ્ટ) ભોગવવા ઇચ્છા કરું છું. યમદેવ બોલ્યા કે તારો જન્મ ચમાર જાતિમાં થશે, જ્યાં ગુરૂ પ્રસાદ (ઉપદેશ) મલવાથી સંસારસમુદ્ર સુખરૂપ તરશી. યમદેવનું કહેવું સાંભળી પ્રણામ કરી ચમારની સ્ત્રીના ગર્ભમાં નિવાસ કરતો હતો, નવ માસ પુરા થવાથી રવિદાસનો બીજો જન્મ ચમારને ઘેર થયો, બાલકને સ્નાન કરાવી માતા સ્તનપાન કરાવતી હતી, છતાં સ્તનપાન કર્યું નહીં. બાલકનું તેજસ્વી રાજકુમાર પ્રમાણે શરીર હતું, સગાંવહાલાં સંતાપ કરવા લાગ્યા કે માતાના દુધ પીધા શિવાય બાલક શી રીતે રહેશે, જેથી માતા રડવા લાગી. બે ચાર દિવસ થયા છતાં બાલકને કાંઇ દુઃખ થયું નહીં. ગામમાં બધી જગ્યાએ વાર્તા થઇ કે દુધ વિના બાલક જીવે છે.

રામાનંદજી ગુરૂને ખબર પડી કે ચમારને ઘેર બાલક રાજકુમાર જેવો તેજસ્વી ઉત્પન્ન થયો, જેથી બીજા શિષ્યને લઇ ચમારને ઘેર ગયા, જે જગ્યામાં બાલક ( રવિદાસ ) સુનો હતો ત્યાંથી બધાને બહાર કાઢી મુકી રામનામનો કાનમાં ઉપદેશ આપ્યો, તરત બાલક હસવા લાગ્યો. ગુરૂ કહે કે હવે તારી માતાનું સ્તનપાન કરવા હરકત નથી, તુ ભાગ્યશાલી થશે આટલું શુભ વચન કહી બહાર નીકળતા પ્રેમ અશ્રુધારા છોડતા હતા, ગુરૂ જવા પછી સગાંસંબંધી તથા માતા ઘરમાં આવતાં દિવ્ય તેજવાળુ શરીર જોઇ સ્તનપાન કરાવતાં માતા આનંદ પામતી હતી.

ચમાર બાલક ( રવિદાસ )ની આઠ વર્ષની ઉમ્મર થતાં નવા જોડા પગના બનાવતાં શિખવાથી તૈયાર કરી વેચવા જાઇ જે કાંઇ પૈસા મળે તેનો ઉપયોગ સાધુસંત સેવામાં સંપૂર્ણ કરે. થોડા પૈસા લાવી માતાને આપે. આવો દરરોજનો સેવાભાવ થતાં એક સાધુ વૈષ્ણવને કિંમત શિવાય પગના જોડા આપ્યા, જેથી બીજા ભાઇઓએ સંપ કરી બાલક ( રવિદાસ ) ને ઘરમાંથી કાઢી મુક્યો.

ગામમાંથી થોડી ભિક્ષા માંગી પોતાનું જીવન ચલાવતો હતો. રસ્તામાં એક શિલા ( શાલિગ્રામ ) મલવાથી ઘરના આંગણામાં તુલસીનું વૃક્ષ રોપી ઇશ્વર ભજન કરતા ચમારનો ધંધો છોડી દીધો.

એક વખત સાધુસંત ઘર આગળ આવવાથી બહારથી અનાજ લાવી સેવા કરતાં બાલક ( રવિદાસ ) નો શુદ્ધ પ્રેમ જોઈ સાધુએ એક સ્પર્શમણિ જતી વખતે આપી બાલકને કહે કે આ સ્પર્શમણિનું પૂજન કરવથી તને સારો લાભ મળશે ત્યારે બાલક કહે કે તમારો મણિ આ શાલિગ્રામ દેવ પાસે રાખવો, જ્યારે તમને જોઇએ ત્યારે પાછો લઇ જશો. સાધુસંત ગયા બાદ બાલક શાલિગ્રામ દેવનું પૂજન કરે પરતુ સ્પર્શમણિને સ્પર્શ કરે નહીં, કારણ કે મણિની સેવા પ્રભાવથી કદાચ મને ધન મલવાથી પ્રમાદ (ગર્વ) અહકાર થાય પછી રામનામ ( ભજન ) ભક્તિમા નિયમ ભગ થશે.

સિદ્ધ મહાત્મા એક વર્ષ પુરૂં થવા બાદ પાછા આવ્યા, ત્યા બાલક ( રવિદાસ )નો કોઇ પ્રકારનો દ્રવ્ય વૈભવનો ઉદય થયલો નહીં જોવાથી મનમા સંતાપ કરે છે કે સ્પર્શમણિનો સંબધ થવા છતાં ભાગ્યોદય થયો નહીં. આ બાલકના ઉદય માટે બીજો ઉપાય શોધી કાઇ ઉત્તમ સુખ આપવા ઇચ્છા કરૂં છુ સિદ્ધ મહાત્માને રવિદાસ કહે છે કે હે મહારાજ મને બીજુ કાઇ જોઇતું નથી, તમારો મણિ તમે પાછા લઇ જાઓ, શાલિગ્રામ પાસે રાખેલો મણિ સાધુ મહાત્માને બતાવ્યો ત્યારે સિદ્ધ બોલ્યા કે હજુ થોડો વખત તારી પાસે રાખવાથી સુખી થશે, જેને સંસારવાસના સુખ ભોગવવા કાંઇ ઇચ્છા નહીં હોય તેને સુખદુઃખ સમાન છે, આવી રીતે રવિદાસ ( ચમાર બાલક ) દરરોજ સાધુસત સેવા શાલિગ્રામ પૂજન વિગેરે નિયમ પાળી શાંતપણે દિવસ નિર્ગમન કરતો હતો.

# સર્ગ ૮૦ મો

## રવિદાસચરિત

**अथतत्रस्थितायेचे ब्राह्मणा क्षत्रिया विश ॥**
**शूद्राश्चापि चतेसर्वे गत्वाराजानमब्रुवन् ॥**

**રવિદાસ** ચમાર જાતિ હોવા છતા શાલગ્રામ દેવ તથા તુલસીપૂજન પોતાને ઘેર નિત્ય નિયમ ચાલુ રાખવાથી ગામના રહેવાસીઓ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યાદિ વર્ણના અગ્રેસરો રાજાને કહેતા હતા કે ચમાર બાલક શાલિગ્રામનુ પૂજન કરે છે તે અયોગ્ય (શાસ્ત્ર વિરૂદ્ધ) ગણાય છે જેથી રાજાએ બોલાવી તિરસ્કાર કરી કહ્યુ કે તુ ચમાર જાતિમા જન્મ લઈ પવિત્ર દેવ (શાલિગ્રામ) નુ પૂજન કરે છે તે તને અધિકાર નથી માટે કોઈ બ્રાહ્મણને આપી દેવા.

રવિદાસ (ચમાર બાલક) રાજાને વિનયથી કહે કે મે દેવનો હજી સ્પર્શ કર્યો નથી માટે બ્રાહ્મણ પોતાને હાથે લઈ જાય તો હુ ખુશી છુ. રાજાએ બ્રાહ્મણને આજ્ઞા કરી કે દેવને પચગવ્ય વિગેરે પવિત્ર વસ્તુ લઈ સ્નાન કરાવી સેવા પૂજન કરો. ચમાર બાલક (રવિદાસ) રાજાને પ્રણામ કરી ઘેર ગયો બીજે દિવસે બ્રાહ્મણ પાસેથી આપોઆપ મૂર્તિ રવિદાસને ઘેર પાછી આવવાથી રાજા પાસે બ્રાહ્મણ કહે છે કે શુદ્ધ સ્નાન કરાવી સારી રીતે પૂજન કરતા છતા મારી પાસે રાત્રે જોવામા આવી નથી એક ધૂર્ત (ઠગારો) રાજાને ખોટુ સમજાવતો હતો કે ચમાર બાલક (રવિદાસ) યંત્ર મત્ર જાણવાથી શાલિગ્રામ દેવ પાછા ગયા, રાજાએ બ્રાહ્મણને ફરી મોકલી શાલગ્રામ લાવવા હુકમ કરતા દેવ સિંહાસનમા વિરાજમાન હતા. રાજાને દેવ સ્વપ્ન થયુ કે રવિદાસ ચમાર જાતિમા હાલ ઉત્પન્ન થયા છતા જન્મજન્માતરમા મારો પરમ ભક્ત હોવાથી રવિદાસને ઘેર મારી મૂર્તિ કાયમ રહેશે

રાજા ગામના સાગ સભ્ય મનુષ્ય સાથે રવિદાસને ઘેર જઇ કહે છે કે તારે કાંઈ ભય રાખવો નહી, તારૂ અપમાન કોઈ કરશે નહીં રવિદાસ ભક્ત વૈષ્ણવ સાથે દરરોજ ઘરમા શાલિગ્રામ પૂજન કરતો હતો, રાજા થોડો સમય જતા ચિતોડગઢની રાજકુમારી સાથે વિવાહ કરે છે રાણીને પૂર્વનો દેવસેવાનો સસ્કાર હોનાથી દરરોજ રવિદાસ (ચમાર)ને અન્ન વસ્ત્ર વિગેરે સાધુ સત સેવા માટે સહાય કરતા બ્રાહ્મણોએ રાણી પાસે દાન વિગેરે લેવા બધોબસ્ત કર્યો, કે આપણે કોઈએ જવુ નહીં એક વખત ગામમા બ્રાહ્મણ ભોજન માટે રાણીએ નિમત્રણ કરાવતા બધા એકમતથી ભોજન માટે નિષેધ કરતા હતા કે તમે કાચુ અન્ન અમને આપશો તો બીજી જગ્યામા જઈ રસોઈ તૈયાર કરશુ, પણ તમારા સ્થાનમા જમના ઇચ્છા નથી, જેથી રાણીએ કાચુ અન્ન આપ્યુ, પક્તિમા રવિદાસને જોઈ એક બ્રાહ્મણ ભોજન કરતા ઉઠી જતા બીજા બ્રાહ્મણે ક્રોધાતુર થઈ રવિદાસને પકિત બહાર કાઢી મુક્યો પાછા ભોજન કરના બેસા હતા જ્યા ચમાર બાલક (રવિદાસ) પાછો બ્રાહ્મણ પક્તિમા જેવામા આવવાથી બ્રાહ્મણો વિચાર કરવા લાગ્યા કે રવિદાસ (ચમાર બાલક) ને ભગવાન સહાય છે, હવે આપણે કાંઈ બોલવુ નહીં શ્રી ભગવાન પતિતપાવન છે, સર્વ-વ્યાપક છે આટલુ કહી ભોજન દક્ષિણા લઈ બ્રાહ્મણો વિદાય થયા

## સર્ગ ૮૧ મો

**अथापर प्रवक्ष्यामि रविदासस्यचेष्टितम् ॥**
**अमानुष यदा जात प्रसिद्धं पृथिवीतले ॥**

**રવિદાસનું** બીજુ અલૌકિક વૃત્તાત કહે છે ચમાર જાતિમા જન્મ થયા છતા પોતાના પૂર્વ સસ્કારની (રામનામ) શુદ્ધ ભાવ પ્રમાણે એક પ્રત્યક્ષ દષ્ટાન્ત થયુ ગામમા રહેવા શ્રી પુરુષો ગગા સ્નાન કરવા જતા હતા, જ્યારે રવિદાસ વિચાર કરવા લાગ્યો

કે મારે પણ યાત્રા નિમિત્તે જવુ પરતુ વૃદ્ધાવસ્થા થવાથી હુ આવીશ નહીં છતા મારા તરફથી એ સોપારી આપુ છુ જેને ગગા નદીમા પધરાવતા પ્રાર્થના કરવી કે રવિદાસ વૃદ્ધ હોવાથી ગગાસ્નાન કરવા આવ્યો નથી માટે ક્ષમા કરજો બીજે દિવસે ગગાસ્નાન કરતા બ્રાહ્મણે રવિદાસની કહેલી પ્રાર્થના કરી એ ફ્લ અંદર અર્પણ કરવાથી રાત્રિમા બ્રાહ્મણને સ્વપ્ન થયુ કે ગગાદેવી પ્રસન્ન થઇ જે કાઇ આપશે તેટલુ રવિદાસને આપવુ જ્યા સોનાનું કકણ રવિદાસને આપવા (પ્રસાદરૂપે) યાત્રાળુ બ્રાહ્મણ લઇ ગયો જેને જોઇ બધા ખુશી થયા

રવિદાસ કકણ લઇ રાણીને આપે છે. કકણ પહેરી પોતાના મહેલમા ગઇ, જ્યા દિવ્ય તેજવાળુ શરીર થવાથી રાજા અંત પુર (જનાના) મા આવવાથી રાણી બીજુ કકણ મેળવવા રાજાને કહે કે મને બીજુ કકણ તમે ગમે ત્યાથી લાવી આપો રાજા કહે કે રવિદાસને દેવનો પ્રસાદ મળવાથી તને આપ્યુ હવે બીજુ કકણ મળવુ અશક્ય છે, પણ બીજી વસ્તુ (કકણ સિવાય) જે જોઇશે તે હુ લાવી આપીશ રાણીએ નિશ્ચય કર્યો કે બીજુ કકણ નહીં મળે ત્યા સુધી અન્નજલ ગ્રહણ કરીશ નહીં રાણીનો દુરાગ્રહ જોઇ રાજાએ પ્રધાનને કહ્યુ કે હવે મારે શુ કરવુ રવિદાસ પાસે જઇ રાજા તથા પ્રધાન વિનયથી કહે કે તમારી કૃપા થાય તો બીજુ કકણ રાણીને મલશે તો બધા સુખ મેળવશુ, નહીં તો રાણી પોતાનો પ્રાણ છોડશે

રવિદાસ વિચાર કરે કે ગગાદેવી મને શી રીતે પ્રસન્ન થાય? ગગાદેવીએ પ્રસાદરૂપે કકણ આપ્યુ હવે બીજુ મેળવવા યત્ન કરીશ, પરતુ કદાચ નહીં મળે તો રાણી પ્રાણત્યાગ કરશે, જેથી મારૂ જીવન સાધુસત સેવાધર્મ નાશ પામશે આટલુ કહી મનમા ભગવાન સ્મરણ કરી લાકડાના પાત્ર (થાળી)મા પવિત્ર ગગાજળ ભરી પૂર્વનું એક કકણ મુકવાથી ગગા દેવીનુ જલ થાળીમાથી

બહાર નીકળતાં અંદર બીજું કંકણ અકસ્માત મળવાથી રાજાને પ્રસાદરૂપે આપે છે. પ્રમાણ થઇ રવિદાસને યોગ્ય સત્કાર કરી રાજા રાણી ભક્તિભાવથી પ્રભુ સેવા કરતા હતા. રવિદાસ (ચમાર) જાતિમાં ઉત્પન્ન થવા છતાં ઇશ્વર ભજન સેવા કરતાં ઉત્તમ સ્થાન મેળવે છે. હવે કબીરજીનું શુદ્ધ ચરિત કહેવામાં આવશે.

## સર્ગ ૮૨ મો

### કબીરજી ચરિત

**कबीरभक्ति माहात्म्यं कथयामि यथाश्रुतम् ॥**
**यस्य स्मरणमात्रेण हरिभक्तिर्भवेत् नृणाम् ॥**

**કબીરજી** પૂર્વ જન્મમાં પોતે બ્રાહ્મણ હતા, તે વખતે વેદાંત શાસ્ત્ર, વેદ, વ્યાકરણ વિગેરે વિદ્યાભ્યાસ કરી જગતમાં સર્વ દૃશ્ય પદાર્થ મિથ્યા છે આવું નિશ્ચય કરી શ્રદ્ધા રહિત થઇ બ્રાહ્મણ છતાં ક્રિયા, કૌશલ્યરૂપે દરેક પ્રકારનું વસ્ત્ર (કાપડ) બનાવવા આરંભ કર્યો. થોડો વખત ગયા પછી જાતે સુતર બનાવી એક વણકરને ઘેર જઇ તેનો ધંધો રોજગાર શીખવા માંડ્યો, ત્યાં થોડા વખતમાં તાવ આવવાથી મરણ પામ્યા. અંત સમયે વણકરનો સંબંધ હોવાથી બીજો જન્મ વણકર જાતિમાં થયો. બાલ્યાવસ્થામાંથી સાધુ સંત વૈષ્ણવોનો સમાગમ થતાં માતાપિતા કપડું વણવા શિખવવા મહેનત કરે છતાં પૂર્વજન્મનો બ્રાહ્મણ જાતિનો ઉંચ સંસ્કાર હોવાથી અસાર સંસારસુખ ત્યાગ કરી બ્રહ્મઉપદેશ મેળવી કોઈ ગુરૂ બનાવી મંત્રદિક્ષા ગ્રહણ કરીશ. ગુરૂ વિના મંત્રઉચ્ચારનું ફલ મળતુ નથી. જેથી પવિત્ર કાશીપુરી જઇ કોઇ ગુરૂમંત્ર દિક્ષા લઇશ.

કબીરજી કાશી ક્ષેત્ર ગયા પછી સાધુ સંન્યાસી મહાત્મા પાસે જઇ વિનયથી બોલ્યા કે હું વણકરજાતિનો સેવક છુ, મારે રામાનંદજી ગુરૂ પાસે કાંઈ મંત્રદિક્ષા ગ્રહણ કરવા ઇચ્છા થઇ છે, ત્યારે

બીજા કહેતા હતા કે તારા જેવા વણકરના રામાનંદજી ગુરૂ થાય નહીં, આ વાર્તા હવે કોઈને કહેશે તો તારો તિરસ્કાર કરશે, તને એક માર્ગ બતાવીશ જેથી તારો ઉદ્ધાર થશે. જ્યારે ચાર ઘડી રાત્રિ બાકી રહે ત્યારે ગુરૂજી દરરોજ ગંગાસ્નાન કરવા પોતાના રહેવાના મઠમાંથી જાય તે અગાઉ દરવાજા આગળ સુઇ રહેવું. બહાર નીકળતાં પોતે પગ મુકશે, ત્યાં કોઇપણ શબ્દ બોલશે તે મંત્રરૂપ માની ઉચ્ચાર કરવો, હવે તને સાચો ઉપાય બતાવ્યો, બીજો કોઇપણ ગુરૂ થાય નહીં.

વૈષ્ણવ સાધુનું વચન સાંભળી વણકર (કબીરજી) હસતાં હસતાં પ્રણામ કરી કહેવા લાગ્યા કે તમે મારા પ્રથમ ગુરૂ થયા. તે દિવસે મહોત્સવ માની આનંદમાં રહી રાત્રિ થયા પછી મઠના દરવાજા આગળ સુઇ ગયા. રામનંદજી ગુરૂ દરરોજ નિયમ પ્રમાણે સ્નાનવિધિ સામાન લઇ ગંગાસ્નાન કરવા જતાં દરવાજે ઉઘાડતાં કબીરજીના શરીર ઉપર પગ મુકતાં (ગુરૂ) રામરામ શબ્દ ઉચ્ચાર કરતા હતા, કે આવી જગ્યામાં કોણ સુઇ ગયો જેની ખબર મને નહીં હોવાથી મારો પગ જેના શરીર ઉપર પડ્યો. કબીરજી ઊભા થઇ મનમાં આનંદ પામી પ્રણામ કરી ચાલતા થયા. ગુરૂ રામાનંદજી કહે કે અહિંઆં કોઇ ગાંડો વ્યગ્રચિત્તવાળો પાછળથી આવ્યો હશે. કબીરજી રામશબ્દ સાંભળવાથી દરરોજ સ્નાન કરી તુલસી માલા, તિલક, મુદ્રા ધારણ કરી રામનામ જપ કરે છે. જેવી રીતે બીજા વૈષ્ણવો કાશીપુરી રહે છે તેવી રીતે કબીરજી આનંદમાં રહ્યા. કેટલાક નિંદકો કબીરજીને પુછતા હતા કે તને મંત્રદિક્ષા કયા ગુરૂએ આપી, જેથી વૈષ્ણવ બ્રાહ્મણો પ્રમાણે આડંબર કરવા લાગ્યો, ત્યારે કબીરજી બોલ્યા કે મને રામાનંદજી ગુરૂ પાસેથી દીક્ષા મલવાથી ગુરૂ આજ્ઞા પાળી રામનામ ભજન કરૂં છું. હવે હું વૈશ્નવ થયો.

કબીરજીનો દ્વેષ કરનારા રામાનંદજી પાસે જઈ સાચું ખોટું

સમજાવતા હતા ત્યારે રામાનંદ ગુરૂએ પુછયુ કે મેં તને મંત્રદીક્ષા શી રીતે આપી કબીરજી બોલ્યા કે હું મઠના દરવાજામાં સુતો હતો, જ્યારે તમે ગંગાસ્નાન કરવા જતા મારા શરીર ઉપર તમારા ચરણ સ્પર્શ થવાથી રામ શબ્દ ઉચ્ચાર સાભળતા મંત્રરૂપે ગ્રહણ કર્યો દરરોજ રામમંત્ર જપ કરવા વિષ્ણુદીક્ષા ગ્રહણ કરી ગુરૂજી પ્રસન્ન થઈ કહે કે હવે તુ પરમભક્ત થશે જેઓ તારો દ્વેષ કરશે તેને પાછળ કષ્ટ ઉત્પન્ન થશે આ પ્રમાણે રામનામ ભજન કરવાથી કબીરજી મહાભક્ત થયા

પોતે વણકર હોવાથી કાંઈ નવીન વસ્ત્ર તૈયાર કરી પૈસા લાવી અન્ન લઈ માતાનો નિર્વાહ કરે એક વખતે ઠંડીના સમયમા સારૂં વસ્ત્ર બનાવી દુકાને વેચવા જતા રસ્તામા કોઈ વૃદ્ધ પુરૂષ હતો તેણે કહ્યુ કે મને આ વસ્ત્ર આપવાથી તારૂ કલ્યાણ થશે અર્ધુ વસ્ત્ર આપવા કબીરજીનો વિચાર થયો ત્યારે પાછુ કહે કે અને બધુ વસ્ત્ર આપવાથી શ્રીરામ પ્રસન્ન થશે, જેથી આખુ વસ્ત્ર આપ્યુ બજારમા જઈ ઉભા રહી વિચાર કરે કે દ્રવ્ય મેળવી અનાજ ઘેર મોકલવુ જોઈએ કારણ કે એક કબીરજીની આવકથી માતા, બહેન તથા સ્ત્રીનું પોષણ થતું હતું આવો વિચાર થતા શ્રીભગવાન કબીરનુ રૂપ લઈ અનાજ વિગેરે બધુ ઘેર આપી ગયા

કબીરજી બીજે દીવસે ઘેર આવ્યા તેને માતા કહે કે હે પુત્ર અમને ખાવા માટે પરમ દિવસે કોઈ દ્રવ્ય અન્ન વિગેરે આપવા આવ્યા કબીરજીએ નિશ્ચય કર્યો કે મારી માતાને સાક્ષાત્ શ્રીહરિ પોતે સાધુ સ્વરૂપ લઇ જોઇતુ આપી ગયા, કાઇપણ પોતાના સ્વાર્થ માટે નહીં રાખતા સતસાધુઓનો સત્કાર કરી આનંદ પામતા કહે છે કે મારી માતાનો જન્મ સાર્થક થયો જેણે ભગવાનનું દર્શન કર્યું કબીરજી તે દેવસથી પોતાનો વણકર (વસ્ત્ર બનાવવા)નો ધંધો છોડી દે છે ગામમા વાર્તા થઇ કે કોઇ સાધુ કબીરજીને ઘેર માતાને ઘણુ ધન આપી ગયા ત્યારે બ્રાહ્મણો ઘર આગળ

આવી કહે છે કે તને ઘણુ દ્રવ્ય મળવા છતાં અમને કાંઇ આપ્યુ નથી માટે કાંઇ દાનપુણ્ય કરશે। કબીરજી સાધુમત બ્રાહ્મણોનો સત્કાર કરી સંતોષ કરતા હતા જેને પ્રભુ પ્રસન્ન થાય તેને જગતમા અસાધ્ય વસ્તુ કાંઇ નથી

## સર્ગ ૮૩–૮૪ મો.

इत्थंकाश्या वसन् भक्त साधुसेवापरायण ॥
जानन्नसारंससार आत्मज्ञानपरोऽभवत् ॥

કબીરજી કાશીક્ષેત્રમા રહી સાધુમત મહાત્માની સેવાભક્તિ કરવા તત્પર થયા સંસાર સઘળો અસાર સમજી આત્મજ્ઞાન મેળવવા સર્વત્ર સમદૃષ્ટિપણે રહેતા હતા એક વખતે કેટલાક દ્વેષભાવથી કબીરજીના નામથી સાધુમતને ભોજન કરવા નિમંત્રણ કરતા હતા કે તમારે બધાએ આજે કબીરજીને મુકામે ભોજન કરવા પધારવુ તે વખતે કબીરજી હાજર નહીં હતા સવાર થતા ઘણા સાધુમત આવવા લાગ્યા, જેઓને જોઇ આશ્રમમા રહેલો શિષ્ય સતાપ કરે છે તેટલામા શ્રીભગવાન કબીરજીનુ રૂપ લઇ સાધુમત માટે ભોજન તૈયાર કરાવી શિષ્યને કહે છે જે કોઇ સત વિગેરે આવશે તેને તારે સારી રીતે ભોજન કરાવવુ અને મને (કબીરજીને) પુછે તો કાંઇ જવાબ આપવો નહીં તે દિવસે પણ સાધુમત ભોજન કરી પોતાને સ્થાન ગયા પછી શ્રીભગવાન અન્તર્ધાન થયા

કબીરજી રાત્રે આશ્રમમા આવી આગણામા સાધુઓનુ ભોજન કરેલી બધી રચના જોઈ શિષ્યને પુછે છે કે આજે આપણા આગણામા સતસાધુ ભોજન મહોત્સવ શુ કારણ માટે થયો જેથી શિષ્ય કહે કે તમારી સમક્ષ હજારો સાધુ ભોજન કરતા તમે હાજર હતા, છતા આવી ભ્રાતિ શી રીતે ઉત્પન્ન થઈ, હાલ થોડો વખત તમે બહાર જઈ પાછા આવ્યા તેટલામા ભ્રાતિ થઈ આવુ પુણ્યકર્મ થવાથી કબીરજી વિચાર કરે છે કે મારૂ કાર્ય શ્રીભગવત

કૃપાથી સંપૂર્ણ થયુ શિષ્યને સાચી ખબર નહીં થાય જેથી બીજી રીતે સમજણ આપી કે તારૂં માનવુ સાચુ છે પણ મહેનત વધારે કરવાથી મને ભ્રાંતિ થનાથી તને પુછયુ હવે મને ભૂખ લાગી માટે જલદી ભોજન મળવુ જોઇએ, ત્યારે સાધુસંત ભોજન કરાવતા બાકી રહેલી સામગ્રીમાથી કબીરજીને ભોજન કરાવ્યુ આવો સાચો ભક્તિભાવ થવાથી દ્વેષ કરનાર હતા તેઓ વિનયથી કહેતા હતા કે તમે શ્રીભગવાનના સાચા ભક્ત છો, અમારો અપરાધ ક્ષમા કરશો, તમારી ભક્તિ તપાસવા તમને કહ્યા શિવાય તમારા નામથી અસખ્ય સાધુસંતને ભોજન નિમત્રણ કર્યું ત્યારે કબીરજી કહે કે તમે બધા મારી સાથે દ્વષભાવે વર્તન કરતા છતા મને કાઇ શત્રુ ભાવ નથી પોતે રામ નામ રાતિ દિવસ જપ કરતા હતા

એક વખતે કોઇ વેસ્યા કબીરજી પાસે આવી વિનયથી કહેતી હતી કે તમારી સાથે રહેવા ભજન ગાયન નૃત્ય તથા સુખ વૈભવ ભોગવવા મારી ઇચ્છા થઇ આવી સ્વરૂપવાળી વેસ્યાને કબીરજી કહે કે તુ સાચુ કહે છે પણ મને સુખ ભોગવવા ઇચ્છા નથી હું પુરૂષ અથવા સ્ત્રી કાઇ નથી તારા કલ્યાણ માટે સાચો માર્ગ બતાવીશ મારા ઘરમા શ્રીકૃષ્ણ ભગવાન છે જે પોતે રાગી તથા ભોગી છે તે દેવ સન્મુખ નૃત્ય ગાયન કરી રાત્રિમા શ્રીભગવાન સાથે ઇચ્છા હોય તો સુખ ભોગવી ભાગ્યવાળી થશે વેસ્યા એક વનમા જતી હતી ત્યા એકદમ અતર્ધ્યાન (અલોપ) થઇ ત્યારે કબીરજી વિચાર કરે કે વનમા ગયેલી વેસ્યા પાછી આવી નથી માટે કોઇ દેવની અપ્સરા હોવી જોઇએ

કબીરજીએ કાશીક્ષેત્રમા શિષ્યદ્વારા જાહેર કરાવ્યુ કે આજે હુ પરલોકમાં જઇશ તે વખતે સારા વિદ્વાન પડિતો પોતાના શિષ્યમડલ સાથે રચના જોવા મણિકર્ણિકા સ્થાનમા એકઠા થયા કબીરજી પડિતોને પ્રણામ કરી કહે છે કે આજે બ્રહ્મસ્થાનમા જઇશ (હું મરણપામીશ) મારી ભક્તિ ઉદ્ધાર કરશે મારો મોક્ષ

મગધ દેશમાં થશે, જેનો નિશ્ચય થવા (તમને વિશ્વાસ માટે) એક વચન કહું છું. પ્રથમ હું મ્લેચ્છ છતાં સાચું કર્મ કરવાથી વૈષ્ણવ થયો, આ દેહનો સંસ્કાર કોણ કરશે, જેથી મારા શરીર (દેહ)નો લય (નાશ) કરી મિથ્યાભૂત વસ્તુ જગતમાં શું છે તે સમજાવવા શિષ્ય મંડલ સાથે ગંગા નદી કિનારે ગયા, જ્યાં પોતાનું પહેરેલું વસ્ત્ર માટે ભ્રમણ કરે, જ્યારે જમીન ઉપર સૂઇ જાઇશ ત્યારે આ વસ્ત્ર લઇ મારા શરીર ઉપર ઢાંકી દેવું, બે ઘડી પછી વસ્ત્ર પાછું લઇ જવું, આવો બોધ કરી કબીરજી સુપ્ત ગયા, થોડા વખત પછી સ્થૂલ શરીર જોવામાં આવ્યું નહીં. આવો પ્રત્યક્ષ ચમત્કાર જોઇ દુર્જનો મનમાં પશ્ચાત્તાપ કરતા હતા કે કબીરજી આપોઆપ સ્વધામ પધાર્યા. પવિત્ર કબીરજીનું ચરિત શ્રદ્ધાથી શ્રવણ કરશો તેને સાચો ભક્તિભાવ શ્રીભગવાનમાં ઉત્પન્ન થશે. શાસ્ત્રનું પ્રમાણ માનનારાઓ પ્રેમપૂર્વક ઈશ્વર ભજન પૂજનથી સંસાર સાગર તરવા સમર્થ થશે.

## સર્ગ ૮૫ મો

### પીપારાજ ચરિત

**પીપાભક્તસ્ય માહાત્મ્યં કથયામિ યથાશ્રુતમ્ ॥**
**મહાશ્ચર્યપ્રદં નૃણાં હરિભક્તિપ્રદાયકમ્ ॥**

હસ્તિનાપુર (દિલ્હી'ના ઉત્તર ભાગમાં નાગર શહેરમાં પીપા રાજા, વિષ્ણુ તથા દેવીનો (બને દેવનો) પરમ ભક્ત હતા. પોતાના રાજ્યમાં પુત્રપરિવાર સહિત સુખ ભોગવી સર્વ પ્રજાનું રક્ષણ કરતા હતા. ભગવતી દેવી ભક્તિભાવથી પ્રસન્ન થવાથી રાજાને કહે કે જે મનુષ્ય મારી નિષ્કામ ભક્તિ કરે છે તેને યોગિ પ્રમાણે શુદ્ધ જ્ઞાન મળે છે એવી મારી પ્રતિજ્ઞા છે. રાજા વિચાર કરે કે રાજ્ય વૈભવ સુખ સંસારમાં મિથ્યા હોવાથી દેવની આરાધના કરવી મુખ્ય ધર્મ છે. થોડા વખત ગયા બાદ દેવી પ્રસન્ન થઇ રાજાને આશિષ આપે છે.

હે રાજન્! પ્રાણીમાત્રને દેવનુ દર્શન થવુ દુર્લભ છે મારી આશિષથી તને એક વખત શ્રીકૃષ્ણનુ પ્રત્યક્ષ દર્શન થશે આવુ દેવીનું સ્વપ્ન થવાથી સવારમા સ્નાન કરી દેવીનુ તથા શ્રીકૃષ્ણનું પૂજન કરી રંગમંડપમા આવતા રામાનંદજી ગુરૂના શિષ્યવર્ગ આવતા સર્વેને વિનયથી કહે છે કે હે વૈષ્ણવો મારે રામાનંદજી ગુરૂ પાસે કાંઇ મંત્ર દીક્ષા ઉપદેશ માટે ઇચ્છા થવાથી મારો ઉદ્ધાર થશે, પીપા રાજા પ્રધાનને કહે કે મને ગઇ રાત્રિમા સ્વપ્ન થયુ હવે મારૂ આયુષ્ય પુરૂ (મરણ) થશે જેથી થોડી સેના તૈયાર કરી કાશી યાત્રા જવુ આવુ ભાળવી થોડા સમયમા રામાનંદજી ગુરૂ પાસે સેના સાથે જતા શિષ્યએ કહ્યુ કે ગુરૂ પાસે તમારે એકલા જવુ તમારૂં રાજ્ય ચિન્હ (છત્ર ચમ્મર સેના)નો ત્યાગ કરવો

પીપા રાજા ગુરૂ પાસે જઇ પ્રણામ કરતા શિષ્ય સાથે કુવા પાસે જઇ સ્નાન કરી ગુરૂ સન્મુખ બેઠા, ત્યારે ગુરૂ (રામાનંદજી) કહે કે હે રાજન્ શ્રીકૃષ્ણ ભક્તિ તથા સાધુ સતસેવા કરવી રાજા વિનયથી કહે કે એક વખત મારી નગરીમા પધારી પાવન કરો ગુરૂ રાજા સાથે આવ્યા પોતાના પુત્રોને રાજ્યગાદી સોંપી પ્રધાન મંડળને સાચો બોધ આપી નગરમા રહી વૈષ્ણવ સાધુ મત સાથે હરિભજનમા તત્પર થયા રામાનંદજી ગુરૂ શિષ્ય (પીપારાજા)ને મંત્રદીક્ષા આપી પાછા કાશીક્ષેત્ર ગયા પીપા રાજા એક વર્ષ નિત્ય નિયમ ચાલુ રાખતા ગુરૂને પત્ર લખી પાછા બોલાવી રાજધાનીમા પધરાવી પ્રણામ કરી પ્રાર્થના કરે છે કે હવે મારૂં રાજ્યસ્થાન મારા પુત્રો સારી રીતે ચલાવે છે, માટે નગર છોડી તમારી સાથે ગુરૂસ્થાનમા રહેવા પ્રાર્થના કરૂં છુ

રામાનંદજી ગુરૂ રાજા (પીપા)ને પોતાના આશ્રમમા રહેવા આજ્ઞા કરે છે, રાજાને એકંદર બાર રાણીઓ હતી જેઓને પોતાના નગરમા રહેવા હુકમ કર્યો છતા સીતા નામે રાણી રાજા સાથે રહેવા ગુરૂ પ્રાર્થના કરે છે કે રાજ્યવૈભવ સુખ ભોગ ત્યા ઇચ્છા નથી,

પરતુ મારા પતિ (રાજા) સાથે વાનપ્રસ્થ ધર્મ પાળી પતિસેવા તથા ગુરૂ સાધુ સંત સેવા કરવામાં મારી ઇચ્છા પૂર્ણ કરશો. ગુરૂ સાથે રાજારાણી તીર્થયાત્રા કરવા પ્રયાણ કરેછે. પ્રથમ દ્વારિકાપુરી. ગયા, ત્યાં સ્નાન દાન વ્રતનિયમ પાળી ગુરૂ સાથે આનંદમાં રહી થોડા સમયમાં કેટલાક સાધુ વૈષ્ણવોને લઇ રામાનંદજી ગુરૂ પાછા કાશીક્ષેત્રમાં નિવાસ કરતા હતા.

## સર્ગ ૮૯ મો

**अथत्यक्त्वा समायाता द्वारकांतेथवैष्णवाः ॥**
**पीपास्तत्रैव संतस्थौ सीतया सह सुव्रतः ॥**

**શ્રી**દ્વારિકાપુરીથી વૈષ્ણવ સાધુઓ સાથે રામાનંદજી ગુરૂ કાશીક્ષેત્રમાં ગયા, પીપારાજા પોતાની રાણી સીતા સાથે દ્વારિકામાં રહી પ્રભુસેવા વિગેરે નિયમ વ્રત પાળતા હતા. એક વખતે વહાણમાં બેસી સમુદ્રના મધ્ય ભાગમાં બેટ દ્વારિકા યાત્રા માટે ઇચ્છા થવાથી કુદકો મારતાં પીપા રાજાના રક્ષણ માટે શ્રી. પુરૂષોતમ ભગવાને નિજસ્વરૂપ પ્રકટ કર્યું દ્વારિકામાં દિવ્યધામ ગણાય તે પ્રમાણે દર્શન થતા તપ્તમુદ્રા ( છાપ ) શખચક્ર વિગેરે નિશાની કરાવવા ( પ્રતિજ્ઞા ) લેવાથી શ્રીભગવાન રાજાને કહે કે તારે આંખ બધ કરી વહાણમા બેસી જવુ પીપારાજા સમુદ્રમાં ડુબી જશે આવુ સમજી સીતારાણી રડતી હતી. પરતુ શ્રીપ્રભુ કૃપાથી સજીવન જોવાથી ચરણમા પડી પતિના જીવન માટે મોટો ઉત્સવ કરતી હતી. રાજા પોતાની રાણી સાથે રાજનગર તરફ જવા નીકળતા કોઇ મલેચ્છ (યવન) આવી રાણીનુ હરણ કરતાં શ્રીકૃષ્ણ ભગવાનનુ સ્મરણ કરવાથી પોતે ઘોડા ઉપર બેસી હાથમાં શસ્ત્ર લઈ મલેચ્છને કહે કે પરસ્ત્રીને લઈ જવાથી તારો પ્રાણ હરણ કરીશ, જેથી સીતાને છોડી તરત નાશી ગયો.

સીતા રાણીનુ રક્ષણ કરનારા ( શ્રીભગવાન )ને પ્રણામ કરી

પીપા રાજા કહે છે કે મલેચ્છ (ઘાતકી)ના હાથમા અઘોર જગલમા મારી સ્ત્રીનું રક્ષણ તમે કર્યું પછી રાજા (પીપા) રાણીને સમજાવે છે કે આવી જગ્યામા સ્ત્રીઓને રહેવામા વારવાર દુખ સહન કરવુ પડે છે માટે બીજી બધી રાણીઓ સાથે આપણી રાજધાનીમા સુખરૂપે રહેવા તને આજ્ઞા કરૂ છુ, ત્યારે સીતારાણી કહે કે જ્યા તમે રહેશો ત્યા તમારી સાથે રહેવા (સુખ દુખ ભોગવવા) મારો સ્ત્રીનો ધર્મ ગણાય માટે તમારા શિવાય વૈભવ સુખ ભોગવવા ઇચ્છા નથી, મારી રક્ષા અઘોર જગલમા શ્રીપ્રભુ સદૈવ કરશે, જેનો પ્રત્યક્ષ અનુભવ હાલ મળ્યો

સીતારાણી તથા રાજા બન્ને આગળ ચાલતા હતા, ત્યા એક વાઘ મોઢુ પહોળુ કરી રસ્તામા બેઠો હતો, જેને જોઇ રાણીને ભય ઉત્પન્ન થવાથી વાઘ પાસે રાજા ઉભો રહી કહે કે તું આવુ ઘાતકીપણુ દરરોજ (હિંસા) શા માટે કરે છે તુ સાચો વાઘ નથી, આવી દશા શી રીતે ભોગવે છે પ્રથમ રાજા થયો હતો, હાલ પશુઓની (જાતિ)મા તારો જન્મ થવાથી ઘાતકી (ક્રૂર) સ્વભાવ છોડી મારા જેવો શાત સ્વભાવવાળા થવુ જોઈએ, મરણ પામેના પશુનુ માસ ખાવુ પરતુ જીવતા પ્રાણી (પશુ)ની હિંસા કરવી નહીં તારા કઠમા તુલસી માલા બાધુ છુ, હવે તારે મારો ઉપદેશ પાળવો

પીપા રાજાનું કહેવુ સાભળી વાઘ શાત થઇ રાજાના ચરણમા પડી ત્રણ પ્રદક્ષિણા કરી આગળ ચાલતો હતો હજુ સુધી તેટલા જગલમા વાઘ તથા શિકારી પશુ કાઈ હિંસા નહીં કરતા કોઈ પશુ મરણ પામે તેનું માસ ભક્ષણ કરતા હતા પીપારાજા સીતા રાણી સાથે આગળ જતા મધ્યાન્હ (બપોર) સમયે એક પ્રાચીન મદિર જોવામા આવ્યુ ત્યા એક ભિક્ષુક (ચોવરી) જાતિનો ભકત રાજા તથા રાણીને જોઈ પ્રસન્ન થઇ પોતાને ઘેર લઇ જઇ સ્ત્રીને કહે કે આપણે બન્નેને ભોજન કરાવવુ છે પણ કાઇ

વસ્તુ લાવ્યો નથી, ત્યારે ચોધરી સ્ત્રી કહે કે ઘરમાં એક શેર પણ અનાજ, તેમજ મારી પાસે પૈસો નથી કે બજારમાં જઈ રસોઈ માટે સરસામાન લઇ આવું. મારૂં પહેરેલું વસ્ત્ર વેચી અનાજ સામાન લઇ આવો, હું જલદી ભોજન તૈયાર કરીશ. ચોધરી પોતાની સ્ત્રીનું વસ્ત્ર દુકાનમાં રાખી સરસામાન લઈ ઘેર આવતાં સીતા રાણીને કહે કે આજે રસોઇ તૈયાર કરી ભગવાનને ભોગ ધરાવી તમે બંને ( રાજારાણી ) ભોજન પ્રથમ કરશો પછી અમે બંને જમશું.

સીતારાણી ચોધરીની સ્ત્રીને સાથે ભોજન માટે બોલાવતાં ઘરમાં એક બાજુ ( ખુણા )માં બેઠેલી ( વસ્ત્ર શિવાય ) જોઇ પુછે કે તારા શરીર ઉપર શા માટે વસ્ત્ર નથી. ચોધરી સ્ત્રી કહે કે ભગવાનને ભોગ ધરાવવા ઘરમાં કોઈ વસ્તુ નહીં હોવાથી દુકાનમાં રાખી સરસામાન લાવી ભોજન તૈયાર કર્યું, જેથી સીતારાણીએ પોતાના પહેરેલા વસ્ત્રનો અરધો ભાગ ચોધરી સ્ત્રીને પહેરવા આપતાં વિચાર કર્યો કે આવી સ્ત્રીઓ ભાગ્યવની કહેવાય છે. જેણે અતિથિ સંત સાધુ સત્કાર માટે સાચો ઉપયોગ કર્યો, આવી ભક્તિ હું રાણી છતાં મારામાં નથી.

સીતારાણી રાજાને સઘળું વૃત્તાંત કહે છે, ત્યારે રાજા કહે કે આપણે એના ઉપકારનો બદલો શી રીતે વાળવો ? સીતા કહે કે ગમે ત્યાં જઈ પૈસા માંગી લાવી કાંઈપણ આપવું જોઇએ. બંને જણા ગામમાં ગયા, જ્યાં સીતારાણી એક વાણિયાની દુકાન આગળ જવાથી શાહુકાર પુછે કે હે બહેન તમે કોઇ રાજાની રાણી હશો, તમને જે કાંઇ જોઇશે તે હું આપીશ. ત્યારે થોડું અન્ન વસ્ત્ર વિગેરે લઇ ચોધરીની સ્ત્રીને આપતા હતા. એક વખતે પીપા રાજા સ્નાન કરવા નદી કિનારે ગયા, રસ્તામાં એક ત્રાંબાનો ઘડો સોનામહોર ભરેલો જોયો પણ લોભથી સ્પર્શ કર્યો નહીં, પાછું આવતાં રાણીને વૃત્તાંત કહ્યું કે પારકું ધન આપણે લઇ

મોજ વૈભવ કરવો નહીં, બીજે દિવસે ઘડો લઇ આવતા મહોરને બદલે અંદર સર્પ જોયો ચોધરીને ઘેર ઘડો લઇ ગયા. નીચેથી એક છિદ્ર અંદર પાડતા સોના મહોર જોવાથી ચોધરીને રાજા કહે કે આ ( ઘડો ) ભગવત પ્રસાદરૂપે તને આપુ, સાધુ સંત સેવામાં આ દ્રવ્ય ખર્ચવુ આટલું કહી રાજારાણી બને પ્રયાણ કરતા હતા

## સર્ગ ૮૭ મો

**अथ पीपा समागछन् मार्गे राजातिभक्तिमान् ॥**
**शूरसेन इतिख्यातो तस्थौ तन्नगरे मुदा ॥**

**પી**પારાજા પોતાની સીતા રાણી જોડે આગળ જતા એક નગર જોવામા આવ્યુ, જ્યા શૂરસેન નામે રાજા હતો, જેને ખબર પડવાથી પીપારાજાને રાજ્યસ્થાનમા બોલાવી વિનયથી કહે કે તમે ગુરુ છો શ્રીભગવાનના પરમભક્ત હોવાથી તમારો શિષ્ય ચઇશ અને કહેશો તે પ્રમાણે આજ્ઞા પાળી સેવા ધર્મ (સાધુ સતસેવા) માટે કોઇ ઉપદેશ આપશો, ત્યારે પીપારાજા કહે કે હું જે કાઇ આજ્ઞા કહીશ તેવી રીતે પાળવાથી મારો શિષ્ય થવા યોગ્ય થશે હાલ તારી પાસે જે કાઇ ધન ખજાનો હોય તે સઘળુ મને સોપી દેવુ તથા રાણી મને અર્પણ કરવાથી મારી દીકરી પ્રમાણે માનીશ આ પ્રમાણે રાજા શૂરસેન સર્વે વસ્તુ અર્પણ કરી રાજા ( પીપા ) પાસે રહેવાથી ગામમા નિંદા કરવા લાગ્યા કે પીપા રાજા શૂરસેન ( આપણા રાજા )નું સઘળુ રાજ્ય લઇ જશે

શૂરસેનને સંસારતારક મત્ર ઉપદેશ કર્યો, કે હવે પછી જે કાઇ હોય તે કૃષ્ણાર્પણ કરવુ સર્વ પ્રજાનું પાલન કરવુ સાધુસંત સેવા કરી પ્રભુ ભજનમા તત્પર થવુ તારી રાણી સાથે સાચા ભાવથી વર્તન કરવુ આવો સારો ઉપદેશ કરવાથી શૂરસેન સર્વ વસ્તુ દ્રવ્ય ભડાર પીપારાજાને સમર્પણ કરે છે જે દ્રવ્ય પોતાના

ઉપયોગ (સ્વાર્થ)મા નહીં કરતા સાધુસંત સેવા કરી પીપારાજા શૂરસેન સાથે નગરમા રહે છે એક વખતે ગામથી કોઇ વૈશ્ય ગામમા બળદ વેચાતો લેવા આવતો હતો, જેને નિંદકો મશ્કરી કરતા કહે છે કે તારે બળદ જોઇએ તો ગામમા પીપાભગત મોટા મહંત રહે છે તેની પાસે જે જોઇએ તે મળશે આવુ ધૂર્તનુ કહેવુ સાભળી બળદ ખરીદવા પીપા પાસે જતા ઉત્તર કર્યો કે જગતમા ઘાસ ચરવા ગયેલા બળદો સાયકાલે આવશે તને જેવો જોઇએ તેવો ખરીદ કરજે, મોટા બળદવાળા સુંદર બળદો જોઇ વૈશ્ય રાજી થઇ રોકડી કિંમત આપી લઇ ગયો જેટલુ દ્રવ્ય મળ્યુ તેમાથી ગામના ધૂર્તોને આપ્યુ બાકી રહેલુ ધન સતસાધુઓને આપવાથી ઠગારા (ધૂર્તો) જેઓ પીપાની નિંદા કરતા હતા તેઓ રાજાને પ્રણામ કરી ક્ષમા માગતા હતા

શૂરસેન રાજાએ પીપાને આપેલો ઘોડો બદલી લઇ જઇ કોઇ ધૂર્તપુરુષ પોતાનો ઘરડો ઘોડો મુકી ગયો પીપા બહાર ગામ જતા રાણીને કહે કે જે કોઇ સાધુ સત આવશે તેનો ભોજન વિગેરે સત્કાર કરવા હુ કાલે આવીશ પીપા બહાર ગયા પછી ઘણા સતસાધુઓ ભોજન કરવા આવતા (પીપા) રાણી સીતા એક વૈશ્યની દુકાનમાથી જોઇએ તેટલુ સરસમાન તૈયાર કરાવી રાણી કહે કે પૈસા બદલે હુ રાત્રિમા તારે ઘેર રહીશ આટલુ કહી મુકામે આવી સતસાધુઓને ભોજન કરાવી વિદાય કર્યા સાયકાલ થતા પીપા રાજા આવ્યા જેને સર્વ વૃત્તાંત કહી પતિ (પીપા) સાથે ભોજન કરતી હતી રાત્રિ થવાથી રાણી (સીતા)ને કહ્યુ કે તારૂ વચન પાળવા વૈશ્યને ઘેર તને હુ લઇ મુકીશ રસ્તામા વરસાદ આવવાથી પોતાના વસ્ત્રથી ઓઢાવી વૈશ્યના ઘર આગળ મુકી જતા વૈશ્ય પુછે છે કે વરસાદમા આગ ધેર શી રીતે આવી જેને રાણી કહે કે મારા પતિ તારા ઘર સુધી વસ્ત્ર ઓઢાવી મુકી ગયા

વૈશ્યને સીતાનુ રૂપ જોતા મનમા શુદ્ધ ભાવના ઉત્પન્ન થઇ

સીતા (રાણી)ને માતા સમાન જોઇ બીજો નબળો વ્યવહાર બંધ કરી મનમા પશ્ચાતાપ કરી સીતાને માતારૂપે પ્રણામ કરતા ગર્જાએ સાચો બોધ કરવાથી પરમ વૈષ્ણવરૂપ વૈશ્ય થયો જેને સાચો સમાગમ થાય તેને પરમગતિ મેળવવા પ્રભુ સહાય કરશે

## સર્ગ ૮૮ મો

श्रुत्वेदंसकल राजासीता वृत्त महाद्भुतम् ॥
शूरसेन श्रुकोपाथ पौरानाज्ञापयत्तदा ॥

**શૂરસેન** રાજા સતી સીતા (રાણી)નુ વૃત્તાન્ત સાભળતા નગરમા સર્વ પ્રજાને હુકમ કરેછે કે પીપા રાજા મારા ગુરૂ તથા સીતાને માતા સમાન માનુછુ, એ બન્નેનો તિરસ્કાર કરશે તેને મોટો દંડ કરીશ પીપા રાજા શરસેનને કહે કે તારી રાણીને હજુ સુધી કાંઇ સન્તાન (પ્રજા) નથી માટે મારી પાસે મોકલવી ગુરૂ વચન પ્રમાણે શૂરસેન પોતાની રાણીને કહે કે તને મારા ગુરૂ (પીપા) બોલાવે છે, બન્ને જણા ગુરૂ પાસે આવતા પીપા રૂપ બદલી ગુરૂ પોતે વાઘરૂપ થવાથી બીજા બધા નાસવા લાગ્યા રાજા શૂરસેન ભય પામતો હતો છતા રાણી નિર્ભય થઇ વાઘ પાસે ઉભી રહી તે વખતે વાઘનુ રૂપ અતર્ધાન (અદશ્ય) થઇ પીપા (રાજા) બાલકરૂપે રાણીના ખોળામા બેસતા કહે કે તારી રાણીને સતતિ (પુત્ર) નહીં હોવાથી શ્રીભગવત પ્રસાદ મનવાથી એક પુત્ર થશે જે બાલક તારા વશનો ઉદ્ધાર કરશે

શૂરસેન રાજા પુત્ર જન્મ થવાથી મોટો ઉત્સવ કરી સાધુ-સંત સેવા કરે છે, પીપા પોતાની સ્ત્રી સીતા સાથે પોતાના સ્થાનમા વિદાય થયા, ત્યા સંતસાધુ સેવા નિયમ ચાલુ રાખ્યો એક વખતે કપટ વેષ લઇ વૈષ્ણવ થઇ ધૂર્ત ઠગારો પીપા પાસે આવી સાયકાલે કહે છે કે હું પરમ વૈષ્ણવ છુ તારી સ્ત્રી ( રાણી ) સાથે ગૃહસ્થાશ્રમ ભોગવવા ઇચ્છા થવાથી એક રાત્રિ મારી સાથે

રહે, સવારે હું પાછો વિદાય કરીશ, આવુ ધૂર્ત (વૈષ્ણુવ વેષ)નું વચન સાંભળી પીપાએ પોતાની રાણીને હુકમ કર્યો કે જે કાંઇ સાધુ વૈષ્ણુવ કહે તેની રીતે એક રાત્રિ રહી કાલે સવારમા પાછુ આવવું.

સીતા રાણી પતિનુ વચન પાળવા ધૂર્ત વૈષ્ણુવ સાથે પાછળ જતી હતી, શ્રીભગવાનની કૃપાથી તે ધૂર્ત ઠગારો બુદ્ધિ ભ્રમ થવાથી, રહેવાનું ઘર ભૂલી ગયો, આખી રાત્રિ આમતેમ ફરતાં મનુષ્ય જોવાથી પોતાનુ નબળુ કામ કરી શક્યો નહીં. સવારમા પીપાના સ્થાનમાં આવ્યો ત્યારે સીતા રાણી કહે છે કે હવે રાત્રિ પુરી થવાથી મારે ઘેર જઇશ. સીતાનુ કહેવુ સાભળતા નીચુ મોઢું ધરી ધૂર્ત વૈષ્ણુવ ચાલી ગયો. જતી વખતે પીપારાજાએ ધૂર્તને પૂછ્યું કે ગઈ રાત્રિમાં મારી સ્ત્રીએ તારી જોડે વર્તન પાળી કોઈ પ્રકારનો નિયમનો ભગ કર્યો નહીં હશે? આવું સાંભળી સાષ્ટાંગ પ્રણામ કરી ધૂર્ત વૈષ્ણુવ શરમાઈ ચાલતો થયો. થોડા દિવસ ગયા બાદ બીજી વખતે કોઈ ધૂર્ત આવી પીપાને કહે કે મારે તારી સ્ત્રી સાથે શૃગાર ભોગ ભોગવવો, તે વખતે રાત્રિમા સીતાનું ક્રૂર (ભયકર) સ્વરૂપ જોઈ ધૂર્ત તથા બીજા બધા નાસવા લાગ્યા, જેને જોઈ પીપારાજા કહે કે તમે બધા વૈષ્ણુવ રૂપ લઈ આવ્યા પછી વાઘણ જોઈ શા માટે ભય રાખો છો? આ સ્ત્રી કોણ છે? હું તથા તમે કોણ છો? અમે સાધુ સતના દાસ છૈએ, તે વખતે ધૂર્ત ઠગારાઓ કહેવા લાગ્યા કે અમે તમારી પરીક્ષા કરી, તમારા સમાગમથી અમે પાવન થયા. આવી રીતે રાજા શ્રીકૃષ્ણના પરમ ભક્ત હોવાથી છેવટ સુધી પોતાની રાણી સાથે પવિત્ર રહી કલિયુગમા સાચા ભાવે ઉદ્ધાર કરવા સસાર સાગર તરવા પ્રત્યક્ષ દૃષ્ટાંત સિદ્ધ કરવા પીપારાજા તૈયાર થયા.

## સર્ગ ૮૯ મો

### ધનાગોવાલચરિત

अथापरं प्रवक्ष्यामि भक्ति माहात्म्यमुत्तमम् ॥
महाश्चर्यप्रदं नृणां सद्यो भक्ति प्रदायकम् ॥

**ચાલુ સર્ગમાં** ધના ગોવાલનું ચરિત કહે છે મથુરા પુરીમાં આભીર (ભરવાડ) જાતિમાં ધના ગોવાળીયો માતાપિતા સાથે રહેતો હતો, દરરોજ સવારમાં જંગલમાં ગાયો ચારવા જઈ સાંજે પાછો ઘેર આવે, એક વખતે કોઈ બ્રાહ્મણ પવિત્ર ભૂમિ (ગોઠાણ) જોઈ ધના ગોવાલની ગૌશાલામાં ગાયના છાણથી લીપી પવિત્ર સ્થાન કરી સંધ્યા જપ પૂજન કરતાં ધના ગોવાલ પૂછે છે કે હે મહારાજ તમે ભક્તિભાવથી કયા દેવનું પૂજન ધ્યાન કરો છો, મને તમારી કૃપા હોય તો પૂજન સેવા માર્ગ બતાવશો જેથી નિયમ પાળી પૂજન કરીશ.

ધના ગોવાલને શ્રદ્ધા થવાથી શાલિગ્રામનું પૂજન કરનાર બ્રાહ્મણે એક માપ (જોખ)નો પાષાણ લઈ પૂજન માટે ધના ગોવાલને આપવાથી દરરોજ સવારમાં પૂજન કરી વસ્ત્રમાં બાંધી ગાય ચારતાં પોતાના ગળામાં બાંધી સાથે લઈ, બપોરે ખાવા અગાઉ રોટલા શાક પોતાને ઘેરથી જે કાંઈ લાવે તેનો ભોગ (નૈવેદ્ય) ધરાવી પોતે ભોજન (ખાવા) માટે વિચાર કર્યો, ઉપર વસ્ત્ર ઢાંકી વાટ જુવે કે અંદર કાંઈ કમી થાય તો મને વિશ્વાસ થાય કે ભગવાને પ્રસાદ સ્વીકાર કર્યો, પરંતુ જેટલું-ધરાવ્યું હતું તેમાં કાંઈ કમી થયું નહીં, જેથી તે દિવસે કાંઈ ગોવાલે ખાધુ નહીં. બીજે દિવસે જંગલમાં ગાય દરરોજ પ્રમાણે લઈ ગયો, બપોરે નદીમાં સ્નાન કરી પવિત્રપણે રહી નૈવેદ્ય (ભોગ) ધરાવતાં શ્રી ભગવાનની પ્રાર્થના કરે છે કે આજે નૈવેદ્ય ભોગ

પવિત્ર સ્નાન કરી તમને ધરાવુ છુ, તમને મારા (છત્ર) સોગન છે, તમે ભોજન નહીં કરશો તો પ્રાણ છોડીશ, તે વખતે શ્રી ભગવાન ગોપ સ્વરૂપ લઈ ભોજન કરે છે બાકી રહેલી પ્રસાદ રૂપે ધના ગોવાલ ખાતો હતો

એક વખતે ધના ગોવાલને ઘેર પૂર્વનો બ્રાહ્મણ આવ્યો, તેને કહે કે હે મહારાજ તમે મને દેવ આપ્યા તે દેવ વનમા મારી સાથે ભોજન કરે છે, તમારો મોટો ઉપકાર છે તમને જે કાંઈ જોઈએ તે યથાશક્તિ આપીશ, ત્યારે બ્રાહ્મણ કહે કે મને કાંઈ જોઈતુ નથી પણ એક વસ્તુ મારે જોઈએ છે, તુ જગલમા જાય ત્યા ભગવાન તારી સાથે ભોજન કરે તે બાલગોપાલનું મારે દર્શન કરવુ, ત્યારે ધના ગોવાલ સાથે જઈ ગાય ચારતા બપોરે નદીમા સ્નાન કરી દેવને નૈવેદ્ય (ભોગ) ધરાવી ગોવાલ કહે કે હે દેવ આજે મારા ગુરૂને પ્રત્યક્ષ દર્શન કરાવવા લાવ્યો બાલગોવિંદ દેવ કહે કે તારે આવી ગુપ્ત વાર્તા કોઈને કરવી નહીં, તારા ગુરૂ મારૂ શાલિગ્રામ રૂપે દર્શન કરે પણ તે ગુરૂને સોગન (શપથ) આપવાથી તારા ભક્તિ ભાવે પૂજન સમયે મારૂ દર્શન કરશે, ભોજન સમયે પ્રત્યક્ષ દર્શન કોઈને થાય નહીં, ત્યારે ધના ગોવાલ શ્રી બાલગોપાલ દેવની પ્રાર્થના કરે કે ભોજન કરતા એક વખત ગુરૂને દર્શન કરાવવા મારી પ્રતિજ્ઞા સત્ય કરશો ધના ગોવાલની દૃઢ ભક્તિ થવાથી બાલસ્વરૂપનુ પ્રત્યક્ષ દર્શન (ભોજન કરતા) થવાથી બ્રાહ્મણ પ્રસન્ન થઈ કહે કે જે દેવ પાષાણરૂપે પૂજન મારે આપ્યા તે દેવ તને પ્રસન્ન થતા મોટો ભાગ્યશાલી થયો, તારે સાધુ સતની સેવા કરવી થોડો સમય ગયા બાદ ધના ગોવાલને પિતાએ ઘઉ લાવવા ખેતરમા મોકલ્યો તે વખતે સાધુ સત ઘણા આવ્યા તેઓને ઘઉને ભુજાવી (સેકી) સાથવો (લાડુ) કરી બધાને ભોજન કરાવી વિદાય કરી પાછો ઘેર આવી પિતાને કહે કે ખેતરમા ઉંદરો પડવાથી ઘઉ થયા નથી, તે વખતે

પિતાએ ક્રોધ કરી કહ્યુ કે તુ ખોટુ બોલે છે, બીજી વખતે ઘઉં લેવા જતા શ્રી ભગવાનની કૃપા થવાથી પ્રથમ કરતા દશ ગણો ઘઉંનો પાક થયેલો જોઈ પિતાને કહે કે હવે તમને જોઈએ તેટલા ઘઉં લાવીશ ધના ગોવાલનો પિતા પ્રસન્ન થયો આવી રીતે જેને ભગવાનની કૃપા હોય તેને કોઈ વસ્તુ અસાધ્ય નથી

## સર્ગ ૯૦ મો

### સેનાનાપિત ચરિત

**अथान्यत् सम्प्रवक्ष्यामि भक्ति माहात्म्यमुत्तमम् ।**
**परमाश्चर्यजनक हरिभक्ति प्रवर्धनम् ॥**

**શ્રી**કૃષ્ણ ભક્તિ કરવાથી મનુષ્ય ઉત્તમ સુખ ભોગવે છે બુન્દેલખડમા બાધવગઢ નામે શહેરમા રામ રાજા શ્રી ભગવાનની ભક્તિમા પ્રવીણ હતા પોતે એક પત્નીવ્રત નિયમ (એકજ રાણી) પાળી પ્રજાનુ તથા સાધુ સંતનું સારી રીતે પાલન કરે તે નગરમા સેના નામે નાપિત (હજામ) રાજાને દરરોજ સવારમા તેલ મર્દન કરવા જાય એક વખતે રાજદરબારમા રાજાને તેલ લગાવવા તથા હજામત કરવા જતા રસ્તામા સાધુ સત મળવાથી તેઓને ઘેર લઈ જઈ ભોજન સામગ્રી તૈયાર કરાવતા મધ્યાન્હ સમય થઈ જવાથી રાજસેવા ભૂલી ગયો

રાજા સવારમા ઉઠી પ્રાત કાળમા દેવનું સ્મરણ કરી સેના નાપિતની વાટ જુવે છે, જ્યા ભગવાને સેના નાપિત બન્ને એક બીજાને મોકલતા દરરોજ નિયમ પ્રમાણે સેના નાપિતનુ સઘળુ રાજાનું કાર્ય થયુ રાજાને કાંઈ સમજણ પડી નહીં કે સેના નાપિતના બદલામા કોઈ બીજો આવ્યો, રાજાનુ નિયમિત કાર્ય કરી બીજો જે કોઈ આવ્યો હતો તે ગામ બહાર જતા કોઈને દેખાયો નહીં (અંતર્ધાન થયો)

સેના નાપિત (મૂલ) સર્વ વૈષ્ણવોને ભોજન કરાવી વિદાય કરી

મનમાં વિચાર કરે કે હું રાજદ્વારમાં સવારે રામ રાજાની સેવા ચાકરી (હજામત તેલ મર્દન) કરવા ગયો નથી. જેથી તરત મહેલ આગળ જઈ એક રાજસેવકને કહે છે કે આજે રાજા કોપાયમાન થયા હશે. મેં મોટો અપરાધ કર્યો. ખબર પુછી જેવુ હોય તેવું સાચુ કહેવાથી મારા મનમાં સંતાપ દૂર થાય. હું વાટ જોઈ બેસી રહીશ. સેવક રામ રાજા પાસે જઈ સર્વ વૃતાત કહેવાથી રાજાએ કહ્યું કે સવારે નિયમ પ્રમાણે કામ કરી ગયો છતા તેને ભ્રાંતિ થવાથી મારી પાસે લઈ આવ.

સેના નાપિત રામ રાજાને પ્રણામ કરી કહે છે કે આજે સવારે તમારી સેવા કરવા આવતાં રસ્તામા ઘણા સાધુ સંત વૈષ્ણવો મલવાથી મારે ઘેર લઇ જઇ તેઓને ભોજન તૈયારી કરાવી સત્કાર કરી વિદાય કરતાં મધ્યાન્હ સમય થવાથી તમારી પાસે ક્ષમા માગવા આવ્યો, મારો અપરાધ ક્ષમા કરશો. રામ રાજા કહે કે તું દરરોજ નિયમ પ્રમાણે સવારે હાજર થઇ બધું કામ કરી ગયો જેના સાક્ષિ મારા મનુષ્યછે, માટે માફી માંગવાનુ કાંઇ કારણ નથી. ત્યારે સેના નાપિત કહે કે હું સવારમા આજે હાજર થયો નથી. રાજા વિચાર કરે કે સેના નાપિત શ્રી ભગવાનનો ભક્ત હોવાથી પોતાનુ કામ બીજો મનુષ્ય (શ્રી પ્રભુ) કૃપા પ્રેરણા થઇ કરી ગયો, હવે તારે મારી સેવા છોડી સાધુ વૈષ્ણવની સેવા કરવી. તારી જીવિકા સાધન માટે એક ગામ બક્ષીસ આપુ છુ. રામ-રાજાનુ કહેવુ સાભળી સેના નાપિત રાજાને પ્રણામ કરી ઘેર ગયો.

## સર્ગ ૯૧ મો

### સુખાનંદ ચરિત.

**रामानंदस्य शिष्यो यः सुखानद इतिश्रुतः ॥**
**महाभक्तोऽवसत्ग्रामे सर्वमानविशारदः ॥**

**રામાનંદ**ના શિષ્ય સુખાનંદ ભગવાનની દૃઢ ભક્તિ કરી ગાયનમાં કુશલ સસાર વૈભવમા નિસ્પૃહ (ઈચ્છા રહિત) સાધુ

સેવામાં હુશિયાર હતા. પવિત્ર તીર્થયાત્રા કરી શાંતપણે શ્રીકૃષ્ણ ભજન કરતા, હાથમાં વીણા લઇ શ્રીકૃષ્ણચરિત્રનું ગાયન કરે, ત્યારે આખી સભા સ્થિર થતી હતી, એટલું જ નહિં પણ પશુ પક્ષીઓ એકાગ્ર થઇ સુખાનંદના શરીરે સ્પર્શ કરે. એક વખતે શ્રી મથુરાપુરીમાં શ્રી રાધિકાજીના મંદિરમાં વૈષ્ણવો એકઠા થયા. સુખાનંદજી વીણા વગાડતા કૃષ્ણચરિત્રનું ભજન કરતા સર્વ વૈષ્ણવો ઊભા થઇ વિનયથી પૂછે છે કે હે મહારાજ, શ્રી કૃષ્ણ ભગવાન દ્વારિકાપુરીમાં નિવાસ કરતા હતા, ત્યારે શ્રી ગોકુલમાં વિરહ પામતી ગોપિકાઓ ગીત ગાતી હતી તે વર્ણન અમારે સાંભળવું છે. સુખાનંદજી શ્રી કૃષ્ણ રાધા સ્મરણ કરી પરસ્પર થયેલો વિરહ ભાવ સાંભળતાં ઘણા વૈષ્ણવો પ્રેમાશ્રુ ધારા છોડી મૂર્છિત થયા, કેટલાક સંસાર છોડી એકાંત રહેવા નિશ્ચય કરતા હતા.

વિરહ સમયનુ ગાયન સાંભળતાં વૃક્ષ (ઝાડ) વેલી વનસ્પતિઓ પવન વાય છતાં સ્થિર થયાં હોય એવો ભાસ જોવામાં આવ્યો (અર્થાત્ જડ વૃક્ષને પણ પ્રેમ ઉત્પન્ન થયો.) તેમજ શ્રીરાધિકાજીના મંદિરમા પ્રતિમા (મૂર્તિ) હતી તેનાં પ્રેમાશ્રુ નિકળતાં કોઇ વખતે રૂદન કરે, આવો દેખાવ થયો. આ પ્રમાણે બધાને ચકિત થયેલા જોઈ સુખાનંદજીએ પાછો બીજો ભાવ હર્ષરૂપે ગાયન કરતા જેવા હતા તેવા સાવધાન કર્યા. સર્વ વૈષ્ણવો પ્રણામ કરી ધન્યવાદ આપતા હતા કે હે સુખાનંદજી મહારાજ તમે મોટા ભાગ્યશાળી છો, શ્રી ભગવાનના ગુણાનુવાદ ગાયન કરનાર તમારા સમાન બીજા નથી શ્રી કૃષ્ણ ભજન કરતાં કૃષ્ણકુંજમા ફરતા હતા, સુખાનંદજી આવી રીતે યાત્રા કરી શ્રી મથુરાપુરી પાછા આવ્યા ત્યાં શ્રી યમુના નદી કિનારે બેસી ભગવતભજન કરતાં મુક્તિ મેળવતા હતા. આવુ પવિત્ર સુખાનંદ ચરિત શ્રવણ કરવાથી સુખ મેળવશે

# સર્ગ ૯૨ મો

## રામાનંદ શિષ્ય ચરિત

**रामानंदस्य शिष्यो यः सुरसुरानंद विश्रुतः ॥**
**महावैराग्यसंयुक्तः श्रीकृष्णध्यानतत्परः ॥**

**શ્રી** રામાનંદજીના શિષ્ય સુર સુરાનંદ નામે મહા વૈરાગ્યશાલી શ્રી કૃષ્ણ ભગવાનના પરમ ભક્ત હતા. તીર્થયાત્રા સર્વ ઠેકાણે કર્યા પછી એક વખતે શ્રી જગદીશ ગયા. શિષ્યમંડલ સાથે રહી શ્રી જગદીશને પ્રણામ કરી કાશીપુરી ગયા. શિષ્યવર્ગ ઘણા હોવાથી નગર બહાર રહ્યા. દુકાનમાં (અટકા) રાંધેલા ભાતના માટીનાં સફેદ વાસણ(પાત્ર) જોવામાં આવવાથી દુકાનદારને પૂછે કે સફેદ વાસણમાં શું છે? ત્યારે અટકા વેચનારા કહે છે કે શ્રી જગદીશપ્રસાદ (રાંધેલા ભાત) છે. તમને ઇચ્છા થાય ત્યારે આપીશ, જેને સુર સુરાનંદ ગુરૂ પ્રસાદરૂપે ગ્રહણ કરે છે, જેમાંથી એક શિષ્ય અટકા (ભાત) ખાવાથી તેને બધા શિષ્યમંડલ એકઠા થઇ કહેવા લાગ્યા કે રાંધેલો ભાત દુકાનમાં હોય તેનું ભોજન કરવાથી તને પંક્તિ બહાર કરવામાં આવશે, ત્યારે બીજો શિષ્ય કહે કે આપણા ગુરૂ સુર સુરાનંદે પ્રસાદ (ભાત) ગ્રહણ કર્યો જેથી આ શિષ્યે પણ પ્રસાદરૂપે (ભાત) ગ્રહણ કર્યો તેમાં પંક્તિ બહાર કરવો અયોગ્ય ગણાય.

સુર સુરાનંદજી કહે કે મેં જે કાંઈ ગ્રહણ કર્યો તેને ભગવત પ્રસાદ રૂપ માનું છું; પરંતુ આ શિષ્યની મંદ મતિ હોવાથી કેવલ પેટ ભરવા ઇચ્છા થઇ, પછી બીજો શિષ્ય કહે કે અમે અજ્ઞાન શિષ્યો શી રીતે પ્રત્યક્ષ સમજી શકીએ કે તમે પ્રસાદરૂપે તથા શિષ્યે ભોજનરૂપે (પેટ ભરવા) ગ્રહણ કર્યું, તે વખતે સુર-સુરાનંદ ગુરૂ બોલ્યા કે મારામાં તથા ભોજન કરનાર શિષ્યમાં શું ફેરફાર છે તે કહું છું. પ્રથમ ખાધેલું અન્ન તારે વમન (ઉલટી)

કરી કાઢી નાખવું, પછી હું વમન (ઉલટી) કરીશ. આ પ્રમાણે નિશ્ચય થવાથી ગુરુની ઉલટી (વમન)માંથી તુલસીપત્ર નીકળતાં ગુરુએ બધા શિષ્યવર્ગને બોધ આપ્યો કે મેં પ્રસાદરૂપે પ્રત્યક્ષ ગ્રહણ કરવાથી મને બાધ નથી, માટે આ શિષ્ય પોતે કાશી જઇ પ્રાયશ્ચિત કરી પાવન થશે ત્યારે સાથે ભોજન કરશું. આવું સુર સુગનંદ (શ્રીરામાનંદ શિષ્ય)નું પવિત્ર ચરિત જોઇ બધા શિષ્ય આનંદ પામ્યા. ભોજન કરનાર શિષ્યને પ્રાયશ્ચિત કરાવી બધા શિષ્યવર્ગ મંડલ એક પંક્તિમાં ભોજન કરતા હતા.

## સર્ગ ૯૩ મો

### સુરસુરિ ચરિત

रामानंदस्यापरोऽभूत् शिष्य सुरसुरिः शुभः ॥
तस्य भक्तेस्तु चरितं प्रवक्ष्यामि यथा श्रुतम् ॥

**શ્રી** રામાનંદજીના બીજા શિષ્ય સુરસુરિ નામે હતા, થોડા વખતમાં સંસાર વાસના દૂર કરી સ્ત્રી પુત્ર ધન મિત્રમંડલમાં વૈરાગ્ય રૂપે રહ્યા. શ્રી ભગવાનના ભજન કરવા અરણ્યમાં જઇ સ્ત્રી સાથે કંદમૂલ આહાર કરી સાધુસંત સેવા સત્કાર કરતા હતા.

એક વખતે સાયંકાલે કોઇ ધૂર્ત (ઠગારો) સાધુ વૈષ્ણવ બની જ્યાં સુરસુરિ રહેતા હતા ત્યાં આવ્યો, જેનો અતિથિ સત્કાર કર્યો, પરન્તુ તે ધૂર્તની ઇચ્છા થઇ કે રાતે બધા સુઇ જશે ત્યારે સ્ત્રીનું હરણ કરી ચાલતો થઇશ. આવું મનમાં દઢ નિશ્ચય કરી સુરસુરિ ગુરુને ફસાવવા (સ્ત્રીહરણ કરવા) ડાહી વાર્તા કરવાથી ગુરૂને વિશ્વાસ થયો કે આ સાધુ વૈષ્ણવ સારો હોવાથી રાત્રિમાં પોતાની પર્ણકુટી પાસે રાખવા બધી તૈયારી કરી, મધ્ય રાત્રિ થઇ ત્યારે તે ધૂર્ત ઉઠી સુરસુરિ (ગુરૂ)ને મારી નાંખી સ્ત્રીને લઈ જવા વિચાર કરતો હતો તેટલામાં એક ભયંકર વાઘ

આવ્યો જેણે કપટી ધૂર્ત સાધુને ઉપાડી વનમા લઇ જઇમારી નાખ્યો.

સુરસુરિ ગુરૂ જાગી ઉઠી ધૂર્ત ઠગારા (સાધુ)ને બોલાવે છે કે તુ ક્યા ગયો પણ જવાબ નહીં મળવાથી પાછા સુરસુરિ સુધ ગયા, સવારમા તપાસ કરવાથી થોડે દૂર વાઘે મારેલા ધૂર્ત સાધુનુ શબ જોઇ સતાપ કરવા લાગ્યા કે અરેરે મધ્ય રાત્રિમાં મારા સ્થાનમાથી શા માટે બહાર નીકળ્યો જેથી આવી દશા થઇ કર્મની ગતિ ઘણી ગહન હોય જેને દેવતાઓ સમજી શકે નહીં મનુષ્ય પોતાના કર્માનુસાર સુખદુખ ભોગવે છે, પછી સુરસુરિ (રામાનદ શિષ્ય) પોતાની સ્ત્રીને લઇ પાછા ગામમા આવી ઘર આગળ શ્રી કૃષ્ણપૂજન ભજન કરતા ઉત્તમગતિ (મોક્ષ) મેળવતા હતા

## સર્ગ ૯૮ મો

### નરહરિ ચરિત

**अथापरो बभूवेको नाम्ना नरहरि शुभ. ॥**
**परानदस्य शिष्योऽसौ तत्सर्चितं कथयाम्यहम् ॥**

**ચાલુ સર્ગમાં** નરહરિચરિત કહેવાય છે શ્રી ભગવાનની પરમ ભક્તિ થવાથી સમાર સુખ ત્યાગ કરી ગામ બહાર એક આશ્રમ બનાવી ઇશ્વર ભજન કરી સાયકાલ સુધી જે કોઇ સાધુ સંત મહાત્મા આશ્રમ પાસે આવતા હતા તેઓને ભોજન તૈયાર કરાવી સંતોષ કરી વિદાય કરે થોડો વખત ગયા પછી બીજા વૈષ્ણવો આશ્રમમા આવ્યા, જેઓની રસોઇ માટે સધુ સરસામાન તૈયાર કરવા પછી રસોઇ માટે સુકા કાષ્ટ (લાકડા) જગલમા શોધ કરતા નહીં મલવાથી ગામ બહાર જુનુ દેવીનુ મદિર હતુ ત્યાથી જોઇતા કાષ્ટ લાવી રસોઇ તૈયાર કરી વૈષ્ણવોને ભોજન કરાવી વિદાય કરી બાકી રહેલ અન્નમાથી પોતે કાઇ પણ (ઉપયોગ) ભોજન કર્યું નહિ બીજે દિવસે ભગવતી દેવીએ

નરહરિને સ્વપ્ન આપ્યુ કે હે ભક્ત નરહરિ હું તને પ્રસન્ન થઇ એક વચન કહીશ. અકસ્માત લાકડા રસોઇ માટે મળશે ફરી માગ મંદિરમાથી એક પણ કાષ્ટ લાવવુ નહિ

નરહરિને દેવી સ્વપ્ન થવાથી એકદમ જાગી ઊઠી આજુ-બાજુ તપાસ કરતા આશ્રમ આગળ સુકા લાકડાનો મોરો જથો જોતા નરહરિ ભક્ત દેવીને પ્રણામ કરે છે આવુ વૃત્તાંત થવાથી એક બીજો બ્રાહ્મણ મંદિરમાથી કાષ્ટ લઇ જતા સ્વપ્ન થયુ કે હે મૂર્ખ બ્રાહ્મણ તુ તારા સ્વાર્થને માટે મંદિરમાંથી લાકડા લઇ ગયો માટે મસ્તકમા શૂલ વેદના થવાથી તારા કુલનો (તારો) નાશ થશે નરહરિ મારો પરમ ભક્ત છે, છતા સ્વાર્થ માટે કાઇ ઉપયોગ કર્યો નહીં, કેવલ વૈષ્ણવોને માટે સર્વ સામગ્રી તૈયાર છતા કાષ્ટ નહીં મળવાથી પરોપકાર માટે લઇ ગયો રસોઇ (ભોજન) પાક બાકી રહ્યુ છતા તેમાથી કાંઇ પણ ગ્રહણ કર્યું નહીં નરહરિને બીજી વખતે લાવવા નિષેધ કર્યો, હવે તુ જગલમાથી સુકા કાષ્ટ લાવી નરહરિના આશ્રમમા એક ભારો મોકલશે જેથી તારી મસ્તક વેદના (શૂલ) દૂર થશે આ પ્રમાણે ભક્તિભાવે દુર્ગાદેવી નરહરિ ભક્તને પ્રસન્ન થવાથી છેવટ સુધી નિત્ય નિયમ કાયમ રાખી પ્રભુચરણમા ઉત્તમ સ્થાન મેળવતો હતો.

## સર્ગ ૯૫ મો

### કબીરશિષ્ય (પદ્મ)ચરિત

कबीरस्यच शिष्योऽभूत् नामना पद्म इतिस्मृत ॥
सतु नामेव सद्भक्तो रामनामपरायण ॥

**શ્રી**કબીરજીના શિષ્ય પદ્મનું ચરિત કહે છે કેવળ રામનામ જપ કરવાથી ઉત્તમ સિદ્ધિ પ્રાપ્ત થઇ, રામ અથવા હરિ આવા બે અક્ષર મંત્રનો ઉચ્ચાર કરતા અજામિલ (બ્રાહ્મણ)નો ઉદ્ધાર

થયો, પોતાના ગુરૂ કબીરજી પાસે રામમંત્ર (દીક્ષા) લઈ કાશીપુરીમા રહી સાધુ વૈષ્ણવ સેવા કરે છે. એક ધનવાન વણિક પોતે કોઢ રોગથી પીડા પામતો ગળામા પાષાણ બાધી ગગા કિનારે જલમા ડુબી આત્મહત્યા કરવા વિચાર કરતો હતો તે વખતે બ્રાહ્મણ (પદ્મ) કહે કે પ્રાણિ માત્રને સુખદુખ પોતાના કર્માનુસાર ભોગવવુ શાસ્ત્ર પ્રમાણ સિદ્ધ છે, માટે આત્મહત્યા કરવામા વિશેષ પાપ ઉત્પન્ન થશે, તારો શરીરનો કષ્ટરોગ દૂર કરીશ આવુ સાભળી પદ્મ બ્રાહ્મણને પ્રણામ કરી વિનયપણે વાણિયો પુછે છે

પદ્મ બ્રાહ્મણ કહે છે કે તુ ગગાનદી કીનારે મણિકર્ણિકા કુડમા સ્નાન વખતે રામનામ જપ કરતા ત્રણ વખત કુડમા ડુબકી મારતા નિરોગી થશે વૈશ્ય પોતે ડુબી નહીં જાય માટે પાસે એક રક્ષા પુરૂષ રાખી ત્રણ વખતે ડુબકી મારતા રામનામ જપ શરૂ કરતા હાથપગનો કોઢરોગ તદ્દન શાત થયો સ્નાન કરતા રામનામ ઉચ્ચાર કરવાથી શરીરનો સઘળો કોઢ રોગ નાશ થઇ (નિરોગી) તેજસ્વી થવાથી પદ્મ બ્રાહ્મણને સાષ્ટાગ પ્રણામ કરી ભગવતી ગગાનદી કિનારે બ્રાહ્મણોને દાન દક્ષિણા આપી સાધુ સતને વૈશ્ય (વણિક) ભોજન કરાવતો હતો આવુ પ્રત્યક્ષ જોવાથી ગગા કિનારે રહેલા વૈષ્ણવો પ્રસન્ન થયા, છેવટે પદ્મ નામે બ્રાહ્મણ રામનામ જપ કરવાથી સિદ્ધિ મેળવે છે

## સર્ગ ૯૬ મો

### તત્વા જીવા ચરિત

**दक्षिणस्यां उभौ जातौ तत्वाजीवेति नामतः ॥**
**भ्रातरौ साधु पूजाया निर्युक्तौ क्षत्रवराजौ ॥**

**શુદ્ધ** ક્ષત્રિય વશમા ઉત્પન્ન થયેલા તત્વા તથા જીવા બને ભાઇઓ શ્રીભગવાનના ભક્ત હતા શુદ્ધ ભાવથી સાધુસત સેવા

સત્માગ કરતા હતા, બનેનો વિદ્યાભ્યાસ (જ્ઞાન) સાધારણ હોવાથી મનમા સતાપ કરતા હતા કે આપણે કોઇ સારા વિદ્વાન પાસે જઈ સાચો ઉપદેશ લઇ ગુરૂ મત્ર દીક્ષા લઇ ઈશ્વર ભજન કરવુ, આગળ જતા રસ્તામા એક સાધુ મલ્યા, જેને પૂછે કે અમારે બને ભાઇઓને કોઇ ગુરૂ થઈ સારો બોધ આપે બને ભાઇઓનો સાચો આગ્રહ જોઈ સાધુ કહે છે કે તમાના ઘર આગળ સુકુ ઝાડ (વૃક્ષ) છે તેના મૂળ આગળ જે કોઈ સાધુસત આવશે તેના ચરણ (પગ) ધોવાથી મૂળમા જલ પડવાથી સુકા વૃક્ષને નવા અકુર (પાદડુ) ઉત્પન્ન થાય તેને ગુરૂ માનવા આની રીતે ઘણો વખત સેવા કરતા છતા (અકુર) નવા પાદડા ઉગ્યા નહીં, કબીરજી એક વખતે દેશદેશાતર ફરતા તત્વા-જીવાના ઘર તરફ સાયકાલે આવ્યા ત્યા સુકા વૃક્ષ (ઝાડ) ના મૂળ પાસે બીજા સાધુ સતના ચરણ ધોવા હતા તે જગ્યામા કબીરજીનાં ચરણ ધોવાથી સવારમા ઝાડને નવા પાદડા (અકુર) ઉત્પન્ન જોઈ બને ભાઇઓ ખુશી થયા.

કબીરજી બીજે દિવસે રજા લઈ બીજી જગ્યામા પ્રયાણ કરતા બને ભાઇઓ પ્રાર્થના કરે છે કે એક દિવસ અહિંઆ રહી અમારી ઇચ્છા પૂર્ણ કરશો તમને ગુરૂ માની મત્ર દીક્ષા ગ્રહણ કરવા ઇચ્છા થઇ છે કબીરજી બોલ્યા કે હું તમારા કરતા હીન જાતિમા ઉત્પન્ન થવાથી ગુરૂ થવા યોગ્ય નથી બને ભાઈઓ વિનયથી કહે કે ગમે તેવા તમે હશો અમે જ્ઞાતિ બહાર થઈએ તેનો ભય નથી બધુ સર્વસ્વ ત્યાગ કરી તમારી સેવામા તત્પર થશુ આટલુ કહી કબીરજીને રોકવાથી રામ નામ જપ ઉપદેશ કરી નીકળત કહ્યુ કે તમને જાતિમા વિરોધ થાય ત્યારે મને કાશી ક્ષેત્રમા આવી મળશો, તમારૂં કષ્ટ દૂર કરવા સાચો ઉપાય બતાવીશ આટલુ કહી કબીરજી કાશી પુરી ગયા

તત્વા તથા જીવા બને ભાઈઓ રામ નામનો અખડ જપ કરવા લાગ્યા, જાતિમા ખબર પડી કે કબીરજી પાસે ગુરૂ મત્ર

દીક્ષા લેવાથી જ્ઞાતિ વ્યવહાર આપણે બધ કરવો, જેથી તત્વા તથા જીવાને ચિંતા થઈ કે આપણા પુત્ર તથા દીકરીનો વિવાહ હવે શી રીતે થશે, જેથી કાશીપુરી જઈ કબીરજીને કહેતા હતા કે અમને સગા સબધીઓએ પક્તિ બહાર કર્યા, ત્યારે કબીરજી શાત વચન કહે છે કે તમને શ્રીરામ સહાય કરશે આવુ સાભળી પાછા પોતાને ગામે ગયા

શ્રીરામ કૃપાથી સગા સમધીઓએ તત્વા તથા જીવાને જ્ઞાતિ વ્યવહારમા જોડી દીધા કે તમને નિર્દોષ ઠરાવી પ્રથમ પ્રમાણે સઘળો વ્યવહાર ચાલુ રાખી એક પક્તિમા બેસી ભોજન કરશુ, જ્ઞાતિ વ્યવહાર ચાલુ થવાથી પોતાના દીકરા તથા પુત્રીનુ લગ્ન સ્વજ્ઞાતિમા સારા કુલવાન સાથે થવાથી પ્રસન્ન થયા છેવટે સસાર સુખ વૈભવ ત્યાગ કરી શ્રીરામ નામ પ્રભાવથી સ્વર્ગસ્થાન ભોગવતા હતા.

## સર્ગ ૯૭ મો

### માધવદાસ ચરિત

**अथ माधवदासस्य कथां वक्ष्ये मनोरमाम् ॥**
**यस्य स्मरणमात्रेण विष्णुभक्तिमवाप्नुयात् ॥**

ઉત્કલ દેશ ( જગદીશ પાસે )મા વિષ્ણુ ભક્તિ પરાયણ માધવદાસ નામે બ્રાહ્મણ હતા, પોતાનો આશ્રમ નિયમિત પાળી ધર્મ પ્રમાણે સત સાધુ સન્માન કરતા હતા, વૃદ્ધ અવસ્થા થવા છતા કાઈ કામ માટે બહારગામ ગયા, પોતાનું કામ કરી પાછા આવતા રસ્તામા એક વૃક્ષની છાયામા બેઠા, દૈવ યોગે શરીરમા વેદના (દુ ખ) થવાથી બેભાન થઈ જમીન ઉપર સુઈ જતા પાછા શુદ્ધિમા આવતા વિચાર કરે કે આવા નિર્જન જગલમા દુ ખ ભોગવતા શ્રીપ્રભુ શિવાય કોઈ પણ સ્ત્રી પુત્ર સગા વહાલા સહાય

કરનાર નથી, જે વસ્તુ થવાની હોય તે મિથ્યા થાય નહીં, મેં નિશ્ચય કર્યો કે જીવતા સુધી સગા વહાલા સબંધ હોના છતા બધુ સંસારમા અનિત્ય (નાશવત) છે, હવે મને કોઈ સહાય કરશે નહીં મનમા દૃઢ નિશ્ચય થવાથી ધીમે ધીમે ઘેર જઈ એકાતમા બેસી પરલોક (સ્વર્ગ) સાધન મેળવવા પ્રભુ સ્મરણ કરીશ આવો વૈરાગ્ય થવાથી પોતાની સ્ત્રી પુત્ર વિગેરે (સગા)ને કહે કે તમારા બધાના સુખ (યોગક્ષેમ) માટે આજ દિવસ સુધી ઘર સમાર ચલવી તમારૂ રક્ષણ કર્યુ, શુભ અશુભ કર્મ કરી સુખ દુ ખ ભોગવ્યુ, હવે પરલોક સાધન (સુખ) સ્વર્ગ મેળવવા પવિત્ર સ્થલમા જઈ શ્રી જગદીશનું સ્મરણ કરીશ, મારા મરણ પછી કાઈ ધર્મ (ઉપકાર) થશે નહીં તમે બધા સુખ રૂપ રહેશો, હું છેવટ સાધન મેળવવા જઈશ આટલું કહી માધવદાસ ચાલતા થયા ત્યારે સ્ત્રી પુત્ર સગા વહાલા પાછા લાવવા મહેનત કરતા છતા એકાંત સ્થલમા પ્રયાણ કરતા હતા

માધવદાસ ધીમેધીમે નીલાચલ પર્વત પાસે પવિત્ર ગુફામાં રહી આહાર (ભોજન) ત્યાગ કરી આખો દિવસ શ્રીજગદીશનું ભજન (ધ્યાન) કરતા હતા, ત્રણ દિવસ ગયા બાદ ચોથે દિવસે શ્રીજગદીશ દેવ પ્રસન્ન થવાથી સોનાના પાત્રમા (વાસણમા) પૂજકોએ લાડુ ધર્યા હતા તે મોદક (લાડુ)નું પાત્ર લઇ શ્રીભગવાન લક્ષ્મીજીને કહે છે કે, જે લાડુ ભોગ (નૈવેદ્ય)મા ધર્યા તે ભોજન પાત્ર મારો ભક્ત માધવદાસ નીલાચલ પર્વતની ગુફામા મારૂં ભજન અહર્નિશ (રાત્રિદિવસ) કરે છે, તેને પ્રસાદ આપવા જવુ જોઇએ, તે વખતે શ્રીલક્ષ્મીજી નૈવેદ્ય (લાડુ) લઈ માધવદાસ (નીલાચલ પર્વત) પાસે જઇ દિવ્ય સ્વરૂપે દર્શન કરાવતા માધવદાસને કહે કે આ પ્રસાદ મારા પતિ(શ્રીજગદીશ)એ તારા ભોજન માટે મોકલ્યો, જેને માધવદાસ પ્રેમથી ભોજન કરે છે

દેવપૂજકો સવારમા મંદિરમા ગયા, ત્યા સોનાનું પાત્ર તથા

લાડુ જોવામાં નહીં આવતાં વિચાર કરે કે મંદિરમાં આપણા શિવાય કોઇ બીજો દાખલ થયો નથી છતાં મોદક (લાડુ) જોવામાં આવ્યા નહીં, રાજા પાસે દેવપૂજકો જઇ સર્વ વૃત્તાંત કહે છે. રાજા સેવકોને કહે કે સોનાનું પાત્ર ગમે ત્યાંથી શોધી લઇ આવો, તે વખતે મોટા પર્વતો, આશ્રમ, તીર્થમાં શોધ કરતાં નીલાચલ પર્વતની ગુફામાં ગયા, જ્યાં માધવદાસ આંખ બંધ કરી શ્રીભગવાનનું ભજન કરતા હતા, સોનાનું પાત્ર લાડુ શિવાય જોઈ માધવદાસને બાંધી રસ્તામાં માર મારતાં રાજા પાસે લઇ ગયા, આટલું દુઃખ ભોગવતાં છતાં કાંઇ બોલ્યા નહીં, ઘણો માર પડવાથી માધવદાસના શરીરમા પીઠ ઉપર સોજો (સોક) થયો, એક રાજ સેવકને દયા થવાથી મારવા બંધ કર્યું.

સાયંકાલે સેવા કરતાં દેવની પીઠમાં સોજો થવાથી પૂજકોને મોટા ભય ઉત્પન્ન થયો કે જગદીશ દેવને આવું એકદમ શું થયું હશે. દેવપૂજકો આહાર (ભોજન) છોડી ભયભીત થયા, રાત્રિમાં શ્રીજગદીશ દેવપૂજકોને સ્વપ્નમાં કહે કે માધવદાસ નીલાચલ પર્વતની ગુફામા રાત્રિદિવસ મારૂ ધ્યાન ધરે છે. જેને પ્રસાદરૂપે મેં લાડુપાત્ર સાથે મોકલ્યા, હાલ રાજસેવકોએ ચોર સમજી માધવદાસને પીઠ ઉપર મારવાથી પાછળ દુઃખ સોજો (સોક) થયો તેવો સોક અને પાછળ થયો. આવું સ્વપ્ન થવાથી પૂજકો રાજા પાસે જઇ વૃત્તાંત કહેવાથી એકદમ માધવદાસને છોડી દઇ શુદ્ધ સ્નાન કરાવી શ્રીજગદીશ પ્રસાદ (ભોજન) લઈ સુખરૂપ નિવાસ કરે છે.

## સર્ગ ૯૮ મો.

**एकदा निशिपूजायां जगनाथस्यसंनिधौ ॥**
**गतो माधवदासस्तु दध्यौ स्थित्वाक्वचित् मठे ॥**

**મા**ધવદાસ શ્રીજગદીશ સન્મુખ રાત્રિમાં ધ્યાન કરતાં પૂજકોને ખબર નહીં થાય તેવી રીતે મંદિરમાં રહ્યા, પૂજકો મંદિરનો

દરવાજો બંધ કરી બહાર ગયા, શિયાળાના દિવસ હોવાથી દેવ સન્મુખ માધવને સુતેલો જોઈ શ્રીજગદીશ દેવે પોતાનું વસ્ત્ર ઓઢાડવાથી ઠંડીનો ભય દૂર થયો, સવારમાં દેવપૂજકો દરવાજો ઉઘાડતા માધવને પૂછે કે તારા શરીર ઉપર દેવ વસ્ત્ર શી રીતે આવ્યું, ત્યારે માધવદાસ કહે કે હું રાત્રિમાં દેવ સમીપ બેસી એકાંત ધ્યાન ધરતા તમે બારણા બંધ કરી ગયા, પાછળથી મે ઘણી તપાસ કરી હતી કે દરવાજો (મંદિર) બહાર જાઉં, પરંતુ કોઈ ઉપાય નહીં થવાથી અંદર સુઈ ગયા બાદ એક સાધુ વૈષ્ણવે કપાસ ભરેલું તૈયાર વસ્ત્ર ઓઢાડ્યું ઠંડી નહી લાગવાથી ઉંઘ આવી સુઇ ગયો, પછી તમે આવતા જાગતો કર્યો

માધવદાસનું વચન સાંભળી પૂજકો પ્રણામ કરી સન્માન વચન કહે કે તમને કોઈ વસ્તુ અસાધ્ય નથી બધા એકત્ર થઈ શ્રીજગદીશનું પૂજન કરતા હતા, માધવદાસ જગદીશથી બીજી જગ્યામાં જવા તૈયારી કરતા પેટમાં શૂલ રોગ થવાથી ઝાડાથી નબળાઈ થઇ, જમીન ઉપર સુઇ ગયા, આખો દિવસ વેદના થઈ સાયંકાલે શ્રી જગદીશનું સ્મરણ કર્યું કે હવે મારી મરવા તૈયારી થઇ, તે વખતે શ્રીજગદીશ (વૈષ્ણવ) રૂપ લઇ જળ લાવી શુદ્ધસ્નાન કરાવી માધવદાસને દેવ સમીપ મંદિર પાસે લઇ જતા પ્રણામ કરી સ્તુતિ કરે કે હે નાથ તમારી પૂર્ણ કૃપા મારા ઉપર થવાથી મારૂ જીવન સાર્થક થયુ, ત્યારે દેવ (સ્વપ્નમાં) કહે કે હું તથા તું આપણે બને એક જ છીએ, જેથી પોતાની દેહશુદ્ધિ પોતે કરે તેમાં હરક્ત નથી. આવુ સાંભળી માધવદાસ કહે કે આવુ હોય તો મને દુઃખ થવાથી મારે માટે કામ કરવુ પડયુ શ્રીભગવાન (જગદીશ) કહે કે હે માધવ હાલ તને કષ્ટ થયુ તે પૂર્વજન્મ કર્માનુસાર ભોગવવું પડયુ હવે તને કાંઇ કષ્ટ થશે નહીં

શ્રીજગદીશનું શુભ વાક્ય સાંભળી માધવ નિરોગી થઈ નિયમ પાળી પ્રભુભક્તિ કરે છે ભિક્ષા માગી દેવને નૈવેદ્ય ધરાવી

પ્રસાદ (ભોજન) કરતા હતા એક વખતે ગામમા ભિક્ષા માટે જતા એક અભાગિણી (કર્કશા) સ્ત્રી જોવામા આવી જેણે જન્મથી કોઇને કાઈ આપ્યુ નથી, માધવને ભિક્ષા માગતા જોઇ ઘરમા છાણ (ગોમય) લઇ માધવના શરીર ઉપર ફેંકી ગાળ દેતી વખતે માધવદાસે નિશ્ચય કર્યો કે આ સ્ત્રીને કોઇ સારા ઉપદેશથી એનો ઉદ્ધાર કરવો પછી સમુદ્ર કીનારે જઇ પાછા મદિર પાસે આવી ઘી લઇ દીવા બનાવી દેવને પ્રણામ કરી કહે છે કે હે દેવ (જગદીશ) તમે અજ્ઞાનીને જ્ઞાન આપો છો, આ દુર્ભાગ્યવાળી (હઠીલી) સ્ત્રીને સારો બોધ થાય તેવો ઉપાય કરો કર્કશા સ્ત્રીના પુણ્ય માટે ઘીના દીવા દેવમદિર આગળ મૂકવાથી બીજે દીવસે તે સ્ત્રીને પશ્ચાત્તાપ થયો, અરેરે મારૂ ધન કોણ ભોગવશે ? જન્મ ધારણ કરી આજ સુધી ગરીબ, સાધુ સત અથવા અનાથને તેમજ પતિતોને કાઇ આપ્યુ નથી, મેં જાતે વૈભવ ભોગવ્યો નથી, તેમજ દાન એક માધવ નામે સાધુ આવ્યા જેને ગાળ દઇ શરીર ઉપર છાણ ફેંકયુ મારા જેવી દુર્ભાગિની સ્ત્રી કોઇ નથી મારા જીવતર (જન્મ)ને ધિક્કાર છે, હું દ્રવ્યવાળી છતા કોઇ ધર્મ કર્યો નથી, આવી રીતે શોક ચિંતા કરતા એક રાત્રિ પુરી થઇ

બીજે દિવસે વિચાર કરે કે જે સાધુ (માધવ)ને મેં ગાળ દીધી હતી, તે (માધવ) હવે મને કયા મળશે, એક વખત પાછા પધારશે તો પ્રસન્ન કરીશ આવો વિચાર કરી ઘર આગણામા ઉભી હતી તે વખતે માધવ પાછા સ્ત્રી ચરિત્ર જોવા આવ્યા, જેના ચરણમા સાષ્ટાગ દડવત પ્રણામ કરી અપરાધની ક્ષમા માગતી હતી, હે મહારાજ, ગઇ કાલે તમે મારે ઘેર આવ્યા તે કારણ શિવાય તમને મેં ઘણી ગાળ દીધી, મને ક્ષમા કરી ઘેરપધારો, કર્કશા સ્ત્રીની સારી શુદ્ધિ થવાથી ગઇ રાત્રિમા દીપ દાન દેવમદિરમા કર્યું હતું રસોઇની સર્વે સામગ્રી તૈયાર થએલી જોઇ માધવદાસ કહે કે હવે આવો નિયમ દરરોજ પાળવાથી તારો ઉદ્ધાર થશે માધવદાસના ઉપદેશથી કર્કશા સ્ત્રીનો છેવટે મોટો મહિમા ગણાયો

# સર્ગ ૯૯ મો

अपर भक्तिमाहात्म्य वक्ष्यामि परमाद्भुतम् ॥
श्रीमन्माधवदासस्य शृण्वतां प्रीतिवर्धनम् ॥

**મા**ધવદાસ એક વખત યાત્રા નિમિત્તે કાશિક્ષેત્ર ગયા, ત્યા પંચક્રોશી યાત્રા કરવા ઘણો સમય રહ્યા, ત્યા એક બ્હાર ગામથી આવેલો પડિત બધાને શાસ્ત્રાર્થ કરવા આગ્રહ કરે છે કે હું દેશ-દેશાન્તરના પડિતોને જીની હાલ કાશીમા આવ્યો મારી જોડે શાસ્ત્રાર્થ નહિ કરશો તો જીતપત્ર લખી આપવો આવુ ગર્વ વચન સાભળી બધા પડિતો એકઠા થઈ કહેવા લાગ્યા કે અમારે વાદવિવાદ કરવો નથી, પરતુ બિંદુ માધવ સમીપ માધવદાસ નામે બ્રાહ્મણ રહે છે તેની સાથે તમારે શાસ્ત્રાર્થ કરવો, જેને જીતશો એટલે અમે કાશીના સમગ્ર પડિતો જીતાઇ ગયા માનવુ, પછી માધવદાસ પાસે તે પડીત ગયો, જ્યા પોતાની બડાઈ મારતો હતો કે બધી જગ્યામા જીતપત્ર મેળવી છેવટે અહિંઆ આવ્યો, જ્યા પડિતોએ શાસ્ત્રાર્થ કરવા તમને બતાવ્યા, તમને જીતવાથી બધા પડિતોનો પરાજય થશે, માટે વાદ નહીં કરવો હોય તો મને માફીપત્ર લખી આપશો

માધવદાસ હસીને બોલ્યા કે હું તમને જયપત્ર લખી આપીશ ખોટો પત્ર લઇ બધા પડિતોને બતાવ્યો કે મે માધવદાસનો પરાજય કર્યો કાશીના પડિતો હસવા લાગ્યા કે આ પત્રમા માધવદાસના હસ્તાક્ષર નથી, છતા માધવદાસ પાસે કાશીના પડિતો જઇને કહેતા હતા કે તમે વિપરીત પત્ર શા માટે લખી આપ્યો, માટે સોગન (શપથ) પ્રતિજ્ઞા લઇ આજે શાસ્ત્રાર્થ કરવો, આપણા બન્ને પક્ષમા જે કોઇ હારી જાય તેને ગધેડા ઉપર બેસાડી કાશીક્ષેત્રમા ફેરવવો માધવદાસે પડિતને કબૂલ કરી કહ્યુ કે તારૂ કહેવુ સાચુ છે હુ સ્નાન કરી ગગા કિનારા ઉપર

શાસ્ત્રાર્થ માટે આવીશ માધવદાસ પોતાના ઇષ્ટદેવ જગદીશનુ હૃદયમા ધ્યાન કરી ગગાસ્નાન કરવા ગયા શ્રી ભગવાન માધવદાસના શિષ્યરૂપે બ્રાહ્મણુ રૂપ લઇ ગધેડા ઉપર બેસી હાજર થયાથી બીજા ઘણા પડિતો હાજર થયા, થોડા પડિતો મધ્યસ્થ (તટસ્થ) રહ્યા શાસ્ત્રાર્થ શરૂ થતા બહારથી આવેના પડિતનો પરાજય (શ્રી જગદીશ) બ્રાહ્મણુ શિષ્યે કરતા હાર પામેલા બહારના (ખોટા) પડિતને ગધેડા ઉપર બેસાડે છે, ત્યા માધવદાસ ગગાસ્નાન કરી આવ્યા તેણે ના પાડી કે આવુ અઘટિત અપમાન થાય નહીં માધવના શિષ્યરૂપે (શ્રી ભગવાન) બ્રાહ્મણુ આવ્યા હતા તે અતર્ધાન થયા

માધવદાસના શિષ્યે પરાજય કર્યો આવી વાર્તા કાશી ક્ષેત્રમા પ્રસિદ્ધ થવાથી બહારનો પડિત ચાલી ગયો માધવદાસની જગતમા મોટી કીર્તિ થઇ, જેને ભગવાનનો સહાય હોય તેને કાંઇ કષ્ટ થતુ નથી સાત વર્ષની વયવાળા બ્રાહ્મણુ બાળકે (શ્રી ભગવાને) પડિતનો પરાજય કર્યો માધવદાસ એક બાલક સાથે મથુરા ગયા. રસ્તામા ઝાડ નીચે વિશ્રાતિ માટે બેઠા ત્યા એક વૃદ્ધા સ્ત્રી અન્નજલ આપતી હતી તે માધવદાસને પૂછે કે તારી સાથે જે બાલક છે તેની માતા કોણુ છે, નાની વયમા અરણ્યમા માતા શિવાય શી રીતે રહે છે આવુ સાભળી બાલક પૂછે કે તુ શોક કેમ કરે છે ત્યારે સ્ત્રી કહે કે નાની વયમા જગલમા લાવ્યા તેની ચિંતા મને ઘણી થઇ માધવ કહે કે આ જગતમા કોઇને કોઇનો સંબધ નથી, બાલસ્વરૂપ (શ્રી જગદીશ)ને ભક્તિભાવથી ભોજન કરાવતી હતી, માધવદાસ પોતાના સદ્ગુરૂ (બાલક શ્રી જગદીશ) ને પ્રણામ કરી આગળ પ્રયાણુ કરતા હતા

# સર્ગ ૧૦૦ મો

अथ तस्मात् प्रजन् स्थानात् माधवो दिवसांतरे ॥
मध्यान्हे कुत्रचित् ग्रामे समायातो जलांतिके ॥

**મા**ધવદાસ મથુરાપુરી જતા રસ્તામા એક ગામમા સ્નાન કરી શ્રીજગદીશનુ સ્મરણ ભજન કરી જે કાઇ માથે ભાતુ (ખાવાનું) હતું તેને નૈવેદ્યરૂપે ધરાવી બેઠા હતા એક વૈષ્ણવ માધવને વિનયથી પ્રાર્થના કરે છે કે આજે મારે ઘેર આવી ભોજન કરી પ્રયાણ કરશો આટલું કહી ઘર તરફ જતો હતો જેને રસ્તામા રાજદૂત પકડી રાજભવન લઇ ગયા, માધવદાસે વૈશ્યને ઘેર જઇ મુકામ કર્યો ત્યાં વૈશ્યસ્ત્રીએ માધવદાસનું રહેવાનું સ્થાન રાખ્યુ, પરંતુ એક સાધુ વૈષ્ણવ પ્રથમ રહ્યો હતો તેને બીજી જગ્યામા રહેવા કહ્યું છતા તેણે હઠ કરી કે મારી જગ્યામા કોઇ બીજો વૈષ્ણવ સાધુ રહે નહીં આવુ સાભળી વૈશ્ય સ્ત્રીને સંતાપ થયો કે આવા (માધવદાસ) પવિત્ર સાધુને બીજી જગ્યામા લઇ જવા શી રીતે ફેરફાર થાય જેથી માધવદાસને વિનયથી વૈશ્ય સ્ત્રી કહે કે તમે અહિંયાં નિવાસ કરો ત્યારે માધવદાસ સ્ત્રીને કહે કે મારે માટે તમારે કાઇ પણ મહેનત કરવી નહીં કેવળ દૂધ આપશો તેનો ભોગ ધરાવીશ મને ભોજન કરવા ઇચ્છા નથી આવુ સાંભળી વૈશ્યસ્ત્રીએ દૂધ આપ્યુ જેને ઇષ્ટ (શ્રી જગદીશ) દેવનુ માનસિક ધ્યાન ધરી તેટલુ દૂધ પ્રસાદ રૂપે લઈ મથુરા તરફ પ્રયાણ કરતા વૈશ્ય સ્ત્રીને શુભાશિષ કહે કે તને એક પુત્ર થશે થોડો સમય પોતાને ઘેર રહેવા માધવદાસની પ્રાર્થના કરતા કહે કે હાલ મથુરાપુરી યાત્રા માટે જઈશ ત્યાથી પાછા આવતી વખતે પુત્રજન્મ સમય થતા અહિંયા આવીશ આટલુ કહી ચાલતા થયા

માધવદાસના સાચા ઉપદેશથી વૈશ્ય તથા તેની સ્ત્રી (દંપતી)

અને જણુ સાધુ સંત સેવા કરતા હતા. થોડા સમયમાં પુત્ર જન્મ થયો, મથુરામાં નિયમ વ્રત પાળી માધવદાસ રહ્યા. એક વૈષ્ણવ દરરોજ સાધુ સંતને ભુંજેલા ચણા આપતો હતો, તેણે માધવદાસને આપ્યા. ચણા લઈ શ્રી યમુના નદી કીનારે જઈ હાથ પગ ધોઈ નૈવેદ્ય (ભોગ) શ્રીભગવાનને ધરાવતાં પાત્રમાં થોડા ચણા શ્રીભગવાને આરોગી (ખાઈ) બાકી રાખતાં દેવ પૂજકો મંદિરમાં ચણા જોઈ આશ્ચર્ય પામ્યા કે કોઇ ધરી ગયો, આપણા શિવાય મંદીરમાં પ્રતિમા પાસે કોઈ જઈ શકે નહીં, પૂજકો ભય પામી સુઈ ગયા, રાત્રિમાં સ્વપ્ન થયું કે તમે (પૂજકો) ચિંતા શા માટે કરો છો, તમને વૃત્તાંત કહું છું.

માધવદાસ મારો પરમભક્ત, નીલાચલ પર્વતની ગુફામાં રહી મારૂં ધ્યાન કરતો હતો. હાલ મથુરા યાત્રા માટે આવતાં મંદિર પાસે રહી ભક્તિ ભાવથી મારૂં ભજન ધ્યાન કરે છે, તેણે નૈવેદ્ય (ભોગ)માં ચણા ધર્યા, મેં થોડા ખાઈ તમને જણવા માટે પાત્રમાં રાખ્યા જે હાલ તમારી નજરે જોવામાં કોઈ બીજો દોષ નથી. આવું સ્વપ્ન થવાથી દેવ પૂજકો માધવદાસ પાસે ગયા, ઘેર બોલાવી સારો સત્કાર મથુરામા સર્વ વૈષ્ણવો કરતા હતા, માધવદાસ આજુબાજુ ફરતાં એક વખત ભાડીરવટ (વૃક્ષ) પાસે બેઠા, ત્યા ખેમા નામે ભક્ત મળવાથી પરસ્પર ભેટવા લાગ્યા. દરરોજ સવારમાં રસોઈ કરાવી જે કોઈ સાધુ સત વૈષ્ણવ સાંજ સુધી આવે તેને પાકું ભોજન કરાવી પોતે રાત્રે ભોજન કરે. માધવદાસ ખેમા ભગતને કહે કે સાધુ સત ભોજન કરી વિદાય થાય પછી તત્તજ ભોજન કરવું, રાત્રે ભોજન કરવાથી અન્નમાં જીવજતુ ઉત્પન્ન થાય, તમારે પરીક્ષા કરવી હોય તો આજે તપાસ કરવી. આ પ્રમાણે રાત્રે વાસી અન્નમાં જીવજંતુ જોવામાં આવ્યા. માધવદાસના ઉપદેશ પ્રમાણે ખેમા ભગત સાધુ સંતને દિવસે ભોજન કરાવી પોતે પ્રસાદ (ભોજન) ગ્રહણ કરે, મથુરાં પ્રદેશ૧૪

પામે અથવા કોઇને ત્યાં પુત્રજન્મ ઉત્સવ હોય, પુત્ર, મિત્ર, શત્રુ વિગેરેમાં સમદષ્ટિરૂપે વર્તતાં કોઈ વખતે રસવાળું, ખાટું; ખારૂં (સ્વાદશિવાય) ઠંડું અથવા ગરમ સમય વિના ખાવા મળે છતાં જેને કાંઈ રાગદ્વેષ હતા નહીં, કોઈ સાથે સ્નેહ વૈરભાવ રાખતા નહીં.

નિત્યાનંદ એક વખતે બહાર ગામ ગયા, જ્યાં સુકા ઘાસના મોટા ઢગલામાં અકસ્માત પવનનું જોર થઈ આગ લાગવાથી શાંત કરવા ઘણા મનુષ્ય ભેગા થયા, છતાં નિત્યાનંદ પાછા ફર્યા નહીં. ઘાસના જે ભાગમાં પોતે બેઠા હતા તેટલો ભાગ કાયમ રહ્યો. જડભરત યોગી પ્રમાણે પ્રારબ્ધ કર્મવશથી સંસાર સુખ ત્યાગ કરી મોક્ષ મેળવતા હતા.

## સર્ગ ૧૦૩ મો

### શ્રી કૃષ્ણચૈતન્ય ચરિત

अथापरो वंगदेशे यो वै भक्तिमतां वरः ॥
कृष्णचैतन्य नाम्नाभूत् गौडदेशे द्विजोत्तमः ॥

**વંગદેશમાં** કૃષ્ણચૈતન્ય નામે ગૌડ બ્રાહ્મણ હતા. સમસ્ત ગૌડદેશી પ્રજામાં શ્રી કૃષ્ણ ભક્તિમાર્ગ પ્રચાર કર્યો. ગૃહસ્થાશ્રમ ધર્મ પાળી શાસ્ત્રનો અભ્યાસ કરી શ્રી કૃષ્ણ સેવા લીલાનો ઢ.કોંડ તાંડવરૂપ ધારણ કરે. શ્રી કૃષ્ણ ભગવાન અષ્ટ પટરાણી તથા બીજી રાજકુમારિકાઓને પરણ્યા હતા. તે પ્રમાણે કૃષ્ણ ચૈતન્ય ઘણી સ્ત્રીઓને વશ કરી તેઓ સાથે કૃષ્ણલીલા પ્રમાણે અનુકરણ કરે. શ્રી યમુના નદી કિનારે ગોપિકાઓનાં વસ્ત્રહરણરૂપે શ્રી કૃષ્ણ ભગવાને કદંબ વૃક્ષ પાસે લીલા કરી હતી. તેવી રીતે નદી કિનારે જઇ વાંસળી વગાડી કુંજલીલા બનાવી વસ્ત્રહરણ કરતાં કહે કે હું કૃષ્ણ છું.

એક વખત કૃષ્ણ ચૈતન્યનું કપટવેષ બહાર પાડવા એક દુર્જન મનુષ્ય વિચાર કરતો હતો કે આપણા ગામમાં કૃષ્ણરૂપ બની રાજવૈભવ પ્રમાણે મોજસુખ ભોગવે છે, કોઇ ઉદ્યોગ કરતો નથી તેમજ બહારગામ જઇ કાંઇ મહેનત કરી દ્રવ્ય મેળવતો નથી, છતાં ગામમાં આવો ઠાઠમાઠ (ધૂર્તપણું) રાજાને જાહેર કરવાથી દડ કરશી પછી બધું પોકળ બહાર પડશે. કપટી બ્રાહ્મણ રાજાને સર્વ વૃત્તાંત કહે છે કે આપણા ગામમાં એક ઢોંગી બ્રાહ્મણ (કૃષ્ણ ચૈતન્ય) કૃષ્ણલીલાનો આડબર કરી દરરોજ ઘણી સ્ત્રીઓ સાથે અઘટિત કામ કરે છે. તમારી સર્વ પ્રજા એના મોહપાશમાં પડવાથી તમારો હુકમ માનશે નહીં. માટે તે ધૂર્ત કૃષ્ણ ચૈતન્ય માટે જેવું પગલું ભરવું હોય તેવું કરવું.

રાજાએ ધૂર્ત વચન સાંભળી ઉત્તર કહ્યો કે મેં ઘણો વખત થયાં સાંભળ્યું હતું કે કૃષ્ણ ચતન્ય મારા ગામમાં રહી વૈષ્ણવ ધર્મ ઉપદેશમાં દુરાચાર કરે છે તે કાંઈ ખબર નથી માટે આજે તપાસ કરવા તારી સાથે છુપી રીતે રાત્રે જઇ કાંઇ ઢોંગ હશે તે માલમ પડવાથી યોગ્ય શિક્ષા કરીશ.

રાજા ધૂર્ત બ્રાહ્મણ સાથે રાત્રે તપાસ કરવા નીકળતાં અરધે રસ્તે ગયા પછી બ્રાહ્મણ ઘર આગળ પાછો આવ્યો. રાજા બીજું વાહન નહીં લેતાં એક માણસની ખાંધ ઉપર બેસી મધ્યરાત્રિમાં બધી લીલા જોવા જાય છે શખચક્ર ગદા પદ્મ તથા ચતુર્ભુજ ધારણ કરનારા કૃષ્ણ ચૈનન્યને ધૂર્ત બતાવે છે, હે મહારાજ આ ઢોંગી કૃષ્ણરૂપ બની બધાને ફસાવે છે. પ્રથમ બે હાથ હતા, જેણે ચતુર્ભુજનો વેષ લીધો, જેની સાઠ વર્ષની ઊંમર થઇ, આવું ખોટું સમજાવતાં ધૂર્ત બ્રાહ્મણ રાજા સન્મુખ બ્રહ્માંડ (કપોલ) ફોડી દઇ મરણ પામ્યો.

શ્રી કૃષ્ણ ચૈતન્ય (બ્રાહ્મણ) પાસે રાજા સંદેહ દૂર કરી ભક્તિ ભાવથી પ્રણામ કરે છે. પોતાના રાજદૂતો બોલાવી, જે ધૂર્ત બ્રાહ્મણ ખોટું બોલી મરણ પામ્યો હતો તેનો અગ્નિસસ્કાર

કરાવ્યો. રાજાએ સભામાં ગઈ રાત્રિમાં જે થયું હતું તે સર્વ વૃત્તાંત કહ્યું, છેવટ શ્રી કૃષ્ણ ચૈતન્ય વિષયમાં રાજા તથા પ્રજાનો ભક્તિભાવ પ્રથમ કરતાં વિશેષ થયો, કારણ કે પરમ વૈષ્ણવ ભાવથી કૃષ્ણ ચૈતન્યએ બધાને સાચો ઉપદેશ કર્યો, રાજા વિનયથી પ્રણામ કરી કહે છે કે હું તમારો શિષ્યરૂપ થઇ તમારી સેવા ભક્તિ કરીશ, મને સંસારસાગર તરવા સાચો માર્ગ બનાવો રાજ્યભાર, પ્રજાનો ધર્મકાર્ય સાધુ સત સેવા કરવા અર્પણ કરીશ, પ્રધાનમંડલની સંમતિ લઇ બધું અર્પણ કરતાં શ્રી કૃષ્ણ ચૈતન્ય બોલ્યા કે મને કાંઈ પણ જોઇતું નથી વ્યવહારિક રીતે ગુરૂશિષ્યભાવ હોવાથી મંત્ર ઉપદેશ કરીશ, હવે ધર્મરૂપે પ્રજા પાલન કરવું, મનમાં શ્રી કૃષ્ણ ભગવાનનું ધ્યાન ધરવું જીવ માત્રમા દયા રાખવી, નિરંતર દાનધર્મ કરવો, મને જે કાંઈ અર્પણ કરવા કહ્યું તે બધુ તને પાછુ આપીશ આટલુ કહી વિશ્રાંતિ લેવા બેસે છે.

ગુરૂની આજ્ઞા લઇ રાજા પ્રધાન તથા પ્રજા સાથે વિચાર કરી જે કાઇ દ્રવ્ય ગુરુ માટે આપવા કબૂલ રાખ્યુ હતું તેટલું ધન પાછુ વૈભવમાં ઉપયોગ નહીં કરતાં સાધુ સંત વૈષ્ણવોને દાન કરે છે, શ્રી કૃષ્ણ ચૈતન્ય પોતે ચિદાનંદ આનંદ રૂપે, પરમ ભક્ત થવા વગરેશમાં ભક્તિ પ્રચાર સારી રીતે કરતા હતા હાલ પોતાના શિષ્યમંડલ સાથે વિષ્ણુદીક્ષા લઇ ગૌડદેશમા ભક્તિપ્રવૃત્ત થઇ સાચો ધર્મ પાળે છે

## સર્ગ ૧૦૪ મો

### સુરદાસ ચરિત

अथ वक्ष्ये कथां रम्यां सूरदासस्य विश्रुताम् ॥
परमाश्चर्यजननीं हरिभक्ति प्रदायिनीम् ॥

સૂરદાસનું શુભ ચરિત કહે છે. શ્રીકૃષ્ણ ભગવાનના પરમ મિત્ર શૂરસેન ( યાદવ ) હતા દ્વારિકામા નિવાસ કરતા

શ્રીવૃંદાવનમા નન્ગાય પાસે જઈ શ્રીકૃષ્ણને કહે છે કે તમે મથુરા ક્યારે જશો, મને ભાડીગ્નટ, શ્રીયમુનાજી, ગિરિરાજ (ગોવર્ધન પર્વત) જોવાની ઇચ્છા થઈ શ્રીકૃષ્ણ ભગવાન દ્વારિકાપુરીથી યાદવોને લઈ વૈકુંઠસ્થાન જોવા ગયા શૂરસેન ( યાદવ ) બીજી વખતે પ્રાર્થના કરે કે નાથ હું વૃંદાવન જોવા પછી તમારી સાથે મથુરા આવીશ જેથી શ્રીકૃષ્ણ હસતા હસતા કહે કે હે શૂરસેન હુ મથુરા જઈશ નહીં મારા પરિવાર સાથે દ્વારિકાપુરી રહીશ કૃષ્ણકુંજમા મોની લીના થાય છે હે શૂરસેનમિત્ર વૈકુંઠ કરતા દ્વારિકાપુરી મને ઘણી પ્રિય છે, જેવી રીતે શકર ભગવાન વારાણશી (કાશી) ક્ષેત્ર છોડી બીજી જગ્યામા જાય નહીં તે પ્રમાણે મને દ્વારિકાપુરી છોડી બીજા સ્થાનમા રહેવા ઇચ્છા થતી નથી, છતા મથુરા મને ઘણું પ્રિય છે હું બાલ્યાવસ્થામા વ્રજભૂમિ ( મથુરાપ્રદેશ )મા હતો તેનું સ્મરણ હજુ સ્થિર (કાયમ) છે, બાલપણે મૃતિકા (માટીડી) ખાધી પૂતના નાશ શકટ(ગાડુ) ઉધુ વળ્યુ યમલાર્જુન ( કુબેર પુત્રો )વૃક્ષનો ઉદ્ધાર બકાસુર તથા અઘાસુર વધ, કાલીયદમન બ્રહ્મદેવે માયારૂપે હરણ કરેલા વાછરડા, પ્રલંબાસુર તથા ધેનુકાસુરનાશ શ્રીગોવર્ધન મહોત્સવ, ગિરિરાજનું સાત દિવસ ધારણ કરવુ રાસક્રીડા વર્ણન કેશી દૈત્ય વધ ચાણૂર વિગેરે મલ્લનો નાશ વરુણદેવના પાશમાથી નદરાયને છોડાવવા આ પ્રમાણે મારી કૃષ્ણ લીલાનુ વર્ણન કરનારો પરમ ભક્ત થશે

યશોદા માતા મારો જન્મ મહોત્સવ હજુ શ્રીગોકુલમા આનદરૂપ કરે છે, મને બાલ સ્વરૂપ માની પ્રેમલક્તિ લક્ષણા ભક્તિભાવે પૂજન કરશે તેને ઘણો પ્રિય થઈશ મથુરામા નિવાસ કરી જે મનુષ્ય મારા નામનો ઉચ્ચાર કરશે તે મોટા ભક્ત થશે હવે જવાની ઇચ્છા હોય તો એક વચન કહું છુ તુ કલિયુગના અતસધિ સમયે મથુરા નગરીમા ઉત્પન થઈ મારી લીના વર્ણન

ગાયન રૂપે નવીન પદ્ય બનાવી વર્ણન કરવાથી શ્રવણ કરનાર પવિત્ર થઈ કલિયુગમાં મોટો ભગત થશે, જેનો ઉદ્ધાર છેવટે હું કરીશ, પરતુ હે શૂરસેન તું બીજા જન્મમાં બાલકરૂપથી આંધળો થશે. તારી માતા લાલનપાલન કરશે, બીજું કોઈ સહાય કરશે નહીં, શૂરસેન (યાદવ)ને શ્રીકૃષ્ણે સૂરદાસનું જન્મવૃત્તાંત કહ્યું. થોડાં વર્ષ ગયા પછી મથુરાપુરી પાસે એક ગામમાં શૂરસેન ( યાદવ ) નો એક બ્રાહ્મણને ઘેર જન્મ થતાં આંધળો જોઈ સંતાપ કરે છે, બીજાં સગાં વહાલાં ઉદાસ થયા, સૂરદાસને આઠ વર્ષે થતાં પિતાએ યજ્ઞોપવિત ( જનોઇ ) સસ્કાર કર્યો, ગામમાં સૂરદાસ નામ પ્રસિદ્ધ થયું.

સૂરદાસ મથુરાપુરી યાત્રા કરવા માતા પિતા સાથે જાય છે, થોડો વખત રહી પાછા પોતાને ગામ જવા વિચાર કરતાં સૂરદાસ માતાપિતાને કહે કે આપણે બધી યાત્રા કરી છતાં મારે થોડો વખત અહિંઆ રહેવા વિચાર છે, તમે પાછા ઘેર જાવો, મારાથી તમારી સેવા તથા ઘરનું કામ થઈ શકે નહીં, જેથી તમારો સદૈવ અપરાધી છુ, શ્રીકૃષ્ણ ભગવાનની પવિત્ર જન્મભૂમિ (મથુરા) છોડી હું આવીશ નહીં, શ્રી ભગવાન મારું રક્ષણ કરશે. આવું કરૂણ વચન સાભળી સૂરદાસના માતા પિતા રડતાં હતાં કે તું આંધળો હોવાથી તને એકલો રાખી અમે ઘેર જશુ નહીં. એક દયાળુ વૃદ્ધ પુરૂષ ત્યાં આવી સૂરદાસના માબાપને કહે છે કે બાલક (સૂરદાસ) ની ચિંતા કરશો નહીં, તમે સુખરૂપ ઘેર જાવો, તમારા અંધ બાલક ( સૂરદાસ )ને મારે ઘેર લઇ જઈ લાલન પાલન કરીશ. સૂરદાસ શ્રીકૃષ્ણ ચરિત્ર વર્ણન વૈષ્ણવો સાથે પ્રેમ ભક્તિથી ગાયન કરે, શ્રીકૃષ્ણ જન્મનું બાલલીલાથી જે જે ચરિત્ર જગતમાં પ્રસિદ્ધ થયાં તે વિષયમાં બીજાં નવીન નવીન પદ રચી શ્રીકૃષ્ણકુંજમાં રહી આનંદરૂપે ગાયન કરે, આગળ જતાં રસ્તામાં એક કુવો આવ્યો, સૂરદાસ અંધ હોવાથી

કુવામા પડશે આવી શકા થવાથી શ્રીકૃષ્ણ ભગવાન ગોવાળ વેષમા સૂરદાસનો હાથ પકડી રક્ષણ કરતા સૂરદાસ પૂછે છે કે તમે કોણ છો, આટલુ પૂછતા પ્રેમાશ્રુધાર છોડી પ્રાર્થના કરે કે હુ જેનુ ધ્યાન ધરૂ છુ તેનુ દર્શન થવુ જોઇએ શ્રીભગવાન સૂરદાસને પ્રસન્ન થઈ ગોપ વેષ રૂપે પ્રકટ થયા ત્યારે પ્રણામ કરી સૂરદાસ પૂછે કે તમે કોણ છો તથા કયા રહો છો (ગોપ વેષ) શ્રીકૃષ્ણ ભગવાન કહે કે હુ ગોવાળ થઈ વ્રજમા રહુ છુ, મારો જન્મ મથુરામા થયો ગાયો ચારવા આવ્યો, તુ અંધ હોવાથી કુવામા પડશે જેથી તારો હાથ પકડ્યો હે સૂરદાસ તુ ઇચ્છા થાય ત્યા જઇશ હુ ગાયો ચારવા વનમા જઇશ

શ્રીકૃષ્ણ (ગોપ) રૂપે વનમા ગાયો લઇ જતા હતા, સૂરદાસ એક ઝાડની છાયામા બેસી ચોતરફ જુવે છે પણ કોઇ જોવામા નહીં આવવાથી નિરાશ થયો, જે કોઇ માર્ગમા મને તેને પૂછે કે આ જગલમા ગાયો ચારતા એક ગોવાળ તમારી નજરે જોવામા આવ્યા કે નહીં જેના કંઠમા પુષ્પમાલા (વનમાલા) તથા હાથમા (વેત્ર) છડી હતી જેનુ મુખ તેજસ્વી તથા આનદ રૂપ હસતુ દેખાતુ હતુ, આવુ સૂરદાસનુ કહેવુ સાભળતા રસ્તામા જતા વટેમાર્ગુ કહે છે કે તને ભ્રમ થયો આ વનમા કોઇપણ ગોવાળ અથવા ગાયો જોવામા આવ્યુ નથી હવે જ્યા જવુ હોય ત્યા પાછા જવુ આવુ સાભળતા સૂરદાસ વિસ્મય થઇ ઘોર વનમા શોધ કરતા થાકી ગયો, જ્યા ઝાડ નીચે બેસી વિશ્રાંતિ લઇ પ્રભુ સ્મરણ કરે છે

## સર્ગ ૧૦૫ મો

**अथ तत्रोपविष्टस्य सूरदासस्य खियत ॥**
**रात्रि समागता तत्र सूरदासोऽपि संस्थित ॥**

**શ્રી**કૃષ્ણ ચદ્રના દર્શન માટે સૂરદાસ કુજમા ફરતો હતો આખો દિવસ પુરો થયો છતા દર્શન નહીં થવાથી બીજી જગ્યામા

જવા વિચાર કરતાં રાત્રિ થવાથી બહાર વનમા ભય ઉત્પન્ન થાય માટે પ્રભુ સ્મરણ કરી ઝાડ નીચે સુતો, મધ્યરાત્રિમા સ્વપ્ન થતા શ્રી કૃષ્ણ ભગવાન હસતા હસતા કહે કે તું જ્યારે કુવામાં પડતો હતો ત્યારે હાથ પકડી બચાવ કર્યો જ્યાં મારૂં પ્રત્યક્ષ દર્શન કરના તને દષ્ટિ આપવાથી દેખતો થયો, ગોપ વેષ તથા ગાયો માયા રૂપે કલ્પના કરી મધળુ જોવામા આ યુ હવે મથુરા જઇ પૂર્વ પ્રમાણે માગ ગુણોનું વર્ણન (ગાયન) કરી સમય વ્યતીત કરવો આ પ્રમાણે સ્વપ્નમા શ્રી કૃષ્ણ વચન સાભળતા પ્રાર્થના કરે કે હે પ્રભુ હું ભાગ્યશાલી થયો, તમારૂં દર્શન થયુ, હવે મને કાંઇ જોઇતું નથી પણ મારા મનમા તમારૂં સ્મરણ કાયમ રહો, તમારી માયાનો લેપ લાગે નહીં, જે નેત્રથી મેં તમારૂં દર્શન કર્યું તે નેત્રથી જગતને જોવા ઇચ્છા નથી, મને પાછો અધ બનાવો, આ પ્રમાણે સ્વપ્નમા પ્રશ્ન ઉત્તર થતા સુરદાસ એકદમ બોલતા બધ થતા શ્રી ભગવાન સ્વપ્ન રૂપમા કહે કે હે સુરદાસ, જે તું માગે છે તે હું આપીશ એમ કહી અંતર્ધાન થયા સુરદાસ શ્રી કૃષ્ણ ભગવાનનું ગુણ વર્ણન માટે દરરોજ સવારમા શ્રી યમુના નદી કિનારે આવે છે, જ્યા ખાવા પહેરવા રહેવા આપોઆપ બંદોબસ્ત થયો

એક વખતે દિલ્હીના બાદશાહ પોતાની રાજધાનીમાં બોલાવી ભક્તિ ભાવે સન્માન કરી કહે છે કે હે સુરદાસજી, તમે શ્રીકૃષ્ણ ચદ્રના પરમ ભક્ત છો, તથા પૂર્વ જન્મમા મિત્ર (યાદવ) હતા, આવો ઇતિહાસ મારા પ્રધાનો જાણે છે જેથી તમને એક પ્રશ્ન પૂછવા ઇચ્છા થઇ, મને ઘણી રાણીઓ છે તેમાં યાદવ વશમા પૂર્વ જન્મમા ઉત્પન્ન થયેલી કેટલી છે તેનો નિર્ણય કરો બાદશાહનો પ્રશ્ન સાભળી સુરદાસ કહે કે હે રાજા સાહેબ તમારી બધી રાણીઓ અનુક્રમે મારી પાસે આવશે ત્યારે ઓળખીશ, તેમાં જેઓ લાજ વાળી હશે તેઓ મને જોઇ પ્રાણ છોડી દેશે

આવુ સાભળતા બાદશાહે બધી રાણીઓને સુરદાસ પાસે જવા હુકમ કર્યો કે તમો એક પછી એક રાણી સુરદાસને પ્રણામ કરી પાછા આવશો હુકમ પ્રમાણે રાણીઓ સૂરદાસને વિનયથી પ્રણામ કરવા ગઈ, તેમા બાદશાહને માનીતી રાણી (વહાલી) હતી તે પાછળથી આવતા સુરદાસને પૂછે છે કે તમે મને ઓળખો છો, તે વખતે સુરદાસ બોલે છે કે હું તમને ઓળખુ છુ, ત્યારે રસ્તામા પાછી વળતા બ્રહ્માડ (કપાળ) ફૂટી જવાથી મરણ પામી. આવુ થવાથી દાસીઓ રાજાને સઘળુ વૃત્તાત કહેતી હતી, જે સાંભળતા રાજા સતાપ કરે છે, તે વખતે સુરદાસ બાદશાહને કહે કે જે રાણી (વહાલી) હતી તે માર્ગમાં મરણ પામી તેનુ પૂર્વ વૃત્તાત કહીશ

હે બાદશાહ સાહેબ, તારી રાણી પૂર્વજન્મમા મથુરા નગરીમાં સુલોચના નામે વેશ્યા હતી, ગાયન તથા નૃત્યકલામા પ્રવીણ હતી, જેને રાજસભામા ગાયન ગાતાં જોઈ હતી એક વખતે કોઇ વૈશ્યને ઘેર પુત્રના લગ્ન સમયે ગાયન નૃત્ય કરતા સન્માન કરી રાજાએ ઘણુ દ્રવ્ય આપ્યુ, બીજી વખતે રાજમહેલમા નૃત્ય ગાયન કરવા આવી, જ્યા એકાતમાં ઘણી રાણીઓ બેઠી હતી, તેઓનાં વસ્ત્ર અલકાર પહેરેલા જોઈ વિચાર કરતી હતી કે હુ શુ દાન વ્રત ધર્મ કરૂ જેથી આવતા જન્મમાં રાજાની રાણી થઈ આવો વૈભવ ભોગવીશ. આવુ અહર્નિશ ધ્યાન ધરતા ધર્મ પુણ્યમાર્ગમા પવિત્ર મન થઇ સુલોચના વેશ્યા મરણ પામી હતી, તે હાલ તમારી રાણી (બેગમ) થઇ, તેમ મહાનદા નામે જે વેશ્યા હતી તે અપ્સરા લોકમાથી મથુરામા આવી શ્રી ભગવાનના ગુણવર્ણન કરતી હતી, તેને તાવ આવવાથી મરણ પામી. છેવટે રાજવૈભવ ભોગવવા ઇચ્છા રહી જવાથી પૂર્વના સસ્કાર અનુસાર બીજી રાણી થઈ.

દિલ્હીનો બાદશાહ (રાજા) સુરદાસને પ્રસન્ન થઈ ઘણુ દ્રવ્ય આપવા તૈયારી કરે છે છતાં રાજા પાસે કાઇ પણ વસ્તુ ગ્રહણ

નહીં કરતાં, રજા લઇ મથુરાપુરી જવા માટે તૈયારી કરતાં રાજા સાષ્ટાંગ પ્રણામ કરે છે આની રીતે સુરદાસ મથુરા રહી શ્રીકૃષ્ણ ભજન ગાયન ગુણવર્ણન કરી છેવટે મોક્ષપદ મેળવે છે

## સર્ગ ૧૦૬ મો.

### હરિવ્યાસ ચરિત

अथैषां मथुरायां वै बभूवुर्भक्तवत्सला ॥
तेषां नामानि चरितं वक्ष्यामीह यथाश्रुतम् ॥

**શ્રી મથુરાપુરીમાં** ભગવત ભક્ત વૈષ્ણવો કોણ હતા તેઓનાં નામ તથા કેટલાક ચરિત કહેવામાં આવે છે પરમાનંદ નામે મહા ભક્ત (સંત) હતા, તેઓ સારગ રાગ સારી રીતે જાણતા હતા, જેણે પ્રેમ વિષય ગાયન કરી શ્રીરાધાકૃષ્ણને પ્રસન્ન કર્યાં. કાશ્મીર દેશમા કેશવપડીત થયા, જેણે ભટ્ટાચાર્ય સાથે શાસ્ત્રવાદ કરી સારી કીર્તિ મેળવી. પછી બીજા ભક્ત યદુકુળમાં શ્રીભટ્ટ નામે થયા, તેમજ દિવાકર થયા; પછી હરિવ્યાસ ભક્ત થયા જેનું ચરિત કહે છે. હરિવ્યાસ પવિત્ર તીર્થક્ષેત્ર યાત્રા કરતાં ચટાવલી ગામમા ગયા, જ્યાં ઉતમ નિવાસ સ્થાન શોધી શિષ્ય સાથે રહ્યા, બાજુમા સુંદર વૃક્ષ ફલ પુષ્પ સુગધ તથા નદીનું સ્વાદિષ્ટ ઠંડુ જલ હતું. હરિવ્યાસ પોતાના શિષ્યને કહે કે દેવ નૈવેદ્ય ભોગ ધરાવતા (પાક) રસોઈ તૈયારી કરશો, તેટલામા દેવપૂજન કરવા જઈશ, આજુબાજુ તપાસ કરતાં નજીકમાં ભવ્ય (સુંદર) દેવીનું મદિર જોવામા આવ્યુ, જ્યાં ઘાતકી મનુષ્ય દેવીના મદિર આગળ બકરા મેંઢાં વિગેરે ગરીબ પશુનુ બલિદાન આપતા હતા. આવું જોઈ હરિવ્યાસ કહે કે તમે બધા મૂર્ખ છો, દેવીને પાયસ ( દૂધપાક ) બલિદાન છોડી જીવહિંસા શા માટે કરો છો, હવે દૂધપાક તૈયાર કરી દેવીને બલિરૂપ ધરવુ આવું

હરિવ્યાસનુ કહેલુ સાભળી (ઘાતકી) પશુ હિંસા કરનારા હસવા લાગ્યા, દરરોજ નિયમ પ્રમાણે શસ્ત્ર લઇ, પશુ હિંસા કરવાથી હરિવ્યાસ કોપાયમાન થઇ શિષ્યને કહે કે આજે તારે રસોઇ (પાક) તૈયાર કરવી નહીં, હું દેવીને પ્રસન્ન કરી હિંસા માત્ર દૂર નહીં કરીશ ત્યા સુધી જલ અન્ન કાઇ ગ્રહણ કરીશ નહીં, કારણ કે જીવ હિંસા થવાથી મારા અતરાત્માને ઘણુ દુ ખ થાય છે થોડા વખતમા હરિવ્યાસ સ્તોત્ર પાઠ ભણી દેવીને પ્રસન્ન કરવા સ્તુતિ કરે કે હે ભદ્રકાલી દેવિ, આજથી પાયસ (દૂધપાક) બલિ ગ્રહણ કરી જીવ હિંસા બલિ છોડી દેશો, નહિ તો આવતી કાલે મારૂં મસ્તક તમને અર્પણ કરીશ દેવી સન્મુખ પ્રતિજ્ઞા લઇ હરિનું સ્મરણ કરીને શિષ્યવર્ગ એકઠા થઇ ગુરૂજીને સહાય કરે છે, રાત્રિ થવાથી દેવમદિર આગળ હરિવ્યાસ શિષ્યવર્ગ સાથે સુઇ ગયા રાત્રિમા ચોથા પ્રહરમા શ્રી ભવાનીદેવી મદિર બહાર આવી સ્વપ્ન રૂપે કહે કે હે હરિભક્ત, હવે પશુવધ માગ મદિર આગળ કોઈ કરશે નહી, તે રાત્રિદિવસ અન્નજલ કાંઈ લીધુ નથી માટે મને નૈવેદ્ય ધરાવી ભોજન કરવુ જે કોઇ પાયસ (દૂધપાક) બલિ મને ધરશે તે ગ્રહણ કરીશ

હરિવ્યાસને સ્વપ્ન થવાથી આનદ પામ્યા બીજે દિવસે જેઓ પશુવધ કરવા આવ્યા તેઓને દેવીએ કહ્યુ કે હવે તમારે પશુ (જીવ) હિંસા કરવી નહીં હરિવ્યાસ શિષ્ય દ્વારા રસોઇ કરાવી નૈવેદ્ય ધરાવી દેવીની સ્તુતિ કરી ભોજન કરે છે કોઇ પણ શાક્ત તથા વૈષ્ણવ હોય તેઓ શુદ્ધ આચાર (પુષ્પ પાયસ)થી પૂજન કરતા હતા વસ્તુત શાક્ત વૈષ્ણવોમા કાઇ ભેદ નથી પરતુ માર્ગ દોરાવનારા જે માર્ગમા જાય તે પ્રમાણે બીજાઓ વર્તન કરે છે

## સર્ગ ૧૦૭ મો

### ત્રિપુરદાસ ચરિત

य पूर्व वल्लभाचार्य सप्रदाय प्रवर्त्तक ॥
प्रोक्तस्तस्य सुतो नाम्ना विट्ठलेशो बभूवहः ॥

પૂર્વ સપ્રદાય (વૈષ્ણવ સંપ્રદાયક) પ્રવર્તક શ્રીમદ્ વલ્લભાચાર્ય (શ્રી મહા પ્રભુજી) થયા જેઓના વશમા પુત્ર રૂપે શ્રી વિઠ્ઠલેશજી પ્રકટ થયા પોતે જીતેન્દ્રિયપણાથી સંયમ નિયમ સારી રીતે પાળતા હતા, તેઓ મથુરામા રહી કલિયુગ ધર્મપ્રવૃત્ત છતા દ્વાપર યુગ (શ્રી કૃષ્ણાવતાર) પ્રમાણે સનાતનધર્મ પ્રચાર કરતા હતા, જેમણે શ્રીકૃષ્ણના શાસ્ત્રાનુસાર (દાર) સ્ત્રીપરિગ્રહ (ગૃહસ્થાશ્રમ કર્યો) પરતુ વશવૃદ્ધિ ધર્મપાલન માટે જ પોતાનો જન્મ થયો હતો જેઓને સાત પુત્ર બાલક થયા પ્રથમ રઘુનાથજી, બીજા ઘનશ્યામજી, ત્રીજા યદુનાથજી, ચોથા શ્રીમદ્ ગોકુલનાથજી, પાચમા શ્રીબાલકૃષ્ણલાલજી, છઠ્ઠા શ્રીગોવિંદજી સાતમા શ્રી ગિરિધરલાલજી આ પ્રમાણે સાત બાલકો વૈષ્ણવ ધર્મ પ્રવર્તક થયા શ્રી વિઠ્ઠલેશજીની આજ્ઞાનુસાર પોતપોતાના જુદા સ્થાન (સાન સ્વરૂપ) બનાવી સાત મદિરો બનાવ્યા, જેઓ સાત પ્રકારની શ્રીવજ્રનાભ મૂર્તિઓ પધરાવતા હતા, જેઓ સર્વ પાતક દૂર કરે છે શ્રી ગોવિંદદેવ, શ્રીનાથજી, શ્રીગિરિધરજી, ચતુર્ભુજ, હરિદેવ, કેશવ, વશીધર, આ પ્રમાણે દેવના નામથી સપ્રદાય માર્ગ દ્વારા પૂજન કરે છે હજી સુધી શ્રીવૈષ્ણવ સપ્રદાય આપણી પવિત્ર આર્યભૂમિમા કાયમ ચાલુ છે શ્રીવિઠ્ઠલેશજીના પરમ શિષ્ય ત્રિપુરદાસજી થયા જેનું ચરિત કહે છે

શ્રીવિષ્ણુપુરીને હાલ નાથદ્વારા કહે છે, ત્યા શ્રીનાથજી પ્રભુ, વૈભવ તથા મુક્તિ આપનારા પ્રત્યક્ષ દેવ છે, જ્યાં ત્રિપુરદાસ

નામે રાજ્યકારભારી કાયસ્થ ( વાણિયા ) જાતિ હતા, પોતે મહાભક્ત હોવાથી વૈષ્ણવોનુ સન્માન કરતા હતા, શ્રીનાથજીને દરવર્ષે ઉતમ વસ્ત્ર તૈયાર કરાવી સમર્પણ કરતા, દૈવયોગે થોડો વખત ગયા પછી નિર્ધન થતા મનમા કષ્ટ થયુ કે મારૂ વ્રત (ભગવત સેવા) છૂટી જશે, ગમે તેમ સામગ્રી લાવી સેવાધર્મ નિયમ છોડયો નહીં એક વખત નિર્ધન થતા દેવને જાડુ વસ્ત્ર અર્પણ કર્યું જે વસ્ત્ર પૂજકોને પ્રિય નહીં હોવાથી બાજુમા રાખ્યુ, પણ દેવને ઓઢાડ્યુ નહીં, જ્યારે ઠંડીનો સમય (શિયાળો) આ યો ત્યારે દેવ પૂજકોને સ્વપ્ન થયુ કે જે વસ્ત્ર ત્રિપુરદાસે મને ઓઢાડ્યુ હતુ તે વસ્ત્ર તમે બાજુમા રાખી મૂક્યુ અને તે વસ્ત્ર ઘણુ પ્રિય હોવાથી શયન વખતે દરરોજ ઓઢાડવુ જેથી ઠંડી લાગશે નહીં આવી રીતે સ્વપ્ન થવાથી વસ્ત્ર ઓઢાવી પૂજકો સુઇ ગયા બીજે દીવસે ત્રિપુરદાસ જુવે છે કે જે વસ્ત્ર પ્રભુ ( શ્રીનાથજી )ને મેં અર્પણ કર્યું હતુ તે વસ્ત્ર નિજ સ્વરૂપને ઓઢા યુ તેથી આનંદ પામી ભક્તિ સેવા કરે છે શ્રીભગવાનની સેવા જેવી ભાવનાથી કરશુ તેવુ ફલ ભોગવશુ

## સર્ગ ૧૦૮ મો

### કૃષ્ણદાસ ચરિત

**अथैवं मथुरावासी कृष्णदासोऽति भक्तिमान् ॥**
**कथामस्य प्रवक्ष्यामि महाश्चर्यप्रदायिनीम् ॥**

**શ્રી મથુરાપુરીમાં** કૃષ્ણદાસ નામે મહાભક્ત થયા જેતું ચરિત કહેવાય છે, દરરોજ શ્રીકૃષ્ણ સેવા કરી ભોજન ( ભોગ ) તૈયાર સામગ્રી ધરાવી સંત સાધુને ભોજન કરાવતા જે કાંઈ બાકી રહે તેમાથી પ્રસાદરૂપે ગ્રહણ કરે છે એક વખત ( દિલ્હી ) હસ્તિનાપુર જવા નીકળતા માર્ગમા વૃંદાવનની દુકાનમા સફેદ

કુંડલીકા ( જલેબી ) જોવામાં આવી જેને લઇ મદિરના દરવાજા પાસે બેઠા, દેવપૂજકો મોદક ( લાડુ ) ભોગ ધરાવી મદિર બહાર ગયા, પછી કૃષ્ણદાસ જલેબી ધરાવે છે, જેમાંથી થોડો ભાગ પ્રભુએ આરોગ્યો હતો, જેને જોઇ દેવ પૂજકો મદિરમાં આવતાં સતાપ કરતા હતા કે બહારની દુકાનની મીઠાઈ ધરેલી હવે શું થશે; રાત્રિમાં દેવ સ્વપ્ન થયું કે તમે ચિંતા કરશો નહીં કારણ કે કૃષ્ણદાસ પરમ ભક્ત છે, દિલ્હીજતાં વૃંદાવનમાંથી પવિત્ર મીઠાઈ લઈ મને ધરાવી હતી જેમાથી થોડી મેં ગ્રહણ કરી તમને વિશ્વાસ માટે બાકી રાખી હતી.

બીજે દિવસે સવારમાં સેવા સમયે દેવપૂજકો કૃષ્ણદાસને પૂછતા હતા કે ગઇ કાલે તમે કયાં ગયા હતા, દેવને ધરાવેલી સામગ્રી કયાંથી લાવ્યા, જેથી કૃષ્ણદાસ સર્વ વૃત્તાંત કહે છે. થોડા વખતમાં દિલ્હી ગયા ત્યા એક વેશ્યા જોવામાં આવી તેને કૃષ્ણદાસ પૂછે કે કુંજવિહારી શ્રીકૃષ્ણદેવ સન્મુખ બાલલીલા વર્ણન ( ગાયન ) કરશે તો મુક્તિ થશે, જ્યાં હું જાઉં ત્યાં પાછળ મારી સાથે આવવું. પછી બને જણા દેવ સન્મુખ નૃત્ય ગાયન કરતાં મથુરા નગરીમાં મોટા મહત્સવ થયો.

## સર્ગ ૧૦૯ મો

### વિઠ્ઠલભક્ત ચરિત

એવં અન્યૌ મહાભક્તૌ વલ્લભાચાર્યશિક્ષિતૌ ॥
ગંગલો વર્ધમાનશ્ચેત્યુભૌ વૈષ્ણવસત્તમૌ ॥

શ્રીવલ્લભાચાર્યના બીજા બે શિષ્ય ગંગલ તથા વર્ધમાન નામે થયા. શ્રીમદ્ભાગવતશાસ્ત્રનો સારો અભ્યાસ હોવાથી પડિતો જોઈ પ્રસન્ન થતા હતા, ગરીબ તથા સાધુસંતનો સત્કાર કરતાં કોઈ દુરાચારી દાંભિક હોય તેને સાચો બોધ આપતાં શ્રીભગવત

સેવામા પ્રવીણ હતા, બીજા પ્રેમ નામે ભક્ત દરરોજ રામનામ જપ કરતા જેને હનુમાનજી પ્રસન્ન થયા

મથુરામા વિઠ્ઠલ નામે બ્રાહ્મણ હતા જેનુ ચરિત કહે છે. વિઠ્ઠલના પિતા તથા કાકા ( બને ) રાજાના પુરોહિત હતા, થોડા વખતમા પરસ્પર કલેશ કરતા થવાથી મરણ પામ્યા, વિઠ્ઠલ પોતે શ્રીકૃષ્ણના ભક્ત હોવાથી મદિરમા નૃત્ય ગાયન ભજન કરે છે, જ્યારે રાજાને જરૂર પડે ત્યારે વિઠ્ઠલને બોલાવતા પોતાનું કામ કરે, એકાદશી હોય ત્યારે આખો દિવસ પ્રભુ ભજન ગાયન કરી આનદમા રહે વિઠ્ઠલના શત્રુ ( દ્વેષી )ઓ રાજા પાસે જઈ ખોટુ બોલતા હતા કે વિઠ્ઠલ ધર્મનો ઢોગ કરે છે, છતા રાજા વિનયથી વિઠ્ઠલને કહે કે આજે એકાદશી ( પવિત્ર ) દિવસ છે માટે રાત્રિ દિવસ ભજન ગાયન કાયમ ચાલુ રાખવુ, રાજાનું કહેવુ સાભળી વિઠ્ઠલ પોતે ભક્તિભાવથી ભજન કરતા તેના દુશ્મનો એકાત ( ગુપ્ત ) સ્થાનમા બેસી બધી રચના જોતા હતા વિઠ્ઠલની દૃઢ ભક્તિથી રાજા પ્રસન્ન થયો આખો દિવસ રાત્રી ભજન ગાયન જાગરણ કરવાથી વિઠ્ઠલ બેભાન થઈ જમીન ઉપર પડી જવાથી રાજાને સતાપ થયો, દુશ્મનો હસવા લાગ્યા પરતુ સાધુસત મહાત્માઓ જેઓ વિઠ્ઠલ સાથે ભજન કરતા હતા તેઓ સારી રીતે વિઠ્ઠલને ઘેર લઇ ગયા આવી સ્થિતિ થવાથી રાજાએ ઘણો સત્કાર કરી રાજસેવકોને આરસાર કરવા હુકમ કર્યો ત્રણ દિવસ બેભાન થવા પછી શરીર સારૂ થયુ મથુરામા પોતાને ઘેર વિઠ્ઠલ સુખમા રહ્યા એક વખત મથુરામા રાત્રે ઉઠી વિઠ્ઠલ ( માતા તથા સ્રીને છોડી ) બહાર ગામ જવા નીકળતા "છીક્ર" ગામ આવ્યુ જ્યા સારા વૈષ્ણવો હતા, ગામમા રણછોડ ગોવિંદ દેવની સુદર મૂર્તિદર્શન થતા હૃદયમા રાધા કૃષ્ણનુ સ્મરણ થયુ. સવારમા માતા તથા સ્રી મથુરામા શોધ કરવાથી વિઠ્ઠલનો કાઈ શોધ નહીં મળવાથી બને રડવા લાગ્યા.

રાજાએ ગામેગામ સેવકોને મોકલતાં છઠીકર ગામમાં શોધ મળવાથી માતા તથા સ્ત્રી મળવા આવ્યાં, જ્યાં માતા કહે કે હે પુત્ર ( વિઠલ ) મારી સાથે મથુરામાં આપણે ઘેર નહીં આવશે તો અમે બંને તારી સાથેજ રહેશું.

વિઠલ પોતાની માતા તથા સ્ત્રી સાથે મથુરા આવ્યા, ઘરમાં કાંઈ વસ્તુ ( અન્ન ) મળે નહીં, જેથી રાત્રિમાં શ્રીગોવિંદ દેવે સ્વપ્ન દીધું કે હે વિઠલભક્ત, તારી માતા સ્ત્રી બધાં આશ્રમમાં ( ઘર ) રહી મારૂં નિયમ વ્રત પાળશે સર્વ સંકટ દૂર થશે. આવું દરરોજ ત્રણ રાત્રિ સુધી સ્વપ્ન થયું. થોડો વખત ગયા બાદ દ્વેષ ભાવથી વિઠલને સગાં સંબંધીઓ તથા જ્ઞાતિવર્ગએ પંક્તિ બહાર કાઢયો, વિઠલ પોતાના એક મિત્રને ઘેર રહ્યા. થોડો સમય ગયા પછી વિઠલની સ્ત્રીને ગર્ભ રહ્યો, જેથી વિઠલને શરમ લાગવાથી નીચું મોઢું કરી જમીન ઉપર કોતરતાં થોડો ખાડો થયો જ્યાં એક ઘડો જોયો જેમાં સુંદર શ્યામ મૂર્તિ હતી, વિઠલ પોતાની માતાને કહે કે આપણુ ખરૂં ધન આટલુંજ છે, બ્રાહ્મણો બોલાવી મૂર્તિની પ્રાણ પ્રતિષ્ઠા કરાવી. થોડા વખતમાં પાછું મન સમૃદ્ધિ થવાથી દાન ધર્મ સાધુ સંત સેવાધર્મ ચાલુ થયો સ્ત્રીને પુત્ર થયો જેનું રગીલાલ નામ રાખ્યું. નાની વયમાં વિઠલ ( પિતા ) પ્રમાણે પ્રભુભક્તિ સેવાપરાયણ થયો.

થોડો વખત ગયા પછી એક નટી ( નૃત્ય ગાયન કરનારી ) વિઠલને ઘેર આવી દેવસન્મુખ ભજન ગાયન કરતી હતી, વિદાય કરતાં સારો સત્કાર કર્યો, છતાં નટીએ કોઇ વસ્તુ લીધી નહીં ત્યારે વિઠલ કહે કે મારી કોઇપણ વસ્તુ ગ્રહણ કરતી નથી, માટે તારી જે ઇચ્છા હશે તે પૂર્ણ કરીશ, ત્યારે નટી કહે કે તમારો પુત્ર રગીલાલ મને આપો, તે વખતે વિઠલે પ્રિય પુત્ર નટીને આપતાં રગીલાલને ઘેર લઈ ગઇ. થોડો વખત પછી નટી રગીલાલને રાણી પાસે લઇ ગઇ જ્યાં કહે કે આ પુત્ર મને કોઇએ

દત્તક રૂપે આપ્યો છતાં મને વધારે દ્રવ્ય આપશે તેને સોંપી દઇશ,
રાણીએ નટીને નૃત્ય ગાયન માટે બોલાવતાં પ્રસન્ન થઇ નટી કહે કે આ બાલક તમને સોંપીશ. આટલુ કહી રંગીલાલને સ્ત્રીપોષાક પહેરાવી પાલખીમાં બેસાડી ભક્તિભાવથી શ્રી કૃષ્ણને અર્પણ કરે છે, થોડા સમય ગયા બાદ રાણીએ રંગીલાલના શરીરે સ્પર્શ કર્યો ત્યારે રંગીલાલ કહે કે મહારાણિ તમે બીજી વખતે સ્પર્શ કરશો નહીં, હું પ્રભુ ભજન સેવાભક્તિ કરી સંસાર સુખ દૂર કરીશ. આટલું કહી શ્રી બાલમુકુંદ મૂર્તિ સન્મુખ નૃત્ય ગાયન કરતાં પોતાનું શરીર છોડી પ્રભુ ચરણમાં નિવાસ કર્યો. મથુરાપુરીમાં વિઠ્ઠલ ભક્ત થયા. જેના સાચા ઉપદેશથી નટી તથા રાણી પોતાના વૈભવ( સુખ )ત્યાગ કરી છેવટે મોક્ષપદ મેળવતી હતી.

## સર્ગ ૧૧૦ મો

### હરિરામ ચરિત

**एवमेको हरिरामो हठोलेत्युपनामकः ॥**
**महाभक्तो वभूवाथ स्वग्रामे तन्नृपेणच ॥**

**હરિરામ** નામે બ્રાહ્મણ પરમ વૈષ્ણવ હતા, જેને રાજા સાથે મિત્રભાવ હતો, તે ગામમાં એક સાધુ મહાત્માની પવિત્ર જગ્યા ( જમીન ખેતર ) હોવાથી પોતાનું જીવન તથા સાધુ સંતનો સત્કાર ચાલુ હતો, થોડા વખત પછી એક ધૂર્ત સંન્યાસી સાથે સાધુનો પરસ્પર દ્વેષભાવ થવાથી રાજા પાસે સન્યાસી જઈ ખોટું બોલતો હતો કે આ જગ્યા સાધુની નથી, વૈષ્ણવ આડંબર કરી પોતાની જાગીરી કાયમ રાખવા ઢોંગ કરે છે, માટે તમે સાધુની જગ્યા જપ્ત કરો. આવુ ધૂર્ત સંન્યાસીનું વર્તન ગામમાં સાંભળતાં વૈષ્ણવ સાધુ રડતાં રડતાં હરિરામ પાસે આવી સર્વ વૃત્તાંત કહે છે.

હરિરામ કહે કે સાધુ મહારાજ તમે ચિંતા કરશો નહીં, હું રાજા પાસે જાઉંશ ત્યારે મારી પાછળ આવવું, પછી જે થવાનું હશે તે થશે. હરિરામ રાજા પાસે ગયા, પાછળ સાધુ પણ ગયા જેને જોઇ રાજા કોપાયમાન થતાં હરિરામ કહે કે આ જમીન સાધુ વૈષ્ણવોના સત્કાર માટે ઘણો વખત (પરંપરા) સાધુ વૈષ્ણવ વહીવટ કરે છે. ત્યારે રાજા કહે કે એક સંન્યાસી મને કહી ગયો કે આ સ્થાન સાધુની માલિકીનું નથી, માટે સંન્યાસીના કહેવાથી મેં બધું લઇ લીધું; હરિરામ કહે છે હે મહારાજ મારી સમક્ષ સંન્યાસી આવી સત્ય વચન કહેશે તો કંકાસ કલેશ દૂર થાય, માટે રાધાકૃષ્ણ દેવ સન્મુખ તમારી તથા મારી હાજરી વખતે બોલાવો, સંન્યાસી ખોટું બોલશે તો મુંગો થઇ જશે, જે દુષ્ટ સંન્યાસીએ દ્વેષ ભાવથી સાધુ વૈષ્ણવોનું જીવન બંધ કર્યું, શ્રી ભગવાન સર્વ સાક્ષી છે, ભક્ત પ્રલ્હાદના રક્ષણ માટે સ્તંભમાથી શ્રી નૃસિંહરૂપ પ્રકટ થયા, દયાલુ ભગવાન ભક્તના કાર્યમાં સહાય કરે છે, પછી હરિરામ રાજા સમક્ષ કરૂણ સ્વરથી ભગવતનામ સ્તોત્રપાઠ કરતાં પ્રાર્થના કરે છે કે સાચું કાર્યમાં તમે સહાય કરશો.

રાજા સમીપ સંન્યાસી ચુપ ચુપ બેસી ગયો, જેથી પૂછે છે કે તમે સાધુની જમીન બાબત જે વાત મને કહી ગયા તે સઘળું સાચું હોય તે પ્રભુ સાક્ષી રાખી પાછું કહો, ત્યારે સંન્યાસી બોલે છે કે હાલ મારાથી બોલી શકાય તેમ નથી, મારી વાણી બંધ થઇ. આવું સાંભળતાં રાજા વિસ્મય થઇ હરિરામને પ્રણામ કરી પૂર્વ પ્રમાણે સઘળી જમીન સાધુને પાછી આપી. રાજાએ સ્વામીનો તિરસ્કાર કર્યો કે સંન્યાસ આશ્રમ પાળી ખોટું બોલ્યા તેનું ફલ મળ્યું. સંન્યાસી પશ્ચાત્તાપ કરી પોતાનો દ્વેષ ભાવ છોડી સાધુ વૈષ્ણવ તથા હરિરામ રાજા પાસે ક્ષમા માગે છે. આવા પરમભક્ત હરિરામ થયા.

બીજું વૃત્તાંત કમલાકર ભટ્ટનું કહેવાય છે. પોતે શાસ્ત્રનિપુણ

મહાજ્ઞાની તથા મધ્વસંપ્રદાયના સિદ્ધાંત તત્વ જાણનારા હતા. શ્રીમદ્ ભાગવત પુરાણમા નિત્ય અભ્યાસ હોવાથી છેવટે જીવન્મુકત થયા

આ પ્રમાણે નારાયણ ભટ્ટ થયા જેણે મથુરામા ઘણા દેવ મંદિરો બનાવ્યા, પુરાણ તથા શાસ્ત્રનો ઉત્તમ પ્રચાર કર્યો, પોતાને સંદેહ થાય ત્યારે શ્રીભગવાન સ્વપ્નમા વૃત્તાંત કહે. એક વખતે માઘ માસમા પ્રયાગરાજ જવા તૈયાર થતા કેટલાક વૈષ્ણવો પૂછતા હતા કે તમે પ્રયાગ આવશો કે નહીં, ત્યારે નારાયણ ભટ્ટ કહે કે શ્રી પ્રયાગરાજ અહિંઆ છે, તમે બધા મારી સાથે આવશો તમને ત્રિવેણી દર્શન કરાવીશ, ત્યા પ્રત્યક્ષ દર્શન પ્રયાગ પ્રમાણે થવાથી બધા વૈષ્ણવો પ્રસન્ન થયા, જેના વશમા વ્રજવલ્લભ નામે મહાભકત થયા જેણે રાસલીલા મહોત્સવ કરી છેવટે ઉત્તમ સ્થાન મેળવ્યુ

## સર્ગ ૧૧૧ મો

### રૂપસનાતન ચરિત

रूप सनातनश्चोभो भ्रातरौ गोडसंभवौ ॥
तयो: कथां प्रवक्ष्यामि परमाश्चर्यदायिनीं ॥

ગૌડ દેશમાં રૂપ તથા સનાતન બને ભાઇઓ રહેતા હતા, પોતાની જન્મભૂમિ છોડી શ્રી વૃંદાવનમા રહેવા ગયા, ત્યા નંદરાય વિગેરે વ્રજવાસીઓ પાસેથી અયાચિત વ્રત લઇ યથાલાભે પોતાની જીવિકા ચલાવતા હતા, રૂપ નામના ભકત કૃષ્ણ લીલામા તલ્લીન હતા, , બને ભાઇઓ નંદગ્રામની આજુબાજુ જુદી જગ્યામા દરેક ભાઇઓ રહ્યા એક વખતે રૂપભાઇને મળવા સનાતનભાઇ આવતા રૂપ વિચાર કરે કે આજે દૂધપાક ( રસોઇ ) કરી શ્રી ભગવાનને ભોગ ધરાવી ભોજનમા ઉપયોગ થશે આવો વિચાર

થતાં સાક્ષાત્કાર રાધાજી (ગોપિકા) લક્ષ્મી સ્વરૂપે હાથમાં દુધનું પાત્ર લઇ સાથે સુગંધી ચોખા શાકર લઇ રૂપને કહે કે દૂધપાક બનાવવા બધી સામગ્રી તને આપીશ. આવું દિવ્ય સ્વરૂપ જોઇ સનાતન પૂછે કે તમારાં માતપિતા કોણ છે, ત્યારે ગોપિકા (શ્રી રાધા) કહે છે હું વૃષભાનુ (ગોપ) પુત્રી છું. રૂપભાઇએ દૂધપાક તૈયાર કર્યો સનાતનને કહે કે તમારા આવવાથી ધારેલુ કાર્ય થયુ; જ્યાં ગોપિકા સર્વે સામગ્રી આપી ગયા ત્યારે સનાતન કહે કે આપણે બને પરદેશી છઇએ માટે કોઇ વસ્તુમાં લોભ કરવો નહીં. લોભ થવાથી તપ તથા ઐશ્વર્ય નાશ થાય; જે આપણને ચોખા દૂધ શાકર આપી ગયા તે કાંઈ સાધારણ ગોપિકા નથી, પરતુ સાક્ષાત્ રાધાજી હતા. માતૃભાવે આપણને પુત્રરૂપ સ્નેહ કરી આપવા આવ્યાં આવું થવા પછી બંને ભાઇઓ ગોપિકા (શ્રી રાધાજી) ના દર્શન માટે વૃષભાનુનુ સ્થાન પૂછવા લાગ્યા, જ્યા ગોપ તથા ગોપિકાઓ કહે કે અમે વૃષભાનુનું સ્થાન જાણતા નથી. નિરાશ થઇ પાછાં આવતાં સનાતનભાઇ રૂપને કહે કે તારા લોભ માટે રાધાજીને ઘણો પરિશ્રમ થયો હવે કોઈ પાસે કાંઈ માંગવુ નહીં. આટલું કહી સનાતન પોતાને મુકામે ગયા.

એક દિવસ રાસલીલા વર્ણન જોવા માટે ઘરની ભીંતના પાછળ રૂપ બેઠો ત્યાં ભગવતભક્ત (દેવ પૂજારી) કર્ણપુર નામે આવ્યો, જેણે રૂપના શરીર ઉપર હાથ ગપ્યો કે જીવે છે કે મરણ વશ છે, નાક ઉપર હાથ રાખતા અગ્નિની જ્વાલા જેવુ ગરમ લાગવાથી હાથ કાળો થયો, જેથી નિશ્ચય થયો કે હજી જીવે છે, થોડો વખત થતા રાત્રિમાં સ્વપ્ન થયું કે ગોવિંદ દેવ ગામની બહાર જ્યા ગાયો ઉભી રહે છે ત્યા પૃથ્વીમા અંદર પોતે વિરાજમાન છે. જેથી ગાયો ત્યાં ઉભી રહેવાથી આચળમાંથી દૂધ આપો આપ નીકળે છે. જમીન ખોદતા શ્રી ગોવિંદમૂર્તિ નીકળી હતી જેનું નિત્યપૂજન કરે છે, બધા ગામના પ્રતિષ્ઠિત

પુરૂષ (વિદ્વાનો) પ્રસન્ન થયા, પછી તે ગોવિંદદેવને જયપુર મહારાજા પોતાના રાજ્યમા પધરાવી ભવ્ય મદિર બધાવી પ્રતિષ્ઠા કરતા હતા કારણ કે ત્યા મ્લેચ્છ (યવન) નો ભય ઉત્પન્ન થયો, જે રાજાનુ નામ જયસિંહ હતુ તેણે ગોવિંદ દેવનુ મદિર બધાવ્યુ

સનાતન એક વખત નદગ્રામ ગયા જગલમા ફરતા માથાના કેશ કાટાવાળા ઝાડમા ભેરાઈ જવાથી કોઈ બીજો મદદ ( કેશ કાઢવા ) નહીં હોવાથી બે દિવસ ઉભો રહ્યો, ત્રીજે દિવસે સુદર ગોપ બાલક આવતા સનાતનને દૂધ પાઈ કાટા સાથે વીટલાઇ ગયેના કેશ છુટા કર્યા, જ્યા સનાતન (ભક્ત) વિનયથી પૂછે તમે કોણ છો, તથા ભાઇ કેટલા છે, ત્યારે ગોપવેષમા શ્રી ભગવાન બોલ્યા કે હું એક ગોપ કુમાર છુ મારે ચાર ભાઇઓ છે, મારૂ રહેવાનુ સ્થાન નદગ્રામ છે, આટલુ કહી ગોપકુમાર અતર્ધાન થયા સનાતન પોતે નદગ્રામ જઈ શોધ કરતા હતા પણ કાઇ પત્તો લાગ્યો નહી, જ્યા નિશ્ચય થયો કે સાધારણ ગોપ બાલક નહીં હતા, પરતુ સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન પોતે હતા જેથી પશ્ચાતાપ કરી કરૂણ સ્વરથી રડવા લાગ્યા સનાતન પોતાના ભાઈ રૂપને ઘેર જાય છે

એક વખતે રાધાજીના મસ્તકમા પુષ્પવેણીનું વર્ણન કરતા કોઇ મોટી નાગણ હોય તેવા કાળા કેશ હતા, જે વિષયમા સનાતને એક સુદર મનોહર કાવ્ય બનાવ્યુ ત્યાર પછી રૂપભાઇ વર્ણન કરવા સરોવર કીનારે ગયો જ્યા કદબવૃક્ષ જોતા ડાળીમા એ શુભચરણારવિંદ જોવામા આવતા ભ્રમિત ચિત્ત થયુ ત્યારે સનાતન ભાઈ રૂપને પુછે કે તને બુદ્ધિનો ભ્રમ શુ કારણ થયો, હવે તારે બને ચરણનુ ધ્યાન કરવુ થોડા વખતમા શુદ્ધ થવાથી શ્રી ચરણનુ ધ્યાન કરે છે આ પ્રમાણે ગૌડ દેશમા બન્ને ભાઇઓ પ્રભુના પરમ ભક્ત થયા

## સર્ગ ૧૧૨ મો

### ગોસ્વામી વ્યાસ ચરિત

हरिवंशेतिनाम्नैवं गोस्वामी भक्तिमानभूत् ॥
राधा कृष्णजपासक्तो मनसाततमपूजक ॥

**ગોસ્વામી** હરિવંશ નામે રાધાકૃષ્ણ નામનો જપ મંત્ર કરતા માનસિકપૂજન ભક્તિભાવે કરતા હતા, જે કાંઇ અન્ન વસ્ત્ર આવે તે પ્રથમ પ્રભુને અર્પણ કરી તેટલું ગ્રહણ કરે પરંતુ બહારની કોઇ બીજી વસ્તુ ગ્રહણ કરે નહીં, જળ પીવું હોય તે પ્રથમ પ્રભુને ધરી પોતે પીએ, સંસારવાસના કાંઈ નહીં હતી, થોડો સમય ગયા પછી એક બ્રાહ્મણને સ્વપ્ન થયું કે તારી કન્યા મારા ભક્ત હરિવંશને આપવી, આવું વૃત્તાંત કન્યાના પિતા પોતાની સ્ત્રીને કહે છે, જેથી સ્ત્રીએ કહ્યું કે જેવી પ્રભુની આજ્ઞા હોય તે પ્રમાણે કન્યા આપવી એ આપણો ધર્મ છે, કારણ કે હરિવંશના કુલમાં સિદ્ધમહાત્માઓ ઘણા થયા આસાધીર નામે ગુજરાતી બ્રાહ્મણ હતા જેને હરિદાસ નામે પુત્ર હતા જેણે રાજદરબારમા મોટું માન મેળ યુ હરિદાસને જે કાંઇ ખાવાનું મળે તે સઘળુ વાનરોને આપતા હતા, સર્વ વસ્તુ પ્રભુએ ઉત્પન્ન કરી આવું સમજી પશુપક્ષી હરણ જે કાંઈ નજરે જોવામા આવે તેને સઘળું ખાવાનું આપે એક દહાડો હરિદાસ યમુના નદી ગયા, જ્યા રાજસેવકે હરિદાસને સુગંધી તેલ અત્તર આપતાં યમુના નદીમા નાખ્યું જેથી સેવક વિચાર કરે કે ઘણું ઉંચુ મૂલ્યવાન્ તેલ નદીમા શા માટે ફેંકી દીધુ, આવુ સેવકનું ભ્રમિતચિત્ત થવાથી પોતાના શિષ્યને સેવક સાથે દેવ સમીપ મોકલ્યો, ત્યા સુગંધ ઉત્પન્ન થયો શ્રીકૃષ્ણમૂર્તિને પ્રત્યક્ષ અર્પણ થયું આ પ્રમાણે સેવકને નિશ્ચય થવાથી રાજા પાસે જઇ સર્વ વૃત્તાંત કહે છે

બીજે દિવસે કોઈ તીર્થ યાત્રા કરવા આવતા હરિદાસને પારસમણિ આપ્યો, જેને યમુના નદીમા હરિદાસે ફેંકી દીધો, જેથી યાત્રાળુ સતાપ કરતા હરિદાસે બીજા ઘણા પારસમણિ બતાવી પોતાનો મણિ યાત્રાળુને પાછો આપ્યો જેથી હરિદાસ પાસે શિષ્યરૂપે ઘણો સમય રહી આનદ પામ્યો

ઉચ્છા ગામમા વ્યાસ નામે બ્રાહ્મણ પરમભક્ત હતા, પોતે ગૃહસ્થાશ્રમ પાળતા છતા વિરક્ત દશા ભોગવતા સ્ત્રી સહિત વૃદાવનમા રહ્યા, રાજાએ ભજન માટે બોલાવ્યા છતા રાધાકૃષ્ણ દેવમા દઢ ભક્તિ હોવાથી વૃદાવન છોડી રાજસ્થાનમા ગયા નહીં એક વખતે રાસક્રીડા સમયે શ્રી રાધાજીના ચરણમા પહેરલુ ઝાઝરની ઘુઘરી ભાગી ગઇ ત્યારે વ્યાસે પોતાનુ યજ્ઞોપવીત (જનોઇ) નું સુતર લઇ સરખુ બાધ્યુ, જેથી વ્યાસ કહે કે મારા યજ્ઞોપવીત સુતરનો સાચો ઉપયોગ થયો આટલુ થવાથી વ્યાસના કઠમા આપોઆપ નવુ જનોઇ મળવાથી બધા ખુશી થયા શ્રી કૃષ્ણ મૂર્તિની સેવા કરતા વસ્ત્ર આભૂષણ ધરાવી સોનાના તારવાળો પીળો પીતાબર પહેરાવી મસ્તક ઉપર પીળો પટકો (સાફો) બધાયો નહીં, ઘણી મહેનત કરતા જોઇએ તેવુ બધાયુ નહીં, જેથી સતાપ થતા વ્યાસ દેવ સન્મુખ સ્તુતિ કરે છે કે હે મહારાજ હું થાકી ગયો છુ, માટે તમારા હાથે બાધશો, હું બહાર જાઉ છુ, આટલુ કહી વ્યાસ બહાર નીકળતા શ્રીહરિએ પોતાના હસ્તથી મસ્તક ઉપર શિરપેચ ( સાફો ) બાધ્યો, વ્યાસ પ્રસન્ન થઇ પ્રણામ કરે છે એક વખતે વ્યાસ પત્ની સાધુસતનો સત્કાર કરતા ભિન્નભાવથી સેવા કરતી હતી, જેને કાઈ જોઇએ તેટલું સાધન આપવામા કસર કરે, જેથી વ્યાસ કહે કે આપણે સાધુ સતને સત્કાર કરવામા ભેદ બુદ્ધિ રાખવાથી ધર્મ વસ્તુ નાશ પામે છે, માટે હુ એક ભાવથી સેવા કરીશ તુ ઘર છોડી બહાર જજેશ આ પ્રમાણે હરિવ્યાસનુ તિરસ્કાર વચન સાભળી ઘર બહાર જઇ જલ અન્ન

-આહાર છોડી દેવાથી ત્રીજે દહાડે વ્યાસને સ્વપ્ન થયું કે, અપરાધ -શિવાય તમે શા માટે સ્ત્રીને ત્યાગ કરી બહાર જવા કહ્યું, હવે જ્યા સુધી તારી સ્ત્રી પાછી ઘેર આવી મને નૈવેદ્ય (ભોગ) ધરાવશે નહીં ત્યાં સુધી નૈવેદ્ય ગ્રહણ કરીશ નહીં.

વ્યાસને સ્વપ્ન થતાં પોતાની સ્ત્રીને બહાર ગામથી પાછી બોલાવી ઘર આગળ સુખમાં રાખે છે કે તું પતિવ્રતા સ્ત્રી છે, તારો ત્યાગ કરતા મને સંદેહ થયો, હવે સુખરૂપ ધર્મ પાળી સાધુ સત સેવા કરવી, આ પ્રમાણે બને દંપતી સુખરૂપ રહેતા હતા. એક વખતે વ્યાસના ઘર આગળ ઘણા સાધુસંત આવ્યા. પોતાની કન્યાના લગ્નની તૈયારી કરતાં ઘણી મીઠાઇ હતી જે બધુ સાધુ સતને ભોજનમાં વિવાહ પ્રસંગનો સામાન (મીઠાઇ) ખપી જતાં વ્યાસ વિચાર કરે કે વિવાહ સમયનું ભોજન ( પકવાન ) પુરૂં થયુ, હવે સગા સંબધી વેવાઇ વિગેરે આવશે તેઓને માટે ભોજન શી રીતે તૈયાર થશે, પરતુ મને શ્રીહરિ કૃપા હશે ત્યા સુધી હરકત નથી; મને સહાય પ્રભુ કરશે. થોડો વખત ગયા પછી એક મહત સાધુ વૈષ્ણવ આવ્યા, જેને બે દિવસ આગ્રહ કરી રાખી ત્રીજે દિવસે જતી વખતે સાધુ વૈષ્ણવ પાસે શાલિગ્રામ દેવ હતા તે લઇ દાબડામાં દેવને બદલે એક પક્ષી મુકી દાબડાને સરખો બાધી સાધુ વૈષ્ણવને વ્યાસ કહે કે તમને બહાર ગામ જતાં રસ્તામાં ભૂખ લાગશે માટે ગામથી ચાર ગાઉ દૂર જઇ સરોવરમાં સ્નાન કરી દાબડામાં રાખેલું ભાતુ તૈયાર છે, આવું સાંભળી વ્યાસની રજા લઇ સાધુ વૈષ્ણવ ગયો, રસ્તામાં સરોવર આવ્યું ત્યાં સ્નાન કરી વ્યાસે આપેલો દાબડો ( ખાવાનું ભાતુ ) છોડતાં દાબડો શાલિગ્રામ શિવાય જોવામાં આવ્યો, જે પક્ષી હતું તે અંતર્ગિક્ષ ( અલોપ ) થયુ. સાધુ વૈષ્ણવ વ્યાસ પાસે આવી કહે કે મારા દેવ દાબડામાં હતા તે કયા ગયા; ત્યારે વ્યાસ કહે કે તમારા દેવ થોડા સમયમાં પાછા આવશે, જેથી સાધુ વૈષ્ણવ વ્યાસને ઘેર રહ્યા.

વ્યાસની પરીક્ષા માટે એક વૈષ્ણુન મધ્યાન્હ સમયે આવ્યો, જેને ભૂખ વધારે લાગવાથી વ્યાસને પૂછે કે મને કાઇ ખાવા જોઇએ, તે વખતે જવાબ કહ્યો કે દેવને નૈવેદ્ય ધરાવી ભોજન કરાવીશ, થોડા વખત પછી વ્યાસ વૈષ્ણવને ભોજન કરાવતા સાધુને પેટમા દુખ (વેદના) ઉત્પન્ન થવાથી વ્યાસ સાધુની સેવા કરતા થોડા વખતમા આરામ થવાથી વ્યાસને વિનયથી સાધુ કહે કે તમે મારી સેવા કરતા ઘણુ કષ્ટ સહન કર્યું જેની ક્ષમા માગુ છુ

સાધુવેષરૂપે આવેલા શ્રી ભગવાન વ્યાસને પ્રસન્ન થયા, પોતાનું સર્વે જીવન વૃત્તાત માલમ થવાથી છેવટે ત્રણ પુત્રોને બોલાવી સરખામાન દ્રવ્ય વિગેરે ત્રણ ભાગ વહેંચતા વ્યાસ કહે કે હવે તમે (પુત્રો) ત્રણ વસ્તુ સારી રીતે ઉપયોગ કરશો. દરેકને એક વસ્તુ આપીશ, જેનો સાચો ઉપયોગ કરવો, દ્રવ્ય, શ્રી કૃષ્ણ મૂર્તિસેવા તથા તિલક મુગટ આ પ્રમાણે ત્રણ વસ્તુ તમે ત્રણે પુત્રો સભાળી સાધુ સત સેવાધર્મ કાયમ રાખશો તો સુખ ભોગવશો, આવુ પોતાના પુત્રોને ઉપદેશ આપતા સ્વર્ગસ્થાન મેળવતા હતા

## સર્ગ ૧૧૩ મો

### જીવાભક્તચરિત

एवं रुपस्य शिप्यीभूत्ऽनाम्ना जीवेति विश्रुतः ॥
गोस्वामीति च विख्यातो राधाकृष्णो जजापस ॥

રૂપના શિષ્ય જીવા નામે ગોસ્વામી પદ ધારણ કરી રાત્રિદિવસ રાધાકૃષ્ણ નામનો જપ કરી શાસ્ત્રનો અભ્યાસ કરવાથી સર્વસિદ્ધિ મેળવી સર્વ મતનો સાર સમજી તત્ત્વજ્ઞાન મેળવે છે, એક વખતે કોઇએ અયોગ્ય ભોજન તૈયાર કરતા સર્વે સામગ્રી લઇ યમુના નદીમા ફેંકી દીધુ, ત્યારે શિષ્ય કહે કે નદીમા ફેંકવું

નહીં પણ સાધુ સતને ઉપયોગ થાય જેથી ગુરૂએ ઉપદેશ કર્યો કે જેતુ પવિત્ર અન્ન આપણે ખાઇએ તેવુ અન્ન સાધુસતને આપવું જોઇએ, આપણે ભેદભાવ રાખવાથી ધર્મ સેવામા વિઘ્ન થાવ, હે શિષ્ય સાધુસેવામા અભિમાન તથા ગર્વ (ઇર્ષા) વસ્તુ છોડી દઇ પ્રેમ રાખી સંતસતકાર કરવો, ગોપાલ ભક્ત થઇ રાધાકૃષ્ણ મત્રજપ કરવો આ પ્રમાણે ગુરૂ (જીવા)ના સાચા ઉપદેશથી શિષ્યનું અત.કરણ પવિત્ર થવાથી સીતાગમ સ્વરૂપ સમજવા લાગ્યો.

એક વખતે મથુરાપુરી જઇ રાધાકૃષ્ણનુ દિવ્ય સ્વરૂપનું ધ્યાન કરતા રાસલીલા સમયે નૃત્ય ગાયન કરી પ્રસન થઈ ગુરૂને પ્રણામ કરી કહે છે કે, તમારા ઉપદેશથી મારૂ અત કરણ પવિત્ર થયું, ત્યારે ગુરૂ (જીવા) કહે કે જે રાધાકૃષ્ણ અહિંઆ દર્શન કરે છે તેને સીતારામ સ્વરૂપ માની સાચો ભાવ (સેવા) કરવાથી આગળ તારો મારો ઉદય થશે આ પ્રમાણે ગુરની આજ્ઞા લઇ શિષ્ય ચાલતો થયો

બીજો શિષ્ય બ્રાહ્મણ પુત્ર હતો તે પણ ગુરૂને ઇશ્વરરૂપ માની સેવા કરતો હતો, થોડા વખત પછી ગુરૂની વૃદ્ધાવસ્થા થવાથી ભગવત સ્મરણ કરી શરીર ત્યાગ (મરણ) થયુ બીજા શિષ્ય લોકનાથ નામે હતા, મથુરામા રહી શ્રી કૃષ્ણલીલા ગાયન વર્ણન કરી આનંદમા રહેતા હતા, શ્રીકૃષ્ણ ભગવાન મથુરા પ્રદેશમા (જન્મભૂમિમા સદૈવ નિવાસ કરે છે, આવુ સમજી આજુબાજુ ઘણી કુજ તથા વન અને ગુપ્તસ્થાન તપાસતા છતા શ્રીકૃષ્ણસ્વરૂપનું દર્શન થયુ નહીં ત્યારે અન્ન જલ છોડી દીધુ, આવી રીતે ત્રણ દિવસ ગયા પછી ચોથે દીવસે શ્રી યમુના નદી કીનારે વશીવડ પાસે ગોપસ્વરૂપમા શ્રી ભગવાનનુ દર્શન થતા આનંદ થયો

શ્રીભગવાન માયારૂપ મોહપાશ નાખી કૃષ્ણ ચૈતન્યને પૂછે કે તું કોણ છે, મને શુ કારણથી ઉભો થઈ ભેટયો, ત્યારે ગોપસ્વરૂપ ભગવાનને કૃષ્ણચૈતન્ય (ગોસ્વામી) કહે કે તમે ગોપવેષવાળા

શ્રીકૃષ્ણ પોતે છો, જેથી પ્રેમભક્તિથી તમને ભેટયો. પછી રાત્રે સ્વપ્ન થયું કે તું શુદ્ધ ભાવથી મારૂં ભજન કરવાથી જલદી મારા સ્થાનમાં આવશે. આવું સ્વપ્ન થવાથી શ્રીકૃષ્ણ ચૈતન્ય (ગોસ્વામી) છેવટ સુધી મથુરામાં નિવાસ કરતા હતા.

રૂપના બીજા શિષ્ય કૃષ્ણદાસ નામે થયા, પોતાના ગુરૂની આજ્ઞા પાળી રાધાકૃષ્ણ મંત્રજપ કરી સેવા પૂજન કરતા હતા, જેને નારાયણ નામે શિષ્ય હતા. આ પ્રમાણે શ્રીકૃષ્ણભક્તિ કરતાં પવિત્ર ભક્ત ઘણા થયા.

## સર્ગ ૧૧૪ મો

### હરિદાસ ચરિત

**मुरारि नाम्ना भक्तोऽभूत् रसिकेत्युपनामकः ॥**
**कथामस्य प्रवक्ष्यामि परमाश्चर्यकारिणीम् ॥**

હરિદાસ ચરિત કહે છે. મુરારિ નામે ભક્ત હતા જેનું ઉપનામ રસીક હતું, જેણે પોતાની રહેવાની જગ્યામાં એક કુંડ બનાવ્યો, જે કોઇ સાધુ સંત ભોજન કરવા આવે તેના પગ ધોઇ ચરણનું જલ તે કુંડમાં એકઠું થાય પછી કોઈ રોગી આવે તેને કુંડનું જલ આપવાથી સારો કરવો, આવો હરિદાસનો નિયમ હતો.

એક વખતે ગુરૂની ક્ષયતિથિ (સાંવત્સરીક મરણ તિથિ)ના દિવસે ઘણા સાધુ સંતને ભોજન કરાવવા નિશ્ચય કરતા એક કોઢ રોગવાળા મનુષ્યને માલા તિલક મુદ્રા ધારણ કરાવી વૈષ્ણવ સાધુ બનાવી પરીક્ષા માટે લઇ ગયા. તે વખતે મુરારિ(ગુરૂ)એ શિષ્યને કહ્યું કે આ સાધુ વૈષ્ણવ ( બનાવટી વૈષ્ણવ ) ના પગ ધોઈ બધુ જલ એકઠું કરી કુંડમાંથી થોડું જલ લઇ આવ. આવું મુરારિ ગુરૂનું વચન સાંભળી શિષ્યે તૈયાર કરેલુ જલ પોતાના મસ્તક ઉપર છાંટયું પછી કોઢ રોગવાળા (વૈષ્ણવ ) ને પૂછે છે કે તું

કોણ છે, ક્યાંથી આવ્યો, ત્યારે રોગી વૈષ્ણવ બોલ્યો કે તિલક માલા ધારણ કરનારો હું વૈષ્ણવ છુ, મને દુષ્ટ રોગ ઉત્પન્ન થવાથી દુઃખ ભોગવું છું. આવું સાંભળી મુરારિએ વૈષ્ણવના પગ ધોવાથી શરીરનો કોઢ રોગ શાંત થયો. સર્વ વૈષ્ણવો ધન્યવાદ આપતા હતા. બાર દિવસ પોતાની પાસે રાખી નિરોગી બનાવ્યો.

એક સાધુ કેવલ ધૂમાડો પાન કરી બેઠો હતો, જેણે મુરારિને વિનયથી કહ્યુ કે મને પેટમા દુઃખ થવાથી હું કાંઇ ખાઈ શકતો નથી. મુરારિએ એક નાળિયેળ ફોડી મંત્ર ભણી પ્રસાદરૂપે આપવાથી દુઃખ દૂર થઇ નિરોગી થયો. જેઓ સાધુવૃત્તિમાં રહી શ્રી ભગવાનનું ભજન કરે તેને કાંઇપણ કષ્ટ થતું નથી. થોડો વખત ગયા પછી એક સાધુ દંડ ધારણ કરી આવ્યો તેણે કહ્યુ કે મારા દંડ માટે બીજું જૂદુ ભોજનપાત્ર રાખવું છતાં શિષ્યએ જવાબ આપ્યો નહિં, તેથી સાધુને ક્રોધ થવાથી પીરસેલુ ભોજનપાત્ર મુરારિના શરીર ઉપર ફેંકી દીધું, મુરારિને કાંઇ ક્રોધ થયો નહીં, સાધુને શાંત કરી પોતાના શિષ્યને ઠપકો આપતા હતા. આ પ્રમાણે ઘણા સાધુ સંત વૈષ્ણવો ભોજન કરી મુરારિને પ્રણામ કરી પોતાને સ્થાન ગયા.

મુરારિના ગુરૂ શ્યામાનંદને રાજાએ એક ગામ આપ્યુ હતું, તે ગામ મ્લેચ્છ (યવન) રાજાએ છીનવી લીધુ, જેથી ગુરૂ (શ્યામાનંદ) એ મુરારિને પત્ર લખ્યો કે મારી પાસે જલદી આવવું. મુરારિ પોતે મ્લેચ્છ રાજાના નગરમા જતાં પ્રધાનોને ખબર થવાથી રહેવા માટે સારી તૈયારી કરી સન્માન કરવા લાગ્યા; થોડો વખત ગયા બાદ પ્રધાન મંડળ રાજાને કહે કે તમે મુરારિના ગુરૂનું ગામ શું કારણથી જપ્ત કર્યું જેનો નિશ્ચય (નિર્ણય) કરવા મુરારિ અહિંઆં આવ્યા છે, ત્યારે રાજા ( મ્લેચ્છયવન ) પૂછે છે કે તમારા ગુરૂ ( મુરારિ ) મા શું તત્ત્વ છે, જેની ખાત્રી થાય તો હું પાછુ આપીશ પ્રધાન મંડળ મુરારિને રાજા પાસે લઇ ગયા.

તે વખતે મહેલના દરવાજા પાસે એક હાથી હતો જેની રચના જોવા દરબારમાં બધા એકઠા થયા, જ્યાં રાજા બેઠો હતો ત્યાં મુરારિ ગયા, હાથી પાસે જઇ ઉભા રહ્યા તે વખતે ચિત્‌ચિત્‌ શબ્દ બોલતાં એકદમ દોડી હાથી તોફાન કરવા લાગ્યો, જેથી આજુબાજુ નાસભાગ થઈ, કેટલાકને હાથીનો ભય થવાથી રડવા લાગ્યા, તે વખતે મુરારિ બહાર આવી "હરેકૃષ્ણ, હરેકૃષ્ણ" "રાધાકૃષ્ણ" નામ ઉચ્ચારણ કરતાં હાથી શાંત થઇ મુરારિના ચરણ પાસે સુઇ ગયો. મુરારિએ હાથીના કાનમાં રાધાકૃષ્ણ મંત્રનો ઉચ્ચાર કરી ગળામાં તુલસીની માલા પહેરાવી હાથીનું ગોપાલદાસ નામ રાખ્યું.

રાજાએ જપ્ત કરેલું ગામ મુરારિને પ્રણામ કરી સોંપી દીધું; તથા બીજાં ગામ અને હીરા રત્ન વિગેરે ઘણું દ્રવ્ય આપ્યું, ગોપાલદાસ હાથી પોતાની પીઠ ઉપર સાધુસંતને બેસાડી જ્યાં જવું હોય ત્યાં લઇ જાય; પોતાની ઇચ્છા પ્રમાણે જંગલમાં ચરવા જાય, પરંતુ રાજાનું કાંઇપણ કામ કરે નહીં, જેને માવત અંકુશ મારે છતાં તેની દરકાર કરે નહીં. વાણિયાની દુકાને જઇ ઘઉં વિગેરે અનાજ લઇ જઇ સાધુસંતને આપતો હતો. આવું થવાથી બધા વેપારીઓ એકઠા થઇ મુરારિને વિનયથી કહે કે તમારો ગોપાલદાસ હાથી અમારી દુકાન પાસે ઘણું તોફાન કરે છે, જેથી મુરારિએ હાથીને શાંત કરતાં માલમલિદા મિષ્ટાન્ન ખવરાવી ખુશી કર્યો. તે દિવસથી રાજાનું કાંઇપણ (અન્નઘાસ) ખાય નહીં. રાજાને સંતાપ થયો કે મારૂં અન્નઘાસ શા માટે ખાય નહીં. બીજે દિવસે ગોપાલદાસ હાથી ગંગામાં સ્નાન કરી અન્ન તથા ઘાસ ખાય. ગંગા કીનારે શ્રીભગવાનનું પવિત્ર નામ સ્મરણ કરી પોતાનું (હાથી) શરીર છોડતો હતો, આવું મુરારિ તથા હરિદાસનું પવિત્ર ચરિત શ્રવણ કરવાથી મુક્તિ મળે છે.

# સર્ગ ૧૧૫ મો.

## સદનભક્ત ચરિત.

सदनेति महाम्लेच्छ वंशजो भक्तिमानभूत् ॥
कथामस्य प्रवक्ष्यामि परमाश्चर्यकारिणीम् ॥

**સદન** પોતે પૂર્વજન્મમા બ્રાહ્મણ હતો, હાલ મ્લેચ્છ જાતિમા ઉત્પન્ન થયો છતા પૂર્વજન્મના સંસ્કાર હોવાથી ભક્ત થયો હતો. જ્યારે બ્રાહ્મણજાતિમા ઉત્પન્ન થયો હતો ત્યારે અધર્મવૃત્તિ (છળભેદ) થી દ્રવ્ય સંપાદન કરી કોઈને દાન આપ્યું નહીં પરંતુ એક નિયમ પાળતો હતો કે દરરોજ શાલિગ્રામનું પૂજન શિવાય અન્ન જલ ગ્રહણ કરે નહીં. સદને પૂર્વજન્મ (બ્રાહ્મણમા) એક મ્લેચ્છને વ્યાજ લઇ દ્રવ્ય આપ્યુ, જે મ્લેચ્છ માંસ વેચતો હતો. થોડો વખત ગયા પછી મ્લેચ્છએ સદનને પોતાના પૈસા આપવા બંધ કરવાથી મરણ વખતે મ્લેચ્છનુ સ્મરણ થવાથી સદન મ્લેચ્છ જાતિમા ઉત્પન્ન થયો માતાપિતાને બીજી સંતતિ નહીં હોવાથી સદન ઉપર વધારે પ્રીતિ હતી.

સદનની વય બાર વર્ષની થઇ. મ્લેચ્છ જાતિમા ઉત્પન્ન થવા છતા પૂર્વમા બ્રાહ્મણ હોવાથી શાલિગ્રામ પૂજન કરતો હતો તે સંસ્કાર કાયમ હતો જેથી જંગલમાથી એક પાષાણ લાવી પૂજા કરતો હતો, પરંતુ માંસ વેચતા એક ત્રાજવામા માંસ રાખે બીજામા માપ માટે શાલિગ્રામ (પાષાણ માની) રાખે, કોઇપણ હિંસા જાતે કરે નહીં, માતા પિતા મરણ પામતા ઘર બાર દ્રવ્ય વિગેરે પોતાના સ્વાધીનમા થવાથી સઘળી સત્તા ભોગવતો હતો. એક વખતે સદનને શ્રી જગદીશ યાત્રા જવા ઇચ્છા થઇ, જ્યા ઘણા વૈષ્ણવો સદનના ઘર આગળથી જતા શાલિગ્રામ દેવ જોવામા આવ્યા, સદનને (મ્લેચ્છ જાણી) કહે કે તારા ઘરમાં અમારા શાલિગ્રામ

દેવ છે તેની પૂજા કરવા તને અધિકાર નથી, માટે અમને આપના. તુ પૂજા કરે તેનુ ફલ તને મળે નહીં, સદને વૈષ્ણવોને પોતાના દેવ આપ્યા. શાલિગ્રામને પંચગવ્ય સ્નાન કરાવી શુદ્ધિ કરી પ્રાણ પ્રતિષ્ઠા કરાવી નૈવેદ્ય (ભોગ) ધરાવી બધા વૈષ્ણવોને પ્રસાદ ભોજન કરાવી એકાનમા બેઠા. જ્યારે મધ્ય રાત્રિ થઇ ત્યારે વૈષ્ણવરૂપે શ્રી ભગવાને સ્વપ્ન દીધુ કે હે સાધુ વૈષ્ણવ, તુ મને સદનને ઘેરથી લઇ આવ્યો, પરંતુ કાલે સવારમા પાછો મૂકી આવજે, આવુ વચન માનશે નહીં તો તારૂ ખરાબ થશે.

આવુ સ્વપ્ન થવાથી સાધુ વૈષ્ણવ જાગી ઉઠી શ્રમ થતા પાછો સુઈ ગયો. ગુરૂએ શિષ્યને કહ્યુ કે આ શાલિગ્રામ દેવ સદનને ઘેર લઈ જઇ કહેજે કે તારા દેવ પાછા લાવ્યો, જેથી સદનને દેવ આપી દીધા. થોડા વખત પછી કોઈ ભિક્ષા માગના આવ્યો જેની સાથે એક સ્ત્રી હતી તે સદનનું સુખ સંપત્તિ જોઇ કહે છે આપણે મને સાથે રહીએ, મને તારા શિવાય બીજો પુરૂષ જોઇએ નહીં, ત્યારે સદન કહે કે તારૂ આચરણ જોઈ મને તારી સાથે રહેવા ઇચ્છા નથી, તારો પતિ સાથે છે જેની સાથે સુખ સંપત્તિ ભોગવવી.

સદનનું વચન સાભળી તે સ્ત્રી પતિ સાથે ઘેર ગઇ, પછી વિચાર કરે કે મારા પતિનું મસ્તક છેદી મારી નાખી પાછી જઈશ. ત્યા જઇ સદનને કહે કે મારે તારી સાથે જ રહેવુ. સદન પોતાનુ ઘર છોડી ચાલતો થયો, પાછળ સ્ત્રી રડતી આવતી હતી જેને બીજા મનુષ્ય પૂછતા હતા કે તુ શા કારણે રડે છે જેથી, પતિ મારી નાખવાનુ ખોટુ કલંક મૂકવાથી સદનને બાધી રાજા પાસે લઇ ગયા, જ્યા રાજા કોપાયમાન થઇ સદનના બને હાથ કાપી નાખી ગામ બહાર કાઢી મૂક્યો, (ચાડાવ પામે હાથ કપાવ્યા) સદન પોતાના કરેલા પાપફલ ભોગવતા ખાંધ ઉપર જોગી રાખી ભિક્ષા માગી પોતાને ઘેર ગયો. બીજે દિવસે શ્રીજગદીશદેવ પૂજકોને સ્વપ્નમા કહે કે આવતી કાલે સદન કેટલાક વૈષ્ણવ સાધુઓ

સાથે અહિઆ આવશે જેના હાથ કાપી નાખવાથી તેને પાલખીમા બેસાડી દેવમંદિર પાસે લાવવો આવુ સ્વપ્ન થવાથી દેવના પૂજારીઓ પાલખી લઇ રસ્તામા વૈષ્ણવો સાથે સદનને આવતા જોઇ પાલખીમા બેસના કહ્યુ છતા સદન કહે કે હુ પાલખીમા બેસના યોગ્ય નથી બીજી વખતે આગ્રહપૂર્વક પૂજારીઓ કહે છે તે વખતે સદનના હાથ પૂર્વપ્રમાણે હતા તેવા થયા પાલખીમા બેસી સદન શ્રીજગદીશ યાત્રા કરવા પછી નીલાચલ પર્વત જઇ શ્રીકૃષ્ણ નામ જપ કરવા પાછો વૃદાવન (વ્રજ)મા આવ્યો જ્યા થોડા સમયમા સ્વર્ગસ્થાન ભોગવતો હતો

## સર્ગ ૧૧૬ મો

### સોજીભક્ત ચરિત

> पोजीनाम बभूवैकोभक्तोऽतीव सुसत्तम ॥
> स्वगुरु कृष्णवत् पश्यन् पूजयामास भक्ति ॥

**સો**જી નામના પરમ ભક્ત હતા તેમજ દયારામ વિગેરે મહા ભક્ત થયા નાભદાસ વિમલાનંદ, પતિગમ શામરામ પદ્મ મનોરથ વિગેરે મહાભક્ત શ્રીકૃષ્ણભક્તિ કરતા હતા સોજી ભગત પોતાના ગુરૂને શ્રીકૃષ્ણરૂપે માનતો હતો એક વખતે ગુરૂનો પ્રસ્થાન (મરણ) સમય થયો ત્યારે એક જગ્યામા ઘણા બાધી શિષ્યને કહે છે કે જ્યારે મારૂં મૃત્યુ થશે ત્યારે ઘણનાદ થશે અને શ્રીકૃષ્ણપાર્ષદો મને વૈકુંઠમા લઇ જશે જ્યાસુધી ઘણનાદ થાય નહીં ત્યાસુધી કદાચ મારો પ્રાણત્યાગ થાય છતા હું બીજા સ્થાનમા ગયો છુ આવુ સમજવુ ગુરૂવચનમા શ્રદ્ધા રાખી સમય જાણવા શિષ્યવર્ગ ઉત્સુક થયા

એક વખતે સોજી (શિષ્ય)ને પોતાના ગુરૂએ કારણસર બીજી જગ્યામા મોકલ્યા પછી થોડા વખતમા ગુરૂજીને વેદના (દુ ખ)

થવાથી મૂલસ્થાનથી બહાર કાઢયા, જ્યાં બીજા શિષ્યએ વાટ જોઇ રહ્યા, થોડા સમયમાં ગુરૂજી પ્રાણત્યાગ કરતાં ઘંટાનાદ થયો નહીં, પરંતુ સોજી શિષ્યની વાટ જોઇ છેવટે શબને સ્મશાન ભૂમિમાં લઇ ગયા. એક રાત્રિ શબને રાખી મૂકયું.

સોજી શિષ્ય બીજે દિવસે સવારમાં ઘર આગળ આવતાં ગુરૂનાં મરણ સમાચાર સાંભળી મોટેથી રડતાં ધીરે ધીમે સ્મશાન ભૂમિ જઇ બીજા શિષ્યવર્ગને પૂછે કે ગુરૂજી કયા સ્થાનમાં મરણ પામ્યા, ત્યારે બધા શિષ્યોએ કહ્યું કે છેવટે આંબાના વૃક્ષ નીચે સુતા પછી મરણ પામતા ઉંચું મુખ થયું હતું. આવું સાંભળી સોજી શિષ્ય ગુરૂ પ્રમાણે સુઇ જઇ ઉંચુ મોઢું કરતાં એક આંબાનું પાકુ ફૂલ જોવામાં આવ્યું, પછી ઉભા થઇ તે ફ્લ પાડી કટકા કરતાં મધ્યભાગમાંથી એક કીડો ગોટલી પાસેથી નીકળ્યો, તે વખતે ઘંટાનાદ થયો.

બધા શિષ્યવર્ગ એકઠા થઇ સોજી (મોટાશિષ્ય)ને પૂછવા લાગ્યા કે આ ઘંટા નાદ પાછળથી તમે આવ્યા ત્યારે શી રીતે થયો હશે, ત્યારે સોજીએ સર્વ વૃત્તાંત કહ્યું કે છેવટે મરણ વખતે આંબાના ફ્લમાં મન રહેવાથી વાસના રહી ગઇ, હું ગુરૂ પ્રમાણે સુઇ ગયો. આંબાના ફ્લમા દૃષ્ટિ પડવાથી ફ્લ મેં જાતે પાડી અંદરથી કીડો નીકળતા ઘટાનાદ થયો, તે વખતે ગુરૂજી પ્રભુ ચરણમાં પ્રાપ્ત થયા. મનુષ્યમાત્રને અંત સમયે જેવી મતિ હોય તેવી ગતિ થાય, મુમુક્ષુ પ્રાણિએ પ્રથમથી સારો અભ્યાસ (ભક્તિ માર્ગ) શરૂ રાખવો આવું સોજી ભગતનુ વચન સર્વ શિષ્યવર્ગ માનતા હતા.

પુંડરીક નગરમાં એક રકા નામે શુદ્ર હતો, જેની સ્ત્રી બકા નામે ઘણી હુશિયાર હતી, વૈષ્ણવમાર્ગ(ભક્તિ)માં જન્મથી બંનેની ઘણી પ્રીતિ હતી, સમય પ્રમાણે જે કાંઇ મળે તેટલામાં સંતોષ માનતા હતા, જંગલમાં જઇ સુકાં લાકડાં લાવી ગામમાં

વેચી જે કાંઇ દ્રવ્ય મળે તે પ્રમાણે અન્ન લાવી પોતાનો આશ્રમ નિર્વાહ કરતા હતા, બંને દંપતી શ્રીવિઠ્ઠલ (પઢરીનાથ) દેવનું ભક્તિ ભાવથી સ્મરણ કરે, જ્યાં રકા જાય તેની પાછળ સ્ત્રી (બકા) જાય આ પ્રમાણે થોડો સમય ગયા પછી નામદેવે શ્રીવિઠ્ઠલદેવની પ્રાર્થના કરી કે હે સ્વામિનાથ તમારા ભક્ત રકા તથા બકા (સ્ત્રી) ને કાંઈ ધન આપવું જોઇએ, ત્યારે શ્રીવિઠ્ઠલ પ્રભુ નામદેવને સ્વપ્નમાં કહે કે જ્યારે સવારે વનમાં લાકડાં લેવા જશે ત્યારે ધન આપીશ, પરતુ એની સાથે કોઈ બીજો ભક્ત હાજર રહેવો જોઇએ.

બીજે દિવસે રકા તથા બકા (સ્ત્રી) બંને જણ સવારમા દરરોજ પ્રમાણે લાકડાં લેવા વનમાં ગયા, જ્યાં નામદેવ જોવામાં આવ્યા, જેને વિઠ્ઠલદેવે દ્રવ્ય આપી કહ્યું કે રકા તથા બંકા માટે આહિંઆં ધન રાખ્યું છે. આટલું કહી વિઠ્ઠલ દેવ અંતર્ધાન થયા.

રકા જગલમાથી લાકડા લઇપાછા આવતાં ધન જોવામાં આવતાં કાંઈપણ લીધું નહીં. જેને દ્રવ્યની કાંઈ ઇચ્છા નહીં હોવાથી ઉપર ધૂળનો ઢગલો બનાવી ધનને ઢાંકી ઉભો રહ્યો, પાછળથી પોતાની સ્ત્રી (બકા) આવતી હતી જેણે પતિને પૂછ્યું કે તમે ધૂળનો ઢગલો શા માટે બનાવ્યો છે, ત્યારે રકા કહે કે આ જગ્યામાં, ધનસંચય જોવામાં આવવાથી મેં ધૂળ નાંખી ઢાંકી દીધી કારણ કે દ્રવ્ય હોવાથી લોભ વધવાથી ભગવાનનું ભજન થાય નહીં, ત્યારે સ્ત્રી (બકા) કહે કે આપણે ધનનો સ્વાર્થ (પોતાને) માટે ઉપયોગ કરવો નહીં પરતુ લોકઉપકાર (સાધુસંત સત્કાર) માટે ધન લઈ જવા હરકત નથી, જેથી રકાએ ધૂળનો ઢગલો દૂર કર્યો.

રકા પોતાની સ્ત્રીને સાચો ઉપદેશ કહે છે કે હે સ્ત્રી, જ્યારે નિર્ધનને ધન મળે ત્યારે મહામોહ થાય, તેમ જ શોક તથા ક્રોધ વારવાર થાય, દ્રવ્ય થવાથી માતાપિતા ગુરૂ સાથે કલેશ થાય, ધન મળવાથી સ્ત્રી પોતાના પતિનો તથા પતિ સ્ત્રીનો નાશ કરે, માટે આપણે ધન સંચય કરવો નહીં. ભક્તિમાર્ગનો કોરો ધન કહેવાય, આવું

ંકા (પતિ)નું વચન સાભળી બકા(સ્ત્રી)એ પતિનો હાથ પકડી (વાઘનો ભય હોય તે પ્રમાણે) ચાલતા થયા.

બીજે દિવસે પાછા બને (રંકાબંકા) સ્ત્રીપુરૂષ લાકડાં લેવા જંગલમાં જવા પહેલાં નામદેવ વૈષ્ણવરૂપે જઈ લાકડા તૈયાર કરે છે,જેને મહેનત વિના ઘેર લઈ ગયા, થોડા વખતમા નામદેવ વૈષ્ણવરૂપ લઇ રકા તથા બંકાને દ્રવ્ય તથા વસ્ત્ર આપે છે તે વખતે બકા (સ્ત્રી) કહે છે કે ધન મળવાથી ગર્વ (અભિમાન) થાય, જેથી પતિ (રંકા)ને ધન લેવા ના કહી છેવટે એક વસ્ત્ર આપ્યું આવુ ંકા (ભગત) તથા બકા (સ્ત્રી)નું આચરણ જોઈ નામદેવ ઘણા ખુશી થયા. બને દંપતી (રકાબકા) જીવના સુધી શ્રીવિઠ્ઠલનું ભજન કરતાં છેવટે હરિચરણ પ્રાપ્ત થયા આ પ્રમાણે લક્ષ્મણદાસ ભક્ત થયા, ત્યાર પછી લડુ (લાડુ) ભટ થયા જેનું વૃત્તાન કહે છે એક વખતે લાડુ ભટજી યાત્રા પ્રસગે ઘણા દૂર ગયા, જ્યાં દેવીની(રાજકુવદેવી) મૂર્તિ હતી. જેને દરરોજ એક મનુષ્યનું બલિદાન આપવામા આવતુ હતુ, જેને ઘેર લાડુભટ ગયા તે ઘેરથી તે દિવસે મનુષ્ય બલિદાન માટે લાડુભટને લઈ ગયા, જ્યારે પૂજન કરી મસ્તક છેદનનો સમય થયો ત્યારે લાડુ ભટ કહે છે કે મારો વધ થવાથી અહિંઆ કોઈ બાકી રહેશે નહીં પરતુ બધાનો નાશ થશે આવુ સાભળી રાજા એકદમ નાશી ગયો, પછી લાડુ ભટ દેવી (ભદ્રકાલી)ની દૃઢ ભક્તિભાવથી સ્તુતિ કરતા પ્રસન્ન થઈ લાડુ ભટને વરદાન આપતા ભટજી કહે કે હે જગદબે (માતા) હવે પછી મનુષ્ય બલિદાન છોડી પાયસ (દૂધપાન) બલિદાન ગ્રહણ કરો, રાજા તથા પ્રજાનુ કલ્યાણ થાય ફરી બીજુ વરદાન દેવી આપવા કહે છે ત્યારે લડુભટજી બોલ્યા હે માતાજી તમારી કૃપાથી શ્રીભગવાનમા દૃઢ ભક્તિ રહો. આ પ્રમાણે બને વરદાન આપી દેવી અંતર્ધાન થયા. રાત્રિમાં સ્વપ્ન થતા મનુષ્યવધ (બલિ) બધ કરતા લાડુભટનો શિષ્ય (રાજા) થયો

# સર્ગ ૧૧૭ મો

## સંતભક્ત ચરિત

सतनामा बभूवैको कुटुंबी वेष्णवोत्तम ॥
भिक्षयान्नं गृहीत्वा स भोजयामास वेष्णवान् ॥

**સંતનામે** શુદ્ધ વૈષ્ણવ ભક્ત થયા, મહાગથી ભિક્ષા માગી લાવી સત સાધુ વૈષ્ણવોને ભોજન કરાવે, કોઈ સાધુ ભોજન શિવાય જાય નહીં આવો નિયમ ચાનુ ગખ્યો એક વખતે કોઇ સાધુ આવી મત (ભક્ત)ની સ્ત્રીને પૂછે કે તા । પતિ હાલ કયા ગયા, ત્યારે સ્ત્રીએ જવાબ આપ્યો કે મારા પતિ (મંત) ચૂલામા ગયા. આનુ માભળી ભોજન શિવાય માધુ ચાનતા થયા રસ્તામા સાધુ તથા સત(ભક્ત) એકઠા થયા, ત્યારે માધુને પુછ્યુ કે મારે ઘેર ભોજન ભિક્ષા કરી પાછા આવ્યા છો કે શુ કર્યું, ત્યારે સાધુએ મંતને કહ્યુ કે તમાગ મમાચાગ સ્ત્રીને પૂછતા જવાબ મ'ગ્યો કે મંત (માગ પતિ) ચૂલામાં ગયા, જે સાભળી મને ખેદ (દુખ) થવાથી વૈરાગ્ય ઉત્પન્ન થવાથી હું ચાલતો થયો તમારી સ્ત્રી કર્કશા જોઇ મારે ફરીથી તમારે ઘેર જવુ નથી, સાધુનું કહેવુ સાભળી મંત (ભક્ત) કહે કે મારી સ્ત્રી કર્કશા નથી તેણે સાચુ કહ્યુ હતુ કે હું ચૂલામાં ગયો, કારણકે ભિક્ષા લેવા બહાર ગયો હતો, માટે કૃપા કરી મારી સાથે પાછા ચાલો વૈષ્ણવ (સાધુ)ને ઘેર લઇ જઇ ભોજન કરાવી વિદાય કરવા પછી સંત (ભક્ત)ને ઘેર અક્ષય્ય અન્ન કાયમ રહેતુ હતું

શ્રીભગવાનનો બીજો ભક્ત ત્રિલોક નામે (સોની) હતો, અલકાર બનાવી દ્રવ્ય લઇ જે કાઇ મળે તે સઘળુ દ્રવ્ય સંત સાધુ સગા સંબંધીને આપતો હતો, એક વખતે પોતાના નગરની રાજ-કુમારિકાના લગ્ન હોવાથી ત્રિલોક સોનીને બોલાવી સોનું આપી

અલકાર તૈયાર જલદી કરવા કબૂલ કરી સોનુ ઘેર લઇ ગયો, ઘરમા સોનું કાયમ રાખી સાધુ સંત સેવા કરવા હાજર થયો, વિવાહ નજીક આવતા છતા અલકાર તૈયાર કરવાનુ ભૂલી ગયો બે ત્રણ દિવસ બાકી રહ્યા છતા દાગીના તૈયાર નહીં થવાથી રાજાએ હુકમ કર્યો કે ત્રિલોક સોનીને બાધી પકડી લાવવો, રાજદૂતો લઈ આવ્યા ત્યારે ત્રિલોક સોની કહે કે બધા અલકાર તૈયાર થતા હજુ બે દિવસ વિલબ થશે આવુ ખોટુ બોલી રાજાનો ભય હોવાથી છુપી રીતે ઘર છોડી જગલમા નાસી ગયો ત્યા શ્રીજગદીશનુ ધ્યાન કરતો હતો

શ્રીભગવાને ત્રિલોક સોનીના વેષમા અલકાર લઈ રાજાને સોપી દીધા જેથી પ્રસન્ન થઈ રાજાએ ઘણુ દ્રવ્ય આપ્યુ આવી શુભ વાર્તા કોઇને ખબર પડી નહીં ઘર આગળ સાધુ સંતને ઉત્તમ ભોજન કરાવ્યુ મોટો મહોત્સવ ત્રિલોક સોનીને ઘેર થયો બાકી અન્ન લઇ જગલમા ત્રિલોક સોની હતો ત્યા શ્રીજગદીશદેવે પ્રસાદરૂપે મોકલ્યુ ત્યારે ભયરહિત થઇ સોની જગલમાથી ઘેર આવી સ્ત્રીને પૂછે કે આવો મહોત્સવ શી રીતે થયો સ્ત્રીએ કહ્યુ કે હાલ તમને ભ્રાંતિ થવાથી મન સ્થિર નથી ગઇ કાલે તમને રાજાએ મોટુ બક્ષીસ આપતા મહોત્સવ થયો

ત્રિલોક સોની સ્ત્રીનુ કહેલુ સાભળી આશ્ચર્ય પામ્યો કે મને જગદીશદેવની પૂર્ણ કૃપા થઇ શ્રીભગવાન ભક્તનુ રક્ષણ કરે છે છેવટે ત્રિલોક સોની ભક્તિભાવથી પ્રભુચરણ પ્રાપ્ત થયો બીજા ભક્ત કોણ થયા તેનુ નામ કહેવામા આવે છે સોમદાસ, ભીમદાસ, ત્રિવિક્રમ, રઘુ મુકુંદ ગોપાલભક્ત ગણેશ્વર, વાલ્મિકી, વૃદ્ધવ્યાસ, વિઠ્ઠલાચાર્ય, કક ભોલા હરિદાસ, શ્રીધર, ઉદ્ધવ, કપુરીભક્ત, દેવાનદ, નરહરિ આનદ સતરામ ખેમરામ, શ્રીરગ, નદ, વિષ્ણુશ્રી, દ્વારિકાદાસ માધવ રૂપ દામોદર, મદન સોહાગ, કેશવ, પાલકધર, પ્રયાગદાસ, બદરીદાસ, હરિનાથ ગોવિંદ બલ-

ચારી, બાલકૃષ્ણ, જડભરત, ગોપિનાથ વિગેરે મહાભકત થયા

નીલાચલ પર્વત પાસે પ્રતાપ રૂદ્ર નામે રાજા હતો, જેકૃષ્ણ ચૈતન્યનો શિષ્ય હતો એક વખતે ગુરૂ કોપાયમાન થઈ રાજાને કહે કે હવે મારૂ દર્શન કરવુ નહીં, તે વખતે કૃષ્ણ ચૈતન્ય (ગુરૂ) એકદમ અદરય થવાથી રાજાને ચિંતા થઈ કે મને ગુરૂ દર્શન કયારે થશે, રાજ્ય ગાદી પુત્રને સોપી સુખ સંપત્તિ ત્યાગ કરી વિષ્ણુ ભકત હોવાથી શ્રીજગન્નાથપુરી ગયો, રથયાત્રા દિવસે (આષાઢ સુદ બીજ) રથ આગળ નૃત્ય કરવા લાગ્યો, ત્યા ગુરૂ (કૃષ્ણ ચૈતન્ય) આવી રાજાની પૂર્ણ ભક્તિ જોઈ પ્રસન્ન થયા, પરસ્પર ભેટી આનંદ થઇ કહે કે હે રાજન્, તારો ગર્વ દૂર થયો, મારો ભકત હોવાથી શ્રીભગવાનમા ભકિતભાવ થઇ તારો ઉદ્ધાર થશે, છેવટે રાજા જીવન્મુકત થયો આ પ્રમાણે ગગારામ, ગોવિંદ, લાલદાસ, પ્રિયાદાસ, રસિક, મહારસિક, કેશવદાસ વિગેરે મહાભકત થયા

## સર્ગ ૧૧૮ મો

### ગોવિંદભક્ત ચરિત

गोविंदस्वामी नामाभूत् भक्तस्तत्पूजकात्मज ॥
कथामस्य प्रवक्ष्यामि परमाश्चर्यकारिणीम् ॥

શ્રીભગવાનના પૂજક ગોવિંદ સ્વામી હતા, જેને એક પુત્ર હતો તે મથુરાપુરીમા રહી બાલસ્વરૂપ પ્રતિમા પૂજન કરી નિત્ય ભગવ મહોત્સવ કરવાથી ગામમા ગોપાલરૂપે ઓળખતા હતા એક વખતે પૂજક (ગોવિંદ) પુત્ર બહાર જઇ શ્રીબાલસ્વરૂપે શ્રીકૃષ્ણની સાથે રમતગમત કરતા છડી રાખી બાલલીલા કરતાં જમીનમા ખાડો ખોદી દડો સ્થિર રાખ્યો. કોઈ વખતે દડો બહાર કાઢે કોઈ વખત પાછો ખાડામા રાખતા જે જીની જાય

તે લાકડી (છડી) ઓળગી જાય આવી રીતે ગમતગમત થતા પૂજક પુત્ર ગોવિંદ શ્રીહરિ (ગોવિંદ પ્રભુ)ને જીતી ગયો, કારણકે ભગવાન ભક્તઆધીન (ભક્તિવશ) છે શ્રીબાલસ્વરૂપ ગોવિંદ પ્રભુ પ્રેમવશ થવાથી પૂજક પુત્ર ગોવિંદ પ્રેમ અશ્રુધારા છોડી પોતાને ઘેર ગયો, થોડા સમય પછી અન્ન જલ ત્યાગ કરવાથી રાત્રિમા સ્વપ્ન થયુ કે મારા મઠ (મદિર) આગળ તારા પુત્ર ગોવિંદને શામાટે બધ કર્યો તારો પુત્ર ગોવિંદ મને ઘણો પ્રિય છે, સવારે ભોજન કરાવી ગોવિંદ મારી પાસે લાવવો આવુ સ્વપ્ન દેવ પૂજક (ગોવિંદ પિતા)ને થવાથી દેવને નૈવેદ્ય ધરાવી પોતાના પુત્ર ગોવિંદને ભોજન કરાવી દેવ મદિર (મઠ) પાસે ગયા, એક વખત ગોવિંદ નાનક રડતો રડતો એકાતમા બેઠો હતો ત્યા આકડાના ફૂલ લઇ શ્રીબાલસ્વરૂપ (શ્રીગોવિં મૂર્તિ) ઉપર ફેંકી દઇ પાછો ઘેર આવી માતાને ઉનટુ ખોટુ વચન કહે કે મને ગોવિંદ પ્રભુએ આકડાના ફૂલ ફેંકયા, શરીર સ્વચ્છ કરવા પાછુ સ્નાન કરવુ છે દેવપૂજક પુત્રને સ્નાન કરાવી દેવને નૈવેદ્ય ધરાવવા સમય થતા પુત્ર ગોવિંદ પોતાના પિતાને કહે કે મને પ્રથમ ભોજન કરાવવુ પુત્રને જોઈ દેવપૂજકને ઘણો સતાપ થયો ત્યારે ગોવિંદ દેવ કહે કે મને તારો પુત્ર (ગોવિંદ) ઘણો પ્રિય છે, માટે જેવી ભક્તિભાવ હોય તે પ્રમાણે દેવતાઓ ભક્તઆધીન રહે છે આ પ્રમાણે રઘુનાથ ગોપિનાથ, રામભદ્ર વિગેરે પરમ વૈષ્ણવો શ્રીભગવાનની પૂર્ણ ભક્તિભાવે પૂજન કરતા મોક્ષ પામ્યા

## સર્ગ ૧૧૯ મો

### ગુજામાલી ચરિત

गुजामालीवभूवेक पश्चिमेविष्णुभक्तिमान् ॥
लाडाहर इतिख्यातेग्रामे धनसमृद्धिवान् ॥

પશ્ચિમ દિશામા લાડાહર ગામમા એક ધનવાન ગુજામાલી નામે વિષ્ણુ ભક્તિ પરાયણ ભક્ત હતો, જેને પુત્ર હતો

તે યુવાવસ્થામાં મરણ પામ્યો, જેથી ગુંજમાલી ઘર અમાર વૈભવ સુખ ત્યાગ કરી પોતાની સઘળી મીલકતના બે વિભાગ કરી એક ભાગ પોતાની સ્ત્રીને તથા બીજો ભાગ પુત્રની સ્ત્રી (વિધવા વહુ)ને વેહેચી આપતાં કહે કે તમે બધું મધળું સભાળી સંપ સ્નેહભાવથી રહેશો. હું મથુરા જઈ એકાંત સ્થાનમાં રહી શ્રીભગવાનનું ભજન કરીશ. આટલું કહી પોતાનું ગામ છોડી બહાર નીકળતી વખતે પુત્રવધુ (વહુ) કહે કે હે સસરાજી (પિતાજી) મને હવે ધન વૈભવ તથા કોઈ પણ સુખ ભેગવવા ઇચ્છા નથી. હું તમારી જોડે મથુરામાં રહી પ્રભુભજન કરીશ.

ગુંજમાલી આવું સાંભળતાં થોડું ધન લઇ પુત્રવધુ (વહુ)ને સાથે લઇ મથુરાપુરી ગયો, ત્યાં એક પ્રાચીન (જુનું) શ્રીકૃષ્ણના મંદીરની બાજુમાં પર્ણકુટી (ઝુંપડી) બાંધી રહ્યો. પોતે બને જણા સદાચાર પાળી શ્રીભગવાનની ભક્તિ સેવા કરતાં હતા, નૈવેદ્ય ધરાવી બહાર આવે ત્યારે પાત્ર (થાળ)માં આંગળીની નિશાની નૈવેદ્યમાં જોવામાં આવે, જેથી ભક્તિભાવ વધતો થયો, એક વખતે ઘણાં બાલકો ધૂલ રમતાં આવ્યા, શ્રીભગવાનની મૂર્તિ ઉપર ધૂળ પડતી હોવાથી પુત્રની સ્ત્રીએ બાલકોને સમજાવી બહાર કાઢયા, બીજે દીવસે નૈવેદ્ય ધરાવતાં પ્રથમ દિવસ પ્રમાણે જોવામાં આવ્યું નહીં. ગુંજમાલી પોતાની વહુને કહે કે આજે મારે ખાવું નથી પણ તું ભોજન કરીશ, ત્યારે વહુએ સસરા (ગુંજમાલી) ને કહ્યું કે મારે પણ ખાવું નથી. તે દિવસે રાત્રિમાં સ્વપ્ન થયું કે હે ગુંજમાલી (ભક્ત), જે બાલકો ગઈ કાલે રમત ગમત કરતાં ધૂલ નાખતાં તારી પુત્રવધુએ મંદિર બહાર કાઢી મૂકયા, જેથી નૈવેદ્ય સ્વીકાર કર્યો નથી. પાછા આવતી કાલે સવારે બાલકો આવશે પછી મારી મૂર્તિ ઉપર ધૂળ નાખશે ત્યારે હું પ્રસન્ન થઈ તારો ધરાવેલો નૈવેદ્ય ગ્રહણ કરીશ. બાલકો મને ઘણા પ્રિય છે. ગુંજમાલીને સ્વપ્ન થવાથી બીજે દીવસે મંદિરમાં બાલકો આવતાં પ્રેમ

ભક્તિપણે ધૂલીવદન કરતા હતા છેવટે ગુન્જમાલી તથા પુત્રવધુ મોક્ષ પામતા હતા.

મહારાષ્ટ્ર (દક્ષિણ) દેશમા વિઠ્ઠલ નામે ભક્ત થયા. તેમજ મુરલી, રઘુનાથ, હરિદાસ, મુકુંદ વિષ્ણુદાસ, ચતુર્ભુજ કેશવ વિગેરે મહાભક્ત થયા, તે પ્રમાણે ઘણી સ્ત્રીઓ ભક્તિવાળી થઇ, એક દાલિક કન્યા, મીતા, ઉમા, ગગા, ગૌરી, ગોપાલા, ગણેશદેવી, (રાણી) ભક્તિવાળી હતી ભક્તિભાવથી શ્રીકૃષ્ણ પૂજન ભજન, તથા સાધુ સતસેવા દરરોજ કરતી હતી એક ઢોગી પુરૂષ વૈષ્ણવ બની રાજા રાણી પાસે દરરોજ આવતો હતો, સાધુને મહાભક્ત જાણી રાજાએ જનાનામા રાણી પાસે આવવા જવા રજા આપી જ્યા જાય ત્યા કોઇ હરકત કરે નહીં, એક વખતે તે ધૂર્ત રાણી પાસે જઈ એક છરી લઈ રાણીની સાંથમા ભોકી દેતા ધૂર્ત કહે કે તુ મારી જોડે પ્રીતિ ભાવથી રહેતી નથી આટલુ કહી રાણીને લોહી નીકળવાથી રાજાને ખબર પડે નહીં તેવી રીતે નાસી ગયો. રાણીને ભાન આવવાથી દાસીને બોલાવી કપડાનો પાટો બાધ્યો છતા રાણીને દાસી શિવાય બહાર કોઇ સમજી શકે નહીં રાજા રાણી શય્યામા ભેગા સુતા પછી રાજાએ સામાન્ય રીતે પૂછયુ કે હે રાજપત્નિ (રાણી) તારા વસ્ત્ર લોહીવાળા કેમ દેખાય છે; ત્યારે રાણી કહે કે હાલ હું રજસ્વલા (અટકાવવાળી) થઇ છુ, માટે મારી પાસે બેસવુ નહીં રાજા તરત બહાર ગયો પરતુ લોહી ઘણુ નીકળતા રાણીને ઘણી વેદના થઇ, ત્યારે રાજાને સઘળુ ધૂર્ત વૈષ્ણવનુ વૃત્તાત કહ્યુ કે તમારો વિશ્વાસુ વૈષ્ણવ મારી સાથમા છરી મારી ધન લેવા આવતા નાસી ગયો જે સાધુ વૈષ્ણવ ઢોગ કરી ભક્ત થઇ આવુ કામ કરે તેને યોગ્ય શિક્ષા કરવી રાજાએ તે દિવસથી મૂર્ખ સાધુ વૈષ્ણવોનો સત્કાર બધ કરી સાચા અંત-સાધુની સેવા કરવા સકલ્પ કર્યો, છેવટે રાજારાણી સદાચાર પાળી પ્રભુચરણ પ્રાપ્ત થયા, આ પ્રમાણે કલાલસા, સત્યભામા, કાલી, માનવતી, યમુના, કમલા, દેવા, મૃગા, હિરબા, દેવકી વિગેરે સતી સ્ત્રીઓ ભગવાનની ભક્તિ કરતી હતી

# સર્ગ ૧૨૦ મો

## લખા ભક્ત ચરિત

अंतर्वेदेकान्य कुब्जग्रामस्यतु समीपत ॥
भूमिग्रामोस्त्वित ग्राभूत् नरवाहननामत. ॥

**અંતર્વેદી** કાન્યકુબ્જ (કનોજ) ગામ સમીપ ભૂમિ ગામમાં નરવાહન ભક્ત થયો, વહાણની સફર કરી વૈશ્યવૃતિ (વ્યાપાર) કરતાં જે કાંઈ ઉત્પન્ન થાય તે દ્રવ્ય દ્વારા સાધુસંતનો સત્કાર થાય, એક વખતે કોઈ લુટારો વહાણમાંથી ઘણી વસ્તુ લઈ ગયો. પાસે કાંઈ રહ્યું નહી ત્યારે લુટારાની સ્ત્રીએ ખાવાનું આપ્યુ, બાદ કહે કે હે નરવાહન આ હરિવંશનો શિષ્ય અહિંઆ રહે છે માટે રાધાવલ્લભ નામનો ઉચ્ચાર કરના અહિંઆ જે કોઈ આવશે તેને કહેવુ કે હું ગોસ્વામિ હરિવંશનો શિષ્ય છુ, આટલુ કહેવાથી તમારો સત્કાર થઈ દ્રવ્ય મળશે. આવુ થવાથી લુટારો નરવાહનને બધું પાછુ આપી ગયો, લુટારો કહે કે આવી વાર્તા કોઈને કરવી નહીં. કારણકે ખબર પડવાથી અવિશ્વાસ થાય આ પ્રમાણે નરવાહને ધન મેળવી લુટારાને ભક્ત બનાવી ગયેલુ ધન મેળવતો હતો, છેવટે પ્રભુ શરણ પ્રાપ્ત થયો

શ્રીગોવિંદ, જનાર્દન દામોદર, ઇશ્વર, માધવાનંદ, ગુડલ, તુલસીદાસ, ગૌરીદાસ, જટી વિગેરે મહાભક્ત થયા આનપુર (ઐનાપુર)મા ભાઉદાજી મહાભક્ત થયા, સવખાનપુરમા ગોપાલભક્ત થયા તથા વનેરપુરમા બીજા ગોપાલભક્ત થયા. મોટા કુટુંબવાળા છતાં નિસ્પૃહપણામા રહેતા હતા

એક વખત પોતે વશાગ્રમા ગયા, ત્યા બીજા ગોપાલદાસે પરીક્ષા કરવા માટે દરવાજા આગળ ઉભા રહી સામાન્ય વૈષ્ણવ પ્રમાણે સન્માન કર્યુ, પોતાને ઘેર લઇ ગયા પછી કહે કે હે

ગોપાલદાસ તમે કુટુમ્બ પુત્ર પરિવારવાળા મોટા છો. હુ નાનો ગોપાલ છતાં કોઈપણ સ્ત્રીનું મુખ જોતો નથી. તમે કુટુમ્બી હોવાથી તમારે ઘેર રહીશ નહીં, જેથી ગોપાલદાસે નાના ગોપાલને કહ્યુ કે સ્ત્રીઓ આમતેમ થોડો સમય જશે, આટલુ કહી એકાંતમાં બન્ને બેઠા. માર્ગમાં એક સ્ત્રીનુ મુખ જોઇ નાના ગોપાલ ક્રોધાતુર થયા કે મારો નિયમ ભંગ કર્યો જેથી મને સ્ત્રીમુખ બતાવ્યુ, ત્યારે ગોપાલદાસ (મોટા) કહે કે ભગવાનના ભક્તપણામાં વિરક્ત (એકલા) અથવા સ્ત્રી સહિત રહેવામા કોઈ દોષ નથી, છતા તમારો આવો હઠ જોઈ ઘેર બોલાવી અતિથિ સત્કાર કર્યો, જે સ્ત્રી પોતાનુ મુખ હઠથી બતાવશે તેને યોગ્ય દંડ થશે. આવુ સાભળી ગોપાલદાસ કહે કે સ્ત્રીઓને કોઈ દંડ કરે નહીં, તેમજ તમારો દોષ નથી, તમારી પરીક્ષા માટે અહિંઆં આવ્યો, જેણે ક્રોધને વશમાં રાખ્યો તેને સર્વ વસ્તુ જીતવા હરકત નથી લોભ મોહ પણ ભક્તિમાર્ગના વિઘ્ન કરનારા છે, આટલુ કહી ગોપાલભક્ત પોતાને સ્થાને ગયા

મારવાડમાં (લખા) લખા ભગત થયા ભિક્ષા માગી લાવી સાધુ સતનો સત્કાર કરે, એક વખતે દુકાળ પડવાથી સંતાપ થયો કે ચાલુ નિયમ કેવી રીતે પાળી શકાય, છતા સાધુ સંતને ભોજન કરાવી પોતે ઉપોષણ કરે, તે પ્રમાણે લખા ભગતની સ્ત્રીએ અન્ન આહાર ખાવાનુ બધ કર્યું પછી લખા ભગત સ્ત્રીને કહે કે આપણે દુકાળ સમયમા બીજે ઠેકાણે જઈએ, ત્યાસુધી અહિંઆ રહી સાધુસત સેવા થાય તો વધારે સારૂ કહેવાય. આવો સ્રીપુરૂષનો નિયમ ચાલુ રહ્યો એક વખતે સાધુ વેષમા વૈષ્ણવ આવી કહે કે તારે ચિંતા કરવી નહીં, કાલે સવારે એક પટેલ (ગ્રામાધીશ) જે એક ભેંસ તથા અન્ન લાવશે, તે અન્નને એક કોઠીમા નાખી દઇ ઉપર ઢાંકણુ ઢાકવુ, પછી દરરોજ જોઈએ તેટલુ જ માપ વજનથી કાઢવુ. બાકી ભેસની છાશ તથા ઘી મળવાથી સારુ

સત્કાર થશે દુકાળ હોવા છતા મરણ માટે નિશ્ચય કરવો નહીં. આવુ સાભળતા બને ખુશી થયા

લખા ભગત સવારમા ઉઠી હરિસ્મરણ કરે છે તેટલામા ગામનો મુખી આવી પોતાના સગાસબંધીઓને કહે કે હાલ મોટો દુકાળ છે માટે જે કાંઈ જોઈએ તે લખા ભગત પાસે જઈ એક વર્ષ સુધી જોઇતુ લઈ જવુ. કાંઈ ઓછુ થાય ત્યારે મારે લાવવુ લખા ભગત કહે કે મારી પાસે બધુ તૈયાર છે આટલુ કહી ગામનો મુખી ( પટેલ ) પોતાને સ્થાને ગયો એક વર્ષનો દુકાળ સમય પુરો થયા પછી શ્રી જગદીશના દર્શન માટે પ્રયાણ કરતા તે શ્રી પુરૂષોત્તમ નગર ગયો દુકાળ સમયે શરીર સુકાઈ ગયુ છતા સેવા ધર્મ નિયમ પાળવાથી તેજસ્વી શરીર થયુ દેવપૂજકને સ્વપ્ન થવાથી લખા ભગત માટે પાલખી તૈયાર કરાવી પોતાને ઘેર ઉતારો રાખ્યો તે રાત્રિમા રાજાને સ્વપ્ન થયું કે તારી કુમારી ( કન્યા ) લખા ભગતને પરણાવવી બીજે દિવસે તૈયારી કરી રાજા કન્યાદાન કરે છે, તે વખતે લખાભગત વિનયથી રાજાને સમજાવે કે મને રાજકન્યા સુખ ભોગવવુ નથી, છતા દેવસ્વપ્ન વૃત્તાત કહેવાથી વિધિપૂર્વક લગ્ન થયુ જે રાજકન્યા પરણી લખા ભગત વિદાય થયા છેવટ સુધી નિત્ય નિયમ પાળી સાચી ભક્તિભાવથી વૈકુંઠસ્થાન મેળવે છે

## સર્ગ ૧૨૧ મો

### નરસિંહ મહેતાચરિત

તદાજાગ્રામવાસ્યાસીત્ ગુર્જરેષુ च नागर ॥
विप्रोनाम्नातु नरसो महतेत्युपनामक ॥

ગૂજરાતમા (કાઠિયાવાડમા) તળાજા ગામમા નાગર બ્રાહ્મણ જ્ઞાતિમા નરસિંહ મહેતા ( મહત ) મહાભાગ્યશાલી શ્રી કૃષ્ણના

પરમભક્ત ઉત્પન્ન થયા. સૌરાષ્ટ્ર (મોરઠ) દેશમાં જન્મ ધારણ કરી દ્વારિકાપુરીથી આઠ યોજન (બત્રીસ ગાઉ) છેટે પશ્ચિમ દિશામાં રૈવત પર્વત પાસે જુનાગઢ નામે શહેર છે ત્યાં રહેવા આવ્યા. નરસિંહ મહેતાના માતા પિતા પોતાની નાની વયમાં સ્વર્ગસ્થ થયાથી મોટાભાઈ તથા ભાભી સાથે રહ્યા. પોતે પરણેલા નહીં હતા. નાની વયમાં આમ તેમ બીજા ગામમાં ગયા પછી પાછા જન્મભૂમિમાં આવતાં ભાભી પાસે પીવા માટે પાણી માંગ્યું કે મને ઘણી તરસ લાગી છે. ભાભી ઘરના કામમાં રોકાવાથી એકદમ ક્રોધ કરી કહેવા લાગી કે હાલ મારૂ કામ છોડી પાણી આપવા વખત નથી, માટે હાલ જાતે જઈ પાણી લઈ પીવું અથવા બીજાને ઘેર જવું

ભાભીનુ તજ, (કઠોર) વચન સાંભળી નરસિંહમહેતા ઘરથી બહાર જતા વિચાર કરતા હતા કે આવો ઠપકો (અપમાન) સહન કરતાં મરણ થાય તો સારૂ થાય, દરરોજ કઠોર વચન સાંભળવુ મને ઠીક લાગે નહીં, ગમે ત્યાં જઈ રહેવુ. આવો વિચાર કરી જુનાગઢથી ત્રણ ગાઉ દૂર ગોપનાથ મહાદેવનુ પવિત્ર મદિર જોઈ સાત દિવસ (મપ્તાહ) સુધી અન્નજલ ત્યાગ કરી શંકરનું ધ્યાન ધરતા હતા. આવું થવાથી કાઈ કષ્ટ થયુ નહીં, જેથી બીજો ઉપાય શોધ્યો. એક મોટો પાષાણ લઈ શિવલિંગ પાસે બેમી ભાભીનો ઠપકો સ્મરણ કરી માથામા પથ્થર મારી આત્મહત્યા (દેહત્યાગ) કરવા વિચાર કર્યો, તે વખતે બ્રાહ્મણરૂપ લઈ દયા કરવા શ્રી શકરદેવ હાથ પકડી કહે કે અરેરે તુ આત્મહત્યા શા માટે કરે છે. જે કાઈ જોઈએ તે હુ આપીશ.

નરસિંહ મહેતા બ્રાહ્મણ વચન સાંભગી કહે કે તમારી જેવી ઇચ્છા થાય તેટલું આપો, તે વખતે શકરદેવ (બ્રાહ્મણરૂપ) પ્રસન્ન થઈ કહે કે તને શું જોઇએ છે. નરસિંહ મહેત આંખ બધ કરી બેઠા હતા તે વખતે મથુરાનગરીનું દર્શન થયુ, મોટા તેજ

વાળા દીવા લઈ સ્ત્રીસ્વરૂપ લઇ નરસિંહમહેતાને શકર ભગવાને રાસક્રીડાનું નૃત્યરૂપે આ રાધિકા તથા અહિંઆં શ્રી કૃષ્ણ બંને વસ્તુ મને પ્રિય છે આટલું કહી રાધાકૃષ્ણ નામનો પ્રિયમંત્રનો ઉપદેશ કર્યો.

શકરદેવ શ્રી કૃષ્ણ ભગવાનને કહે કે તમારી દીપ ધારણ કોણ ચાય. આ નરસિંહ ભક્ત તમારી પાસે રાખીશ જેને મહાભક્ત બનાવી કૃતાર્થ કરો. આવું સાંભળતાં શ્રી કૃષ્ણ કહે કે જે ભક્ત તમારો હોય તે મને ઘણો પ્રિય હોય છે. જે તમારી નિંદા કરે તથા મારી સ્તુતિ કરશે તે પરમ શત્રુ સમજવો, મારો દ્વેષ કરનાર અઘોર નર્ક દશા ભોગવશે, યમદૂતો લઈ જઇ વિષ્ટા (અપવિત્ર) કૃમિકુંડમાં નાંખી છેવટે ડુકર (ભુંડ) પશુ થઇ વિષ્ટ ખાઇ જન્મ જન્માંતરમાં મોટું કષ્ટ ભોગવશે. આટલું કહી નરસિંહ મહેતાને નૃત્ય ગાયન શીખવ્યું. જેથી સંસારમાં સ્વર્ગ કરતાં ઉત્તમ સુખ ભોગવશે. તથા પરલોકમાં દિવ્યસ્થાન મળશે. જ્યારે કારણસર મારી જરૂર પડશે ત્યારે બીજો વેષ લઈ તેને જોઈતી વસ્તુ લાવી આપીશ.

નરસિંહ મહેતાને શુદ્ધ જ્ઞાન મળવાથી ગોપાનાથ મહાદેવ પાસે બેસી રાધાકૃષ્ણ નામનો જપ કરતાં શંકરને છેવટે પ્રણામ કરી બીજા ગામમાં ગયા, ત્યાં પોતાની નાગરબ્રાહ્મણ જ્ઞાતિના એક પુરૂષ કહે છે કે મને શ્રી કૃષ્ણ ભગવાને મારી દીકરીનો વિવાહ તમારી જોડે કરવા સૂચના થવાથી મારો નિયમ (વચન) સત્ય કરવા આવ્યો; આ પ્રમાણે લગ્નવિધિ થયા પછી થોડો સમય જતાં પુત્ર તથા દીકરી (પ્રજા) ઉત્પન્ન થયાં. શ્રી ભગવાનનું નિત્યનિયમ ચાલુ રહ્યું. દરરોજ સાધુસંત સાથે ગાયન નૃત્ય વાદિત્ર વગાડી સ્ત્રીઓના સમૂહમાં ફરવા લાગ્યા, જેથી કેટલાક નાગર બ્રાહ્મણો દ્વેષભાવ રાખી નરસિંહ મહેતા સાથે જ્ઞાતિ વ્યવહાર છોડવાથી પંક્તિ બહાર રાખ્યા. આવું થયું છતાં નરસિંહ મહેતાને

કાંઇ રાગદ્વેષ થયો નહીં. જે કોઈ આવે તેની જોડે મિત્રના ભાવથી યોગ્ય સત્કાર કરે.

થોડો સમય ગયા બાદ એક ગૃહસ્થ દ્વારિકાપુરી યાત્રા જવા નીકળતાં નરસિંહ મહેતાનું ઘર આવતાં ગામના મનુષ્ય રચના જોવા આવ્યા. યાત્રાળુ કહે કે મારે યાત્રા કરવા દ્વારિકા પુરી જવું છે, પરતુ મારી પાસે દ્રવ્ય ઘણું છે, માર્ગમાં લુટારાનો ત્રાસ હોવાથી આ ગામમાં કોઈ શાહુકાર ( શેઠ ) હોય તેને ધન સોંપી પહોંચ પત્ર લઈ હું જઈશ, જેથી મને જોઇતું દ્રવ્ય શ્રી દ્વારિકામાં મળે. આવું સાંભળતાં નરસિંહ મહેતાના દ્વેષિ ( શત્રુ )એ કહે કે આ ગામમાં નરસિંહ ભક્ત સારો છે, જેથી નરસિંહ મહેતા પુછે છે કે તમારી પાસે દ્રવ્ય કેટલું છે તે વખતે યાત્રાળુ કહે કે મારી પાસે રૂપિયા સાતસો ( ૭૦૦ ) છે, જેની પહોંચ પત્ર હુંડી લખી આપી કે દ્વારિકામાં શ્યામલાલના નામે પત્ર લખી આપ્યો કે જે કોઈ આ પત્ર લઈ આવશે તેને રૂપિયા સાતસો અંકે ( ૭૦૦ ) આપવા મારી પાસે યાત્રાળુના પૈસા જમા છે. થોડો સમય થતાં યાત્રાળુ દ્વારિકાપુરી ગયા પછી ગામમાં શ્યામલાલનું ઠેકાણુ પૂછતાં બધા મનુષ્ય કહેવા લાગ્યા કે અહિંઆં શ્યામલાલ કોઈ પુરુષ રહેતો નથી. યાત્રાળુને ચિંતા થવાથી ગામ બહાર જઈ જોતાં એક રથ જોવામાં આવ્યો, જેમાં બે ઘોડા જોડ્યા હતા તેને પૂછે કે તમે કોણ છો, ત્યારે ઉત્તર કહ્યો કે હું શ્યામલાલ છું, તારે શું કામ છે? યાત્રાળુ કહે કે ગામમા તમારી ( શ્યામલાલ ) તપાસ કરતાં કોઈએ સાચો જવાબ કહ્યો નહીં, જેથી હું પાછો જુનાગઢ નરસિંહ મહેતાને મળવા નીકળ્યો, જેણે મને તમારા ઉપર પત્ર આપ્યો ( સાતસો રૂપીઆ લઈ લખી આપ્યો ). નરસિંહ મહેતાએ લખેલો પત્ર આપે છે, જે વાંચી શ્યામલાલ બોલ્યા કે નરસિંહ મહેતા મને ઘણા પ્રિય છે, તમને રૂપિયા સાતસો ( ૭૦૦ ) આપીશ, હવે યાત્રા કરી જ્યારે જવું હોય ત્યારે નરસિંહ મહેતાને કહેવું કે આવા

કુશળ પત્ર સર્વ લખતા રહેશે, યાત્રાળુ સાતસો રૂપિયા લઇ યાત્રા સારી રીતે કરે છે ( સ્વામનાન થોડા વખતમા અતર્ધાન થયા )

યાત્રાળુ જુનાગઢ નરસિંહ મહેતા પાસે ગયો, સ્વામનાનનો પત્ર તથા યાત્રા મહોત્સવનું વર્ણન કરતા ધન્યવાદ આપે છે હે નરસિંહ મહેતા તમે મોટા પુણ્યશાળી છો, તમે દ્વારિકામા જેને પત્ર લખ્યો તે કોઈ મહાપુરૂષ છે, જે પત્ર વાચી નરસિંહ મહેતા ખુશી થયા યાત્રાળુને ત્રણ દિવસ નરસિંહ મહેતાએ આતિથ્ય સત્કાર માટે રાખ્યા જેથી દુશ્મનો નીચુ મોઢુ કરી ચાલતા થયા

## સર્ગ ૧૭૨ મો

एकदा नरसी पुत्री स्वपतेर्मंदिरे सती ॥
ज्ञाता गर्भवती तस्या सप्तमे मासि चागते ॥

**નરસિંહ મહેતાની** પુત્રી સાસરે રહી ગર્ભવતી થતા સાત માસ પુરા થયા પુત્રીના સાસરીયાનો ભોજન વસ્ત્ર અલંકાર વિગેરે આપતા સારો સત્કાર કર્યો ( પોતાનો રીત રીવાજ કર્યો ) ગર્ભવતી વહુને જોઇ સાસુ વિચાર કરતી હતી કે હવે હું શુ કરીશ, એનો બાપ ( નરસિંહ મહેતા ) દરિદ્ર છે, ભિખારી સાધુ સંત સાથે પગમા ઘુઘરી બાધી ગાયન નૃત્ય કરે છે, મને સારો સબધી સગો મળ્યો નહીં આવુ સાસુનુ ( ઠપકો ) મ્હેણુ સાભળી પુત્રીએ પિતા ( નરસિંહ મહેતા )ને એક કાગળ લખ્યો, હે પિતાજી તમારી પાસે જે કાઇ દ્રવ્ય હોય તે લઇ અહિંઆ આવી મગળ પ્રસંગ (સીમત કાર્ય ) પુરૂં કરવુ મારે સાસરે તમારી નિંદા થાય છે પુત્રીનો પત્ર વાચી નરસિંહ મહેતાએ એક જુનો રથ જેમા ઘરડા બળદ જોડી રસ્તામા હરિભજન ગાતા જમાઇને ઘેર આવ્યા, જેને જોઇ બધા વેવાઇ સગા સંબધી હસવા લાગ્યા એકાતમા ભગતને પુત્રી કહે કે જે કાઇ લાવ્યા હોય તે આપી દેવુ પછી તમે જલદી ઘેર જાઓ

નરસિંહ મહેતા પુત્રીને કહે કે તારે કાઈ ચિંતા કરવી નહીં, તારો મનનો મનોરથ શ્રી ભગવાન પૂર્ણ કરશે, તારી સાસુ પાસે જઇ જે કાઇ જોઇએ તે પત્ર લખાવી આપવો તારે આનદમા રહેવુ પિતાનુ કહેવુ સાભળી પુત્રી સાસુને કહે કે મારા પિતા જોઇતુ તૈયાર કરશે મ ટે એક પત્ર લખી આપો તે વખતે સાસુ બોલી કે તારા બાપ જે આપશે તે બરાબર છે, છતા સાસુ પાસે કાગળ લખી માગવાથી ક્રોધથી પત્ર લખ્યો નરસિંહ ભગત રાધાકૃષ્ણનુ ભજન કરતા વેગ ગયા તે વખતે શ્રી ભગવાન વૈષ્ણવ રૂપ ( નરસિંહ પ્રમાણે ) લઇ જેટલુ જોઇએ તેટલુ તૈયાર કરા યુ. સીમત સરકાર સમયે પુત્રીના સાસરીઆ સગા સબધીને બોલાવી વસ્ત્ર અલ ાર ભોજન વિગેરે સત્કાર કરી બધાને સતોષ કર્યા સાસુને વિશેષ દ્રવ્ય આપવાથી ખુશી થઇ ગામમા આવી શોભા જોઇ બધા પ્રસન્ન થઇ ધન્યવાદ આપતા હતા પરતુ એક (નણદ) સગી હતી જેને ભૂલી જવાથી પુત્રીએ પોતાનુ વસ્ત્ર આભૂષણ આપ્યુ આ પ્રમાણે સીમત સરકાર થવા બાદ પૂર્ણ માસ થતા એક પુત્રનો જન્મ થયો જે બાલકને સાસરે સોપી પોતે પિતાને ( નરસિંહ મહેતા ) ઘેર ગઇ

પિતાને વિરક્ત ( વૈરાગ્ય ) દશા ભોગવતા જોઇ પોતે સસાર સુખ ત્યાગ કર્યું બીજી કન્યા હતી તે બાલ્યાવસ્થામા વિરક્ત પણે રહી બને બહેનો પિતા સાથે શ્રીભગવાનની મૂર્તિ સન્મુખ ગાયન નૃત્ય કરતી હતી. એક વખતે કોઇ ગણિકા ( વેશ્યા ) આવી જેને નરસિંહ મહેતાનુ ઘર બતાવ્યુ ત્યા પોતાનો ધધો છોડી નૃત્ય ગાયન કરવા લાગી નરસિંહભગતના મામા રાજાના પ્રધાન હતા જેણે રાજાને કહ્યુ કે મારો ભાણેજ ( નરસિંહમહેતો ) મારા કુળને કલક લગાડે એવુ એક વેશ્યા સાથે બને પુત્રીઓ ભેગી કરી નૃત્ય ગાયન કરે છે, માટે ગામ બહાર કાઢી મૂકવો પ્રધાન ( મામા ) નુ કહેવુ સાભળી નરસિંહમહેતાને બોલાવવા રાજાએ હુકમ કર્યો

કે જલ્દી નરસિંહને પકડી લાવવો. રાજસેવકો નરસિંહને પકડી દરબારમાં હાજર કરતાં રાજાએ કહ્યું કે બહાર ગામની વેસ્યા સાથે દીકરીઓને લઇ નૃત્ય ગાયન કરવાથી કુલને કલંક લાગે છે, ત્યારે ભગત કહે કે મને જાતિકુલ સગા સબંધીનો કાંઇ ભય નથી, જે કોઇ મારે માટે તમારી આગળ ખોટુ બોલશે તેનું ફલ તેને મલશે, આવુ સાભળી રાજા વિનયથી કહે કે તમારે કાંઇ ચિંતા કરવી નહીં મારા નગરમા સુખરૂપ રહેવુ આવુ થવાથી નિત્ય નિયમ પાળી નરસિંહમહેતા નિર્ભય થઇ ભજન ગાયન કરતા હતા.

એક વખતે નરસિંહમહેતા પાસે ઘણા સાધુસંત ભોજન કરવા આવ્યા, જેથી શાહુકાર વણિકને ઘેર જઇ કહે છે કે તારે ઘેર દરરોજ કેદાર રાગ ગાઇ તારૂ લેણુ (દેવુ) પુરૂં કરીશ, ત્યા સુધી બીજાને ત્યા આ કેદાર રાગ ગાઇશ નહીં, સાધુઓને ભોજન તથા સત્કાર માટે એક હજાર રૂપિયા જોઇએ છે આવુ લખાણુ (ખત પત્ર) લખી એક હજાર રૂપિયા આપ્યા શાહુકાર વાણિયાને બે સ્ત્રીઓ હતી, તેમા એક ભક્તિવાળી હતી તેણે નરસિંહ મહેતાને કહ્યું કે મને શ્રીકૃષ્ણુ દર્શન કરાવશો નરસિંહે હા કહી, બાદ સાધુઓ માટે ભોજન સામગ્રી તૈયાર કરાવી નૈવેદ્ય (ભોગ) ધરાવી ઉત્તમ રાગરાગણી ગાઇ ભજન કરતાં છતા શ્રી કૃષ્ણુ ભગવાન પ્રસન્ન થયા નહિ જેથી મનમા સતાપ થયો કારણ કે મૂર્તિના કંઠમા માલા હતી તે પડી ગઇ નહીં, પાછા બીજે દિવસે કેદાર રાગ ગાવાથી મૂર્તિના કંઠમાનથી પ્રસાદરૂપે માલા પડવાથી ગાયન બંધ કર્યું માલા પડવાથી દુર્જનો પાછા રાજા પાસે ખોટુ કહેવા લાગ્યા કે નરસિંહ ભગતના ગાયન વખતે દેવના કંઠમાથી માલા પડી ગઈ તેનુ કારણુ નરસિંહભગતે પોતાના ઘરમાથી કાચા સુતરમા પુષ્પમાલા બનાવી હતી, જે દોરામા તાર લાગવાથી આપોઆપ તુટી ગઇ માટે તમારી સમક્ષ નરસિંહને બોલાવી પરીક્ષા કરશો

રાજાએ ધૂર્તોનું કહવું સાંભળી પાછા નરસિંહ મહેતાને કહ્યું કે મારી સમક્ષ દેવમૂર્તિ આગળ ગાયન ગાઈ કંઠમાંથી માલા પડશે તો હું જાણીશ કે તમે સાચા ભગત છો નહિ તો કપટી સમજી શકીશ. આવું થવાથી એકદમ મજબૂત દોરામાં પુષ્પમાળા તૈયાર કરાવી કંઠમાં પહેરાવી ગાયન નૃત્ય શરૂ થતાં માલા તુટી નહી, ત્યારે દુર્જનો વધારે હસવા લાગ્યા, તે વખતે નરસિંહ મહેતા દૃઢ ભક્તિ ભાવથી ભગવાનની સ્તુતિ કરે કે પુષ્પમાળા ગાયન કરતાં તમારા કંઠમાંથી તુટશે નહીં તો હું તમારો ભક્ત હોવાથી તમને હાનિ થશે, મને કાંઇ ઇચ્છા નથી. થોડા વખતમાં ધ્યાન કરતાં નૃસિંહરૂપ થઇ માલા તૂટવાથી ભગવાન પોતે ( નરસિંહ બની ) શાહુકારને ઘેર જાઈ પૂછે કે નરસિંહભક્ત કયાં છે, જેણે એક હજાર રૂપિયા લઇ તારે ઘેર કેદાર રાગ બદલામાં મૂકયો, હવે રૂપિયા લઇ લેખિત પત્ર તથા રાગ મને પાછો આપવા બંધાયો છે. પત્ર સોંપી રૂપિયા લઈ વાણીઓ ખુશી થયો પરંતુ વાણીઆની સ્ત્રીને સંદેહ થયો કે આ નરસિંહભગત નથી, પણ તેના રૂપમાં કોઈ બીજા આવ્યા, આવું પતિને સમજાવ્યું. પત્ર લઇ શ્રીભગવાને નરસિંહ મહેતાને આપ્યો, જ્યાં કેદાર રાગથી રાજા સન્મુખ દેવનું ગાયન ગાઇ પ્રસન્ન થવાથી માલા તુટી હતી, બધા દુર્જનો પ્રત્યક્ષ ચમત્કાર જોઇ વિસ્મય થયા, રાજા નરસિંહમહેતાને વિનયથી કહે કે દુર્જનોના કહેવાથી તમારૂં અપમાન થયું, માટે ક્ષમા માંગું છું. ઉપરે રાજાની આજ્ઞા લઇ નરસિંહ મહેતા કાંઇ પણ દ્રવ્ય નહીં માંગતાં ઘર તરફ ગયા.

## સર્ગ ૧૨૩ મો

एकदाधनिकः कश्चित् नागरो ब्राह्मणं द्विजम् ॥
कन्यार्थं च वरं ज्ञातुं प्रेषयामास तत्र हि ॥

નરસિંહ મહેતાનું બીજું વૃત્તાંત કહે છે. કોઈ એક નાગર

ગૃહસ્થ પોતાની દીકરીના વિવાહ માટે વર શોધવા પોતાના ગોર બ્રાહ્મણને મોકલતાં નરસિંહ મહેતાને ઘેર આવી કહે છે કે તમારા પુત્ર સાથે. એક ધનવાન નાગર બ્રાહ્મણ ગૃહસ્થ પોતાની પુત્રીના વિવાહ કરવા તૈયાર થવાથી હું ચાંદલો કરી તમને વધામણી આપી પાછા જઇશ; ત્યારે હાથ જોડી વિનયથી નરસિંહ મહેતા કહે કે આવા ધનવાન. કન્યાના પિતા સાથે સંબંધ કરવા હું યોગ્ય નથી, હું પોતે ભિક્ષુક છું. માટે કોઇ બીજો વર શોધી કાઢને. આવું સાંભળતાં છતાં તે બ્રાહ્મણે નરસિંહ મહેતાના પુત્રને તિલક કરી સોનાની વીંટી તથા નાળિયેર આપ્યું. ગોર બ્રાહ્મણ કન્યાના પિતા પાસે જઇ કહેવા લાગ્યો કે તમારી પુત્રીના વિવાહ નિશ્ચય નરસિંહ મહેતાના પુત્ર. જોડે કરી આવ્યો. જે સ્થાન ઘણું યોગ્ય મળ્યું.

બ્રાહ્મણ (પુરોહિત)નું કહેવું સાંભળી કન્યાના પિતાએ ક્રોધાતુર થઇ ઠપકો દીધો. અરે મૂર્ખ બ્રાહ્મણ આ શું કર્યું, હું લક્ષાધિપતિ. અને નરસિંહ મહેતા દરિદ્ર છે જેનો સંબંધ શી રીતે થાય ? તે વખતે ગોર કહે કે મંગલ તિલક કર્યા પછી પાછો સંબંધ શી રીતે બંધ થાય? કન્યાનો પિતા શાંત થયો. જેવું ભાગ્ય હશે તેવું થાય, બધાં સગાં સંબંધીઓ સાચો બોધ આપતા હતા, વિવાહ તિથિ નિશ્ચિય કરી કુંકુમપત્રિકા લખી નરસિંહ મહેતાને મોકલતાં રાધા કૃષ્ણદેવનું ભજન કરે કે ત્રણ દિવસ બાકી રહ્યા, હવે શું કરીશ, ત્યારે શ્રીપ્રભુ નરસિંહ વૈષ્ણવરૂપ લઈ સ્ત્રી સહિત રાજા મહારાજાના ઠાઠમાઠ પ્રમાણે જ્યાં ત્યાં નિમંત્રણ કરી બધાને એકઠા કરી ભોજન કરાવી શિરપાવ ( સત્કાર )થી સંતોષ કર્યા, લગ્નની તૈયારી કરી વરયાત્રા લઇ નરસિંહ મહેતાને કહે છે કે ત્યાં જઇ લગ્ન (વિવાહ) સારી રીતે કરી સુખરૂપ આવશો, જેથી તમારો જ્ઞાતિ સંબંધ પાછો સારી રીતે જોડાઇ જશે.

કન્યાના પિતા લગ્નના દિવસે પોતાના પુરોહિતને કહે કે તમે મારી પુત્રીના વિવાહ સંબંધ બરાબર જોડયો નથી, આજે લગ્નને

દિવસ છે, સાયકાળ સમય થતાં આવશે કે નહીં જેનો સદેહ રહે છે. કન્યાના પિતાનું વચન સાભળી પુરોહિતને મનમાં સદેહ થવાથી ગામ બહાર ચાલી ગયો. થોડા વખતમા વરયાત્રા ઠાઠમાઠથી આવતી જોઇ કન્યાના પિતાને કહે કે વરયાત્રા ધામધૂમથી આવે છે, જેને જોઇ બ્રાહ્મણને કહે કે હું ધનવાન છતાં બધાનું સન્માન શી રીતે કરીશ, ગામ બહાર હું કન્યા લઇ આવીશ, ત્યાં લગ્ન વિધિ થાય, તમારૂં સન્માન મારાથી થઇ શકશે નહીં, આવો સદેશો નરસિંહ મહેતા (વિવાઇ) ઉપર મોકલ્યો, ત્યારે પ્રથમ મોકલેલો બ્રાહ્મણ કહે કે તુ ધનવાન (લક્ષાધિપતિ) મોટા કુલવાન હતો તે બધો આડબર ક્યા ગયો

નરસિંહ મહેતા પાસે બ્રાહ્મણ જઇ કહે કે તમારી વરયાત્રાનો મોટો ઠાઠ જોઈ કન્યાના પિતા મોટા ધનવાન છતાં ગભરાયો છે, હવે પરસ્પર કલેશ ન થાય તેવી રીતે મગલકાર્ય કરવું ગામમા બધા આશ્ચર્ય પામ્યા કે નરસિંહ મહેતા પોતાની નાગર જ્ઞાતિમા મોટા ગણાયા. ત્રણ દિવસ લગ્ન પ્રસગ ભગવતકૃપાથી સારી રીતે થયો આવી રીતે શ્રીરાધાકૃષ્ણનો ભક્ત હોવાથી છેવટ સુધી સસાર વૈભવ ભોગવી છેવટે પ્રભુપદ ( મોક્ષ ) મેળવતા હતા

## સર્ગ ૧૨૪ મો

### અંગદ ચરિત

दिवोदासकुले जात. सदनोऽतीव भक्तिमान् ॥
नंददास तथा रामपुर ग्रामे वभूवह ॥

દિવોદાસના વશમા મદન નામે ભક્ત થયા, રામપુરમા નંદદાસ તથા વગદેશમા ગોપાલભક્ત થયા, જેણે નરહરિ ગામમા મોક્ષપદ મેળવ્યુ શ્રીકૃષ્ણ ભક્તિસેવા પરાયણ હતા, ગઢા નગરમા

માધવદાસ ભક્ત થયા. એક વખતે કેટલાક દુર્જનો રાજાને કહેવા લાગ્યા કે માધવ કોઈપણ દેવને માનતો નથી, પોતે વેદાંતી થઈ બ્રહ્મરૂપે પોતાનું પૂજન કરે, નૃત્ય ગાયન કરતાં ભ્રમિત ચિત્ત થવાથી શરીરનું ભાન નહીં રહેવાથી જમીન ઉપર પડયા, જેથી રાજા પ્રસન્ન થઈ જીવિકા માટે નિયમ (વર્ષાશન) બાંધી માધવને કહે કે દુર્જનો તમને ઠપકો કરે છતાં બોલવું નહીં. રાજાના નગરમાં અંગદ નામે મહાપુરૂષ હતો. બન્ને સ્ત્રીપુરૂષ સેવા ભક્તિમાં રહેવાથી રાજાએ નોકરીમાંથી રજા આપી અંગદની સ્ત્રી ગુરૂ પાસે બેઠી હતી, ઘેર આવતાં સ્ત્રીને પૂછે કે હું બીજા પુરૂષની ભક્તિ કરૂં છું પણ તારે મારા શિવાય બીજા સાથે વાત કરવી નહીં. આવું સાંભળી સ્ત્રીએ ઉત્તર કર્યો કે ગુરૂને પિતા સમાન માનું છું. બીજી વખતે અંગદે સ્ત્રીનો તિરસ્કાર કર્યો, જેથી ગુરૂ કષ્ટ પામી પોતાને સ્થાન ગયા. અંગદની સ્ત્રી શોક કરતી એકાંતમાં સુઈ ગઇ, જેથી અંગદ પૂછે કે તું શોક શા માટે કરે છે, ત્યારે અંગદને સ્ત્રી કહે કે મારા ગુરૂ સાથે એમતાં ખોટું કલંક મૂકવાથી મારો પ્રાણ ત્યાગ થાય તો ઘણું સારૂં થાય, જેને પિતા સમાન સમજી કોઈ સાચો ઉપદેશ સાંભળવા બેઠી હતી. અંગદ કહે કે હું જાણતો નહીં હતો કે તારી આવી દશા થશે.

અંગદની સ્ત્રી કહે કે પુત્ર, સ્ત્રી, ધન, સંસાર, પતિ સગાંવહાલાં વિગેરે મોહ (અજ્ઞાન) કરનારૂં છે, તમને તથા મને કોઈ પણ સહાય કરશે નહીં, શ્રીકૃષ્ણભગવાનની ચરણસેવામાં હાજર થઈ ગુરૂસેવા કરવાથી મોટું સંકટ (દુઃખ) દૂર થાય, હવે મારી પૂર્વ પ્રમાણે ગુરૂભક્તિ સેવામાં હાજર રહો તો આપણે સાથે સુખ ભોગવશું. આવી રીતે સ્ત્રીનું કહેવું સાંભળી ગુરૂસેવામાં અંગદ હાજર થયો. એક વખતે રાજાનો પ્રધાન બીજે ગામ શત્રુઓને જીતવા સાથે અંગદને લઇ ગયો, શત્રુઓ નાસવા લાગ્યા, જેનું ધન લઈ જઈ રાજાને સ્વાધીન કર્યું માથાનો મુકુટ અંગદ પાસે

હતો જેમાં મોટો કીંમતી હીરો હતો, તે જગદીશને અર્પણ કરવા સંકલ્પ કર્યો, બાકી બીજા હીરા વેચી દ્રવ્ય લઈ અન્ન વસ્ત્ર વડે સાધુસંત સત્કાર કરતો હતો. થોડો વખત ગયા પછી આજુબાજુ વાર્તા થઇ કે અંગદ પાસે એક મોટો હીરો છે જેની મોટી કીંમત ગણાય, જેથી અંગદે રાજાને આપ્યો નથી. રાજાએ પ્રધાનને કહ્યુ કે તારા કાકાના દીકરા અંગદ પાસે મોટો હીરો છે તે મણિ મને આપવો, આવું થયુ છતાં અંગદે આપ્યો નહીં.

અંગદને બોલાવવા રાજાએ તેની બહેનને કહ્યું કે તારા ભાઇ અંગદને ઝેર દઇ મારી નાંખી મને હીરો લાવી આપશે તો જે માંગશે તેટલું આપીશ. આવું સાંભળી બહેન ઝેર આપવા વિચાર કરતાં રડવા લાગી ત્યારે અંગદ પૂછે છે કે તું શા માટે રડે છે. તે રાજાનું છલભેદનું મર્મ વૃત્તાંત કહેતી હતી. અંગદને મારી નાંખવા બીજો ઉપાય શોધ્યો. કાંઇ મીઠાઇ બનાવતાં અંદર ઝેર નાંખી અંગદને મોકલતાં ભગવત પ્રસાદ માની અંગદ ખાઇ ગયો છતાં કાંઇ (મરણુ) થયુ નહીં, પણ શરીરમા તેજ બળ વધવાથી પુષ્ટ થયો. રાજાએ વિચાર કર્યો કે હવે મારે બીજો ઉપાય કયો શોધી કઢાડવો. છેવટનો ઉપાય રાજસેવકોને હુકમ કર્યો કે અંગદને મારી નાંખી હીરો જલદી લઇ આવો. આવી ખબર થવાથી અંગદ હીરો લઇ એકલો ગામ બહાર ચાલી ગયો. રાજદૂતો અંગદ પાછળ પાછળ દોડતા હતા, થોડે દૂર જતા અંગદને ચોતરફ ઘેરી લઇ રાજદૂતો કહેવા લાગ્યા કે મણી નહીં આપશો તો મારી નાંખશુ, ત્યારે અંગદ કહે કે હુ સ્નાન કરી આવીશ પછી આપીશ. આટલું કહી સ્નાન કરવા અંગદ ગયો, બહાર નીકળતાં કહે કે મણી મે જગદીશને અર્પણ કરવા મારી પાસે રાખ્યો હતો, આટલુ કહી રાજસેવકો સમક્ષ ઊંડા જલમા મણિ ફેંકી દીધો. રાજસેવકો જલમા ઉતરી શોધવા લાગ્યા છતા હીરો નહીં મળવાથી રાજાને જાહેર કરવાથી બીજા ઘણા મનુષ્યને ઉતરવા

કર્યું, છેવટે તલાવનું પાણી બહાર કઢાવ્યું છતાં અંદર હીરો મળ્યો નહીં. સાધુ વેષમાં સ્વપ્નમાં રાજાને જગદીશ દેવ બોલ્યા કે તું શા માટે શોક કરે છે, જે સંકલ્પ (વિચાર) અંગદે શ્રી પુરૂષોતમ દેવ માટે કર્યો હોય તે સત્ય થાય છે. આવુ સ્વપ્ન થતાં રાજા શાંત થયો. અંગદ પોતાનુ કુટુંબ લઇ કોઇને ખબર થાય નહીં તે પ્રમાણે ગામ છોડી ચાલતો થયો.

રાજાએ નિશ્ચય કર્યો કે અંગદ મને મળે નહીં ત્યા સુધી અનજલ છોડી દેવું. પ્રધાન તથા હુશિયાર સેવકો તથા બ્રાહ્મણોને જે અંગદનો શોધ કરવા મોકલ્યા, જ્યાં બ્રાહ્મણો અંગદને કહે છે કે રાજા અભયવચન આપશે, જેથી રાજા પાસે અંગદને લઇ ગયા. છેવટે રાજા અંગદને સાધુપુરૂષ માની પ્રણામ કરી શિષ્ય થયો. આવો ભક્તિભાવ હોય તેને પ્રભુ સહાય કરશે

## સર્ગ ૧૨૫ મો

### ચતુર્ભુજ ચરિત

करोली ग्रामे नृपतेः कथां वक्ष्ये मनोरमाम् ॥
चतुर्भुजेति नाम्नस्तु भक्तराजस्य पावनी ॥

**કરોલી** ગામમાં ચતુર્ભુજ નામે રાજા શ્રી ભગવાનની ભક્તિ સેવા પરાયણ થઈ પોતાના રાજ્યના ચારે બાજુ સીમામાં જે કોઈ સાધુ વૈષ્ણવ હોય તેનો સત્કાર કરી ઇચ્છા ભોજન કરાવી વિદાય કરે આવુ રાજાનું વર્તન જોઇ બીજા દેશના એક રાજાએ વિચાર કર્યો કે પાત્ર અપાત્ર (યોગ્ય અયોગ્ય) તપાસ કર્યા શિવાય ગમે તેવુ માગે તે કાંઈ અપાય નહીં. આવુ રાજાનું કહેવુ સાભળી એક પંડિત પુરાણિક રાજાને કહે કે રાજન્ તમારા કરતા ચતુર્ભુજ રાજા ધર્મશીલ તથા નિર્મળ બુદ્ધિવાળો ઉદાર છે, કોઇ અનાથ ગરીબ આવે તેને આપવુ હોય તેમા પાત્ર અપાત્રનો વિચાર

કરવો નહીં. ભક્ત ભાવનું લક્ષણ સર્વ ઠેકાણે સમાન છે, આવું સાંભળી રાજાએ પોતાના બંદીવાનને ભગત (વૈષ્ણવ) બનાવી ચતુર્ભુજ રાજા પાસે મોકલ્યો. બંદીવાન વૈષ્ણવ થઈ ચતુર્ભુજ (રાજા) પાસે ગયો, તે વખતે રાજા રાણીએ બંદીવાનનું પૂજન કર્યું. આ કોઈ સાચો વૈષ્ણવ નથી પણ મારી પરીક્ષા જોવા આવ્યો જેથી રાજાએ ચતુરાઈ બતાવી, એક દાબડામાં કાણી કોડી મૂકી ઉપર દાબડાને સોનાનો તાર વીંટાળી જરીના કપડામાં બાંધી વિદાય કર્યો, બંદીવાન પ્રસન્ન થઈ પોતાના રાજા પાસે જઈ સત્કારનું વર્ણન કરતાં સંપુટ (દાબડો) બતાવ્યો. રાજાએ દાબડો ઉઘાડતાં અંદર એક કાણી કોડી જોઈ. પુરાણિક પંડિત રાજાને કહે કે તમારો બંદીવાન ખરો વૈષ્ણવ સાધુ નહિ. હોવાથી ખોટો વેષ લઇ ગયો. જેથી કાણી કોડી મલવાથી પરીક્ષા થઇ કે સાચો સાધુ વૈષ્ણવ નથી.

રાજા પુરાણિકને કહે કે હવે તમે જાતે જાઓ, ત્યારે ચતુર્ભુજ રાજા પાસે પુરાણિક ગયા. જેને પૂજન કરી વિદાય કરતાં રાજાને કહે કે તમારી પાસે પોપટ તથા મેના છે તેમાંથી એક પક્ષી મને આપો, ત્યારે રાજાએ પોપટ આપ્યો, જેને લઈ પાછા પુરાણિક ચતુર્ભુજ રાજા પાસે ગયા, જેને રાજા પાસે સોંપવાથી રાજા પોપટને પૂછે કે તું કોણ છે ત્યારે પોપટ બોલ્યો કે તું કોણ છે અને હું કોણ છું આવી ભ્રાંતિ મનુષ્યમાત્રને થાય છે, પરંતુ હું પક્ષી છતાં બધું જગત્ શ્રી કૃષ્ણ સ્વરૂપમાં જોઉં છું, વારંવાર શ્રી કૃષ્ણ નામ ઉચ્ચાર રાધાકૃષ્ણ, કૃષ્ણ, ગોવિંદ આવા નામનો જપ કરવો, પોપટનું કહેલું સાંભળી ચતુર્ભુજ રાજા આશ્ચર્ય પામી શ્રીભગવત નામ કથા શ્રવણ કરવાથી મુક્તિ મેળવતો હતો. પુરાણિકનો રાજાએ સારો સત્કાર કર્યો.

# સર્ગ ૧૨૬ મો

## મીરાંબાઈચરિત

**राजासीत् मेरतग्रामे जयमल्लति विश्रुतः ॥**
**कन्याबभूव तस्यैका मीरावाईति विश्रुता ॥**

મેરત ગામમાં જયમલ રાજા હતો, જેને મીરાંબાઇ નામે એક દીકરી હતી. રાજમહેલમાં સુંદરશ્યામ શ્રીકૃષ્ણ મદિર હતુ; જે દેવનું શ્રીગિરિધર નામ રાખી ભક્તિભાવથી પૂજન ભજન કરે, મીરાંબાઇની યોગ્ય વય થવાથી વિવાહ કરવા નિશ્ચય કરતાં મીરાએ પોતાના મનમાં શ્રીગિરિધર (દેવ) ને પતિ કરવા ધાર્યું. જયમલ રાજાએ પુત્રી મીરાબાઇનો વિવાહ સંસ્કાર સેના રાજકુમાર સાથે કર્યો. લગ્ન થયા પછી મીરાંબાઇને સાસરે જવા તૈયાર કરતાં ઘણું દ્રવ્ય આપ્યુ, છતાં મીરાંબાઇએ ગિરિધરદેવ શિવાય સાસરે જવા ના પાડી, બેભાન થઈ રડવા લાગી માતા પિતા બંને મીરાને સમજાવે છે કે હે પુત્રિ, તારા મનમા શું વિચાર છે, સાથે ગિરિધર દેવ લઈ જવા નિશ્ચય કરતા વિદાય કરતી વખતે મીરાંબાઇને ગિરિધર દેવ સાથે પાલખીમાં પધરાવી સેના રાજકુમાર (પતિ) સાથે વિદાય કરી.

સાસરે ગયા પછી સાસુ પોતાના પુત્ર (સેના) તથા વહુ (મીરાં) ને કહે કે પ્રથમ આપણી ગ્રામદેવતા કુલદેવી પાસે જઇ પૂજન કરી તમારે બને દપતીએ પ્રણામ કરવા. મીરાંબાઇ હાથ જોડી સાસુજીને કહે કે હું ગિરિધરદેવ શિવાય બીજા કોઈ દેવને નમસ્કાર કરતી નથી, ત્યારે સાસુ કહે કે સૌભાગ્ય વધારનારી આપણી કુલદેવી કહેવાય છે, માટે પ્રણામ કરવો જોઇએ, ત્યારે મીરાંબાઈ કહે કે મારા પતિ કોઈ વખત મરશે નહીં, જેથી મારૂ સૌભાગ્ય કાયમ રહેશે, તમારા નગરમાં શું વિધવા સ્ત્રીઓ ઘણી

છે, આવું સાંભળી સાસુને ક્રોધ થવાથી રાણી (જયમલ્લ) પતિને કહે કે આવી અશુભ દુર્ભાગિની વહુ ક્યાંથી મળી. હજુ લગ્ન થતાં થોડા વખતમાં આપણું સાંભળતી નથી તો આગળ શું કરશે, હવે મારે કાંઈ કહેવું નથી

રાજા (જયમલ્લ) એકદમ ક્રોધાતુર થઇ રાણીને કહે કે દેવીને પ્રણામ કરવાથી વહુને કાંઇ કલંક લાગતું હશે, હવે વધારે કહું તો આત્મહત્યા કરશે જેથી મને પાપ લાગે, પણ જુદી જગ્યામાં રાખી ખાવાપીવા બંદોબસ્ત કરી બીજું કોઈ પાસે જાય નહીં, આવો રાજસેવકોને હુકમ કર્યો. મીરાબાઈ દરરોજ શ્રી ગિરિધરદેવની પૂજા કરે, સાસુ સસરાની કાંઈ દરકાર રાખે નહી, કુલાચારનું જ્ઞાન નહીં, સાધુસંત સાથે ઈશ્વરભજન કરે, મીરાંબાઈના સસરા (રાણા જયમલ્લ) પોતે દુઃખ પામી કહેવા લાગ્યા કે આપણા કુલને કલંક લગાડશે માટે ક્યારે મરણ પામશે.

મીરાંબાઈની નણંદ કહે કે હે ભાભી! આવું આચરણ કરવાથી તારા માબાપ તથા સાસુ સસરાને (બને કુલને) કલંક લાગશે, નિર્લજ્જ થઈ વૈષ્ણવ સાધુસંત સાથે એકલી બેસે છે જેથી તારા સાસુસસરા ઘણું કષ્ટ ભોગવે છે તારા બાપ જયમલે તને સારો ઉપદેશ કર્યો નથી. નણંદનું કહેવું સાંભળી મીરાબાઇ કહે કે હું મારા ગિરિધરદેવ શિવાય બીજું કુલ અથવા માતાપિતા તથા સાસુસસરા પતિનું કાઇ જાણતી નથી, મારૂં મન બીજી વસ્તુ જોઇને વિહ્વલ થાય, મેં કુલ, શીલ, જાતિ, ધર્મ વિગેરે બધું છોડી કેવલ ગિરિધરને શરણે રહી છુ

ભાભી (મીરાં) નુ વચન સાંભળી નણદ પિતા (રાણા) પાસે આવી કહે કે મેં ઘણો લોભ મોહ ભય બતાવ્યો, જેટલું કહેવું ઘટે તેટલું કહ્યું છતાં ગાનતાનમાં મગન રહેવાથી કોઇનો ઉપદેશ સાંભળતી નથી, પુત્રીનું વચન સાંભળતા રાણાને ક્રોધ થવાથી સોનાના પ્યાલામાં ઝેર તૈયાર કરી મીરાબાઈ પાસે મોકલ્યુ કે આ ગંગાજલ (વિષ્ણુ ચરણોદક) છે તેને પીવુ, આટલુ કહી

રાજસેવકો સાથે મોકલતાં મીરાંબાઇ હાથમાં લઈ શ્રીગિરિધર ભગવાનનું સ્મરણ કરી ઝેર પીતી હતી, દેવની કૃપાથી કાંઇ થયું નહીં, પણ શરીરની કાંતિ વધવા લાગી. આવું થવાથી રાણો (સમરો) વિસ્મય થયો, દેવની પ્રાર્થના કરે કે આ વહુ (મીરાં) કયારે મરશે.

એક વખતે મીરાંબાઇનું દુરાચરણ રાજાને સાંભળવામાં આવ્યું; દરવાજા આગળ રાજદૂતોને કહ્યું કે કોઈ પણ સાધુ સંત મીરાં (વહુ) પાસે આવે ત્યારે ખબર આપવી. થોડા સમયમાં એક સાધુ આવતાં રાણો દરવાજા આગળ સંતાઈ રહ્યો, મીરાં તથા સાધુનો શબ્દ સાંભળતાં રાણો દરવાજો ઉઘાડી મીરાંને પૂછે કે તારી સાથે કોણ વાત કરે છે? મીરાંબાઇ નીચું મોઢું કરી બેસી રહી. રાણાએ બીજી વખત પૂછ્યું કે તું પરપુરૂષ સાથે શામાટે બોલે છે? તે વખતે નિર્ભય થઈ મીરાં કહે કે તમે મારી ગુપ્ત વાર્તા શોધ કરો છો પરંતુ મારા સ્થાનમાં ગિરિધરદેવ શિવાય બીજું કોઇ માલમ પડશે નહીં. આવું થવાથી રાણો પોતાની રાણી પાસે આવી સર્વ વૃત્તાંત કહે છે.

એક વખતે ધૂર્ત વૈષ્ણવ સાધુ મહાકામી મીરાંબાઇના સ્વરૂપમાં મોહિત થઇ કહે છે કે મારી ઇચ્છા (કામ વાસના) તારી સાથે પૂર્ણ કરવી, એ સાંભળી ક્રોધ નહીં કરતાં શાંતપણે મીરાંબાઈ તે ધૂર્ત સાધુને કહે કે હાલ ભોજન કરો, જ્યારે રાત્રિ થશે, ત્યારે તારી ઇચ્છા (કામવાસના) પૂર્ણ થશે. મીરાંબાઇએ ગિરિધરદેવ સન્મુખ સુંદર શૈયા તૈયાર કરાવી, સાયંકાલે પૂજન ભજન સમાપ્ત કરી રાત્રિ થયા પછી તે ધૂર્ત સાધુ વૈષ્ણવને બોલાવી શૈયામાં સાથે સુતી વખતે મીરાંબાઇનું રૂપ પોતાની માતા પ્રમાણે જોવામાં આવવાથી હાથ જોડી ક્ષમા માંગી કે માતા મીરાંબાઇ! મારી દુષ્ટ કર્મવાસનાથી હું મહાપાતકી થયો મને ક્ષમા કરશો આવું જોઇ બીજા સાધુ વૈષ્ણવો વિસ્મય પામ્યા. ધૂર્ત સાધુ સાચાભાવથી પશ્ચાત્તાપ કરે છે.

એક વખતે દિલ્હીનો (હસ્તિનાપુર) રાજા મ્લેચ્છ (બાદશાહ) મીરાંબાઇને પ્રભાવ જાણવા કેટલીક સેના લઈ ત્યાં આવ્યો, બીજે વેષ લઇ મીરાંબાઇને બોલાવતાં દેવ ગિરિધર સ્વરૂપ (મીરાંબાઇ) માલમ થવાથી વિસ્મય પામી સુંદર પ્રેમભક્તિ બંધનનું એકપદ (ગાયન) બનાવ્યું કે આજે મારી દૃષ્ટિએ તમે નંદરાયના પુત્ર શ્રીકૃષ્ણ દેખાયા છો, આવું ભજન ગાઇ મીરાંબાઇને પોતાની માતા સમાન માની ઉત્તમ સેવા કરવા લાગ્યો. મીરાંબાઇ વૃંદાવન જઇ જીવન ગોસ્વામી વૃત્તાંત સાંભળતી હતી. આબાલ બ્રહ્મચર્યવ્રત પાળી તે જીવનગોસ્વામી કોઈપણ સ્ત્રીનું મુખ જુવે નહીં. મીરાંબાઇ ત્યાં જઇ ગોસ્વામીનું દર્શન કરે છે તે વખતે સોળ વર્ષના બાલ બ્રહ્મસ્વરૂપ તેજસ્વી પુરૂષના દર્શનથી એકદમ ઉભી થઇ બેઠી હાથ પકડી આસન ઉપર બેસાડે છે, ત્યારે જીવન ગોસ્વામી મીરાંબાઇને કહે કે હું કોઇપણ સ્ત્રીનું મુખ જોતો નથી. આવું મારૂં નિત્યવ્રત છે. બાઇ મીરાંબાઇ પ્રણામ કરી દ્વારિકાપુરી ગઇ. ત્યાં સસરા (રાણા)એ મીરાંબાઇને લેવા માટે બ્રાહ્મણો મોકલ્યા તે વખતે મીરાંબાઇ કહે કે મારે હવે સાસરે તમારી જોડે આવવું નથી, ત્યારે બ્રાહ્મણો કહેવા લાગ્યા કે જ્યાં સુધી તમે આવશો નહીં ત્યાં સુધી અન્ન જલ છોડી અહિંઆં રહેશું.

મીરાંબાઈ શ્રી કૃષ્ણ મંદિર (દ્વારકા) માં બેસી કહે કે હવે શ્રી ભગવાન કહેશે તે કરીશ. પછી દેવની પ્રાર્થના કરે કે હું તમારી દાસી થઈ રહીશ. મારે બીજી જગ્યામાં જવું નથી. જેવી રીતે ગણિકા (પિંગલા) શબરી, જટાયુ, વિગેરેનો ઉદ્ધાર થયો તે પ્રમાણે મારો ઉદ્ધાર કરશો. આટલું કહી વિલાપ કરતી હતી તે વખતે બ્રહ્માંડ (કપાલ) ફૂટતાં વિજલી પ્રમાણે દિવ્ય તેજ નીકળ્યું જે ભગવાનમાં લીન થયું. આવું થવાથી જે બ્રાહ્મણો મીરાંબાઇને લેવા આવ્યા હતા તેઓ શોકાતુર થઈ મીરાંબાઇનો અગ્નિસંસ્કાર કરી પોતાને સ્થાને ગયા. આવું મીરાંબાઇનું પ્રેમભક્તિભાવનું વર્ણન કર્યું.

# સર્ગ ૧૨૭ મો

## પૃથુરાજ ચરિત

कच्छवाहः क्षत्रियेषु पृथ्वीराजो बभूवह ।
आमेरकोटे निवसन् हरिभक्तिमतांवरः ॥

**કચ્છમાં** ક્ષત્રિયકુલમાં આમેરકોટ ગામમાં પૃથુરાજ નામે રાજા કૃષ્ણદાસના મહાભક્ત હતા. એક વખતે ગુરૂ દ્વારિકાપુરી ગયા, ત્યાં દેવવાણી થઇ કે તમારી સાથે યાત્રાપ્રસંગે પૃથુરાજને લઇ જશો નહીં, કારણ કે રાજા પોતાની રાજધાની છોડી ગમે ત્યાં ફરવા હરવા જાય તો બીજો રાજા આવી ચઢાઇ કરે, જેથી રાજ્યપદ જતું રહે. ગુરૂએ દેવવાણી સાંભળી રાજાને કહ્યું કે તમારે મારી સાથે દ્વારિકાપુરી યાત્રા માટે આવવું નહીં. આવું કૃષ્ણદાસ ગુરૂનું કહેવું સાંભળી પૃથુરાજ કહે કે મારે વધારે વખત ત્યા ( દ્વારિકા ) રહેવું નથી. પરંતુ ગોમતીમાં સ્નાન કરી શ્રી કૃષ્ણમૂર્તિનું દર્શન કરી શંખચક્ર ( ચિન્હ છાપ ) વિગેરે લઇ મારી રાજધાનીમાં જલદી પાછો જઇશ. આવો મારો નિયમ નક્કી થયો પછી જેવી ગુરૂ આજ્ઞા થાય તે પ્રમાણે કરીશ. રાજાનું વચન સાંભળી કૃષ્ણદાસ ગુરૂ બોલ્યા કે તને અહિંઆં સ્નાનદર્શન કરાવીશ. રાજધાનીમા રહી શ્રી પ્રભુદર્શન ભજન થાય. આવું થવાથી રાજા પોતાની નગરીમાં રહી દાન, સ્નાન, ધર્મ વ્રત પાળતા હતા.

પૃથુરાજ રાણીને લઇ એક વખતે મૃગયા વિહાર ( શિકાર ) કરવા ગયા પછી વનમાં રાત્રિ થવાથી ત્યાં નિવાસ કર્યો, હરિભજન કરતાં રાત્રિમાં સુતા પછી સ્વપ્ન થયું. પ્રથમ ગુરૂ કૃષ્ણદાસ જોયા. જાણે પોતે દ્વારિકા જઇ ગોમતી તીર્થમાં સ્નાન કરી શ્રી કૃષ્ણમૂર્તિ તથા શંખચક્ર ( ચિન્હ ) લઇ પાછા આવ્યા. આવું થવાથી રાણીને પૂછે કે તેં શું જોયું, ત્યારે રાણી કહે કે મેં તીર્થ ( ગોમતી ) સ્નાન તથા શ્રીકૃષ્ણ દર્શન કર્યું આવું રાજા રાણીને

સ્વપ્ન થવાથી પોતાની રાજધાનીમાં દેવમંદિર તૈયાર કરાવ્યું. શ્રી દ્વારિકાધીશની મૂર્તિ સ્થાપન કરી નિત્ય મહોત્સવ શરૂ કર્યો.

એક વખતે કોઇ આંધળો માણસ વૈદ્ય પાસે ગયો. આંખ તપાસી વૈદ્યે કહ્યું કે હે આંધળા તું આમેરકોટ ( કચ્છમાં ) ગામમાં પૃથુરાજ છે જે મહા વૈષ્ણવ છે તેનું શરીર સાફ કરવાનું ( અંગ લુછવાનું ) વસ્ત્ર લઇ તારી આંખ સાફ કરશે તો દેખતો થશે. વૈદ્યનું વચન સાંભળી આંધળો રાજા પાસે જઈ વિનયથી કહે કે મારી આંખ સારી થવા તમારૂં શરીર સાફ કરેલું વસ્ત્ર આપશો જેથી હું દેખતો થઇશ. રાજાએ પોતાનું અંગ વસ્ત્ર આપતાં આંખ સાફ કરવાથી આંધળો દેખતો થયો જેથી બીજા બધા વિસ્મય થયા. આવો ભક્તિભાવ હજુ કલિયુગમાં પ્રત્યક્ષ માલમ પડે છે જેને પ્રભુ કૃપા થાય તેને અસાધ્ય વસ્તુ કાંઇ નથી.

## સર્ગ ૧૨૮ મો

### જયમલ ( મીરાંબાઇના પિતા ) ચરિત.

श्रुत्वाद्भूतं तु मीरायाश्चरितं तत्पितानृपः ।
जयमलोऽभिरक्तोऽभूत् भगवत्भजनेरतः ॥

મીરાંબાઈના પિતા જયમલનું ચરિત કહે છે. છેવટે પુત્રી મીરાંબાઇને લેવા માટે દ્વારિકાપુરીમા બ્રાહ્મણો મોકલતાં છતાં મીરાંબાઇ નહીં આવતાં દેવલોક ( મૃત્યુ ) પામ્યા પછી પિતા જયમલ સંસારવાસના ( રાજ્યપદ ) ત્યાગ કરી વિરક્ત(વૈરાગ્ય) દશામાં રહી શ્રી ભગવદ્ ભક્તિ પરાયણ થઇ એકાન્ત સ્થલમા જવા વિચાર કરતાં ( મહેલમાં ) સુતા હતા ત્યાં સ્વપ્ન થયુ કે પોતે મહેલમાં સુતા છતાં શ્રી ભગવાનની મૂર્તિ નીચે છે. આવુ સ્વપ્ન થવાથી એકદમ જાગી ઉઠયો. સવારમા મંદિર તૈયાર કરાવી પોતે સેવા કરે. બીજું સ્વપ્ન રાણીને થવાથી બને ( દંપતી ) ભગવતસેવા પરાયણ થયા. આ પ્રમાણે અભયરામ, રાજમલ વિગેરે પવિત્ર

મથુરાનગરીમા મહાભક્ત થયા ઊંડ છાયામા મધુકર નામે રાજા નિયમ પ્રમાણે સાધુમત સેવા સત્કાર કરે છે

કોઇ ધૂર્ત ઠગારો ગધેડાને માલાતિલક વિગેરે શણગારી વૈષ્ણવ બનાવી રાજા પાસે લઈ ગયો જેને જોઇ રાજા પ્રસન્ન થઇ કહે કે મનુષ્ય જાતિમા સાધુ વૈષ્ણવનું પૂજન બધા કરે, પરંતુ પશુને સાધુરૂપ માની મારે પૂજન કરવું રાજા શ્રદ્ધાથી પૂજન (ગધેડાનું) કરે તે વખતે મનુષ્ય પ્રમાણે પાચ આંગળી થઇ શરીરમા શ્યામ રંગ તથા તળીયામા લાલ રંગ દેખાય આવું શુદ્ધ પ્રેમથી પૂજન કરતા ગધેડો લાવનાર ધૂર્ત વૈષ્ણવ એકદમ નાસી જવાથી બધા આશ્ચર્ય પામ્યા રાજાએ ગધેડાને પોતાની અશ્વશાળામા બાંધ્યો આ પ્રમાણે રામરાજા શ્રીકૃષ્ણના પરમ ભક્ત હતા જે કોઇ યાચના કરે તેની ઇચ્છા પરિપૂર્ણ કરે એક વખતે રાસલીલા સમયે રાજાને કહે કે તમારી કન્યા મારી જોડે પરણાવશો આવું સાભળતા પ્રધાન તથા સેવકવર્ગ કોપાયમાન થયા છતા રાજાએ પોતાની કન્યા તે બ્રાહ્મણને આપી જેને ઘણુ દ્રવ્ય ભંડાર રત્ન સુવર્ણ વિગેરે આપતા બ્રાહ્મણ ઉત્તમ સુખ ભોગવતો હતો

બીજા એક રામભક્ત હતા પોતાની રાણી સાથે મથુરા યાત્રા પ્રસગે ગયા, ત્યા ઘણુ દાન કર્યું છેવટે પાસે કાઇ દ્રવ્ય નહીં હોવાથી બીજા પાસે લીધેલુ ધન આપવા સાધન નહીં મળવાથી પોતાની રાણીના હાથમા બે સોનાના કકણ હતા જેને છેવટ નાભદાસ ભક્તના હાથમા પહેરાવી રાજા રાણી ચાલતા થયા

નાભદાસ તે કકણ પોતાની સ્રીને આપતા સ્રીએ કહ્યું કે આપણે ફોગટ જોઈએ નહીં પરંતુ રામરાજા પાસે બીજા મનુષ્ય પૈસા માગે છે તેનું લેણ આપણે આપવુ બીજે દિવસે રામરાજા જતા સાથવાલે પ્રધાનરૂપમા શ્રીભગવાને રામરાજાનુ માગતુ હેતુ (કરજ) શાહુકાર વૈષ્ણવને આપ્યુ નાભદાસ પોતાને આપેલા કકણને બદલે રૂપિયા (રામરાજાના) આપી ગયો ત્યારે વૈશ્ય

શાહુકાર કહે કે ગઇ કાલે મને રામરાજાનુ કરજ (પૈસા) ચુકતે થયુ જેથી રાજાએ વિચાર કર્યો કે શ્રીભગવાન દયાળુ પ્રધાનરૂપે આવી મારૂં ઋણ (દેવું) આપી ગયા. મારા ઉપર પ્રભુની પૂર્ણ કૃપા થઇ.

બીજા એમા રતન નામે ભક્ત થયા. પોતાનો મરણ સમય થતાં રડવા લાગ્યો ત્યારે પુત્ર કહે કે તમારે જે કાંઈ કહેવું હોય તે કહો, તમારૂં વચન પાળીશ. ત્યારે પિતા કહે કે એક જલનો ઘડો લાવી ચદન પુષ્પ તૈયાર કરી વિષ્ણુ પૂજન કરી મારો નિયમ ચાલુ રાખવો. આવી રીતે વશપરપરા ભક્તિ માર્ગ વધારવા પુત્ર પૌત્રને બોધ આપી છેવટે મુક્તિ પામતા હતા.

## સર્ગ ૧૨૯ મો

### મદનમોહન ચરિત

चतुर्भुजो बभूवैको भक्तः सर्वसुहृत्तमः ॥
गोस्वामी हरिवंशस्य शिष्यः परमधार्मिक ॥

**ગોસ્વામી** હરિવશના શિષ્ય ચતુર્ભુજ નામે પરમભક્ત થયા નાગદેશમા મ્લેચ્છ રાજા (યવન) હોવાથી ગૌડ બ્રાહ્મણો દેવી સન્મુખ પશુનુ બલિદાન નિમિત્તે જીવ હિંસા કરતા હતા. પરતુ ચતુર્ભુજ શુદ્ધ વૈષ્ણવ હોવાથી ચડીકા દેવીની પ્રાર્થના કરે કે હે માતાજી પ્રત્યક્ષ પશુનું બલિદાન છોડી દધ પાયસબલિ (દૂધપાક) ગ્રહણ કરવો દેવીનું સ્વપ્ન થયુ કે હવે જે કોઇ મનુષ્ય પ્રત્યક્ષ પશુ (જીવહિંસા) બલિદાન આપશે તેનો નાશ થશે ચતુર્ભુજ મારા તથા શ્રીવિષ્ણુના પરમભક્ત છે તે જેવી રીતે પૂજન કરે તે પ્રમાણે બધા મારૂં પૂજન કરજો.

એક વખત ધનવાન વાણિયાને ઘેર ચોર ખાતર પાડી ચોરી કરી નાસી ગયો જેની પાછળ વૈશ્ય દોડતા ચોરને પકડી રાજા

પાસે લઇ જતા રાજસભામા ચોર ખોટુ બોલ્યો કે મે ચોરી કરી નથી, તેમજ હવે પછી કરીશ નહીં જેથી રાજાએ છોડી દીધો. ચોર ચતુર્ભુજ પાસે ગયો, જ્યા વૈષ્ણવ દીક્ષા લઇ સાચુ કહે કે મેં વાણિયાને ઘેર ચોરી કરી નથી જેથી ખોટુ બોલવાથી વાણિયાને બદીખાને નાખ્યો. શરીરમા લોખડ (ગરમ)ના ડામ દીધા, ત્યારે ચોર કહે કે આ વૈશ્ય સાચો ભક્તિવાળો છે હવે મારે જીવતા સુધી ચોરી કરવી નહીં મેં વિષ્ણુ દીક્ષા ગ્રહણ કરી પછી વૈશ્યને છોડી દીધો રાજાએ ચતુર્ભુજનું સન્માન કર્યું ચોરે વૈશ્યને પાછુ ધન આપ્યુ તે દિવસથી ચતુર્ભુજનો શિષ્ય થયો છેવટે હરિભજન કરી મુક્તિ મેળવતો હતો

ચતુર્ભુજનુ ચણાનું ખેતર હતુ જેમા સાધુસંત ગયા તેઓ થોડા ચણા ખાઈ ગયા, ખેતરનો રખેવાળ ચતુર્ભુજને કહે કે સાધુઓ ચણા ખાઇ ગયા છતા ચતુર્ભુજ ક્રોધાતુર થયા નહીં તેઓને ભોજન કરાવી વિદાય કર્યા સાધુઓ આશીષ દઈ જતા ચણાનો પાક વિશેષ થયો

આવી રીતે ચાલક નામે ભક્ત જગદીશની સેવાભક્તિ કરી જે લાધ મળે તેટલામા સતોષ રાખી બીજા કોઈની યાચના કરે નહીં એક વખતે વિમલાનંદે શ્રીજગદીશ પ્રીત્યર્થ (૫૬) છપ્પન ભોગ કરવા તૈયારી કરી તે વખતે રાજાને સ્વપ્ન થયુ કે વૈષ્ણવો સાથે છપ્પન ભોગ ધરવો જ્યા નીલાચલનિવાસી ભક્તને ભોજનનો આગ્રહ કર્યો ત્યા ભોગ ધરાવી સંતસાધુ ભોજન કરી ચાલતા થયા રાજા વિમલાનંદને પૂછે કે ગઈ કાલે શ્રીજગદીશને કેવો ભોગ ધર્યો, ત્યારે વિમલાનંદ કહે કે મે છપ્પન ભોગ ધરાવ્યો જેથી વિમલાનંદ મોટા ભક્ત થયા

હસ્તિનાપુર (દિલ્હી)મા મદનમોહન તથા સુરદાસ ભક્ત થયા, મદનમોહન રાજદ્વારમા મોટા અધિકારી હતા, જેને રાજાએ ઘણા બક્ષીસ ગામો આપ્યા, તેમા જે કાંઈ ઉત્પન્ન થાય તેટલું સંત

સાધુ સત્કારમાં ઉપયોગ કરે. કોઇ ધૂર્ત મનુષ્ય સૂરદાસની પરીક્ષા લેવા આવ્યો. સૂરદાસ પાસે એક લાખ રૂપિયા હતા તેટલા દુકાળ સમયમાં સાધુસંત સત્કારમાં વપરાઇ ગયા, જે પૈસા રાજદ્વારના હોવાથી સૂરદાસ રજા શિવાય ચાલતા થયા. જેથી ધૂર્તએ રાજાને ખોટું સમજાવ્યું છતાં મદનમોહન રાજાને સમજાવે કે તમે સૂરદાસને માફીપત્ર લખી પાછા બોલાવો કારણ કે તમારૂં ધન દુકાલ વખતે વાપરી સારી સેવા બજાવી હતી. રાજાએ સૂરદાસને બોલાવી સન્માન કરી માફી કરી. સૂરદાસ છેવટે વૃંદાવનમાં જઇ ઇશ્વર ભજન કરી છેવટે શ્રીહરિચરણમાં નિવાસ કરતા હતા.

## સર્ગ ૧૩૦ મો

### મુરારિદાસ ચરિત

एवं कात्यायनीदासो बभूवातीव भक्तिमान् ॥
यस्मिन् गायति वृक्षादि बभूवस्पंदवर्जितम् ॥

મુરારિદાસ કાત્યાયની દેવીના ભક્ત હતા. જ્યારે ગાયન ભજન કરે ત્યારે પ્રાણિ માત્ર સ્થિર થાય એટલુંજ નહીં પણ સ્થાવર વસ્તુ ( ઝાડનું પાંદડું ) પણ હાલતું નહીં આવા મુરારિદાસ ભક્ત મિલિંદા ગામમાં થયા. રાજદરબારમાં મોટું માન મેળવી મોટા શાહુકાર વણિકો જેને પૂજ્યભાવથી સન્માન કરતા હતા. એક વખતે નદીમાં સ્નાન કરી પાછા આવતાં એક ચમાર જાતિનો ભગત હતો તેને ઘેર તુલસીનું વૃક્ષ તથા શાલિગ્રામ દેવ જોઇ પાછા નદીમાં સ્નાન કરી પોતાને ઘેર ગયા. જ્યારે ચમાર ભગત કહે કે તમારૂં ચરણોદક મારે લેવા ઇચ્છા થઇ ત્યારે મુરારિદાસ કહે કે તું ચમાર જાતિ છતાં મોટો ભગત હોવાથી તને મારૂં ચરણોદક આપીશ. ગામમાં આજુબાજુ નિંદા કરવા લાગ્યા કે મુરારિદાસ ચમારને ઘેર ગયા. રામનવમીનો મહોત્સવ આવ્યો

ત્યારે અગાઉથી રાજાને સ્વપ્ન થયુ કે હે રાજન્ તારા ગુરૂ મુરારિદાસ સિવાય મારો (રામજન્મ) ઉત્સવ કરવામા કલ્યાણ થશે નહીં

રાજાને સ્વપ્ન થવાથી પ્રધાનને મુરારિદાસ પાસે મોકલતા પ્રધાને રાજાની ભૂલ થવાથી ક્ષમા માગી કે તમે પાછા રાજા પાસે પધારો, ત્યારે મુરારિદાસ કહે કે હવે મારે રાજાનુ સન્માન જોઈતુ નથી, માટે પાછો આવીશ નહીં ત્યારે રાજા પોતે પધારી ક્ષમા માગી છેવટે રાજાનો વિશેષ ભાવ ભક્તિ થવાથી પાછા રાજા સાથે મિલિંદાનગરી આવી રામજયંતી મહોત્સવ સારી રીતે ઉજવ્યો ત્યા રામાયણ કથા તથા કીર્તન ભજન કરતા રાજા એકદમ મૂર્છિત થઈ પ્રાણ ત્યાગ કરતા મુરારિદાસ રામભજનમા તલ્લીન થવાથી પોતે પણ મોક્ષ પામ્યા

રાજાના પ્રધાને મુરારિદાસનુ મૃત્યુ થવા છતા જીવતા હોય ધારી ઘણા ઉપાય કરતો હતો આવા મહા ભક્ત પ્રભુ ભજનમા આનદ ભોગવતા હતા હવે તુલસીદાસજીનુ જીવનચરિત કહેવામા આવશે

## સર્ગ ૧૩૧ મો

### તુલસીદાસચરિત

तुलसीदास चरित्त वक्ष्यामि परमाद्‌भूत ॥
यस्य श्रवणमात्रेण कृतकृत्योभवेन्नर ॥

**શ્રી** ગગા યમુનાજીના મધ્ય ભાગમા અતર્વેદી કહેવાય છે, ત્યા તરી નામે ગામમા શુક્લ અનટક નામ ધારણ કરનારા તુલસીદાસ મહા ભક્ત થતા નાની વયમા યજ્ઞોપવિત (જનોઇ) સસ્કાર થયા પછી વિવાહ (લગ્ન) થયા બાદ પિતા સ્વર્ગવાસ (મરણ) થતા પોતાની માતા સતી થઈ, થોડો સમય ગૃહસ્થાશ્રમ

ભોગવતાં એક પુત્ર થયો. તુલસીદાસની સ્ત્રી એક વખતે પિતાને ઘેર ગઇ. જે વાર્તા તુલસીદાસને ખબર થવાથી શોધ કરવા સાસરે ગયા, જેથી એકદમ ક્રોધાતુર થઇ સ્ત્રીએ પૂછ્યું કે તમે શા માટે અહિંઆં આવ્યા ? તુલસીદાસ કહે કે તારા શિવાય મને કાંઈ સુખ મળતું નથી, તેમજ હાલ મારૂં ઘર અરણ્ય (જંગલ) સમાન ગણાય. આવું સાંભળી બીજી વખતે વધારે તિરસ્કાર કરી કહે કે હાડકાં, ચામડું, માંસ, મેદથી ભરેલુ મારૂં અપવિત્ર શરીર માટે માયા શા માટે રાખો છો. મારા કરતાં એટલીજ પ્રીતિ ભક્તિથી રામમાં રાખશો તો ભાગ્યશાલી થશો. આવું સ્ત્રીનુ કહેવું સાંભળી તુલસીદાસ ચાલતા થયા, ત્યારે સ્ત્રી કહે કે તમે મારા પિતાને ઘેર ભોજન કરશો તો હું તમારી સાથે આવીશ

તુલસીદાસ પોતાની સ્ત્રીનો ઠપકો સાંભળી કહેતા હતા કે હવે તારે મને કાંઈ કહેવું નહીં. કોણ રહેશે, કોણ ખાય, કોનું ઘર તથા ધન ગણાય, એ બધું તારો શબ્દ સાંભળી હું ભૂલી ગયો છતાં છેવટે મને ખેદ બતાવ્યો. હવે સંસારસાગર તરવા મોટુ સાધન મળ્યું. આટલુ કહી તુલસીદાસ સાસરેથી ચાલતા થયા, પાછળ સ્ત્રી રડતી આવતી હતી. અયોધ્યા જઈ સીતારામનું દર્શન કર્યું; તીર્થરૂપે સરયૂ નદીમા સ્નાન કરી ઉપવાસ કર્યો. રાત્રિ થતા મંદિર આગળ સુઈ ગયા. બીજે દિવસે સવારમા વિચાર કર્યો કે મારે કયા મંત્રનો જપ કરવો, ત્રણ ભુવનમા રામનામ શિવાય બીજો મંત્ર નથી, જેને દેવતાઓ ગંધર્વ, કિન્નરો મંત્ર જપ કરવાથી મોટી સિદ્ધિ મેળવતા હતા પ્રાણિ માત્રને રામનામ જપ કરવાથી મોટુ સુખ મળે છે

તુલસીદાસને રાત્રિમા સ્વપ્ન થયુ કે હે ભક્ત (તુલસી), તને આવતી કાલે સવારમા કોઈ વૈષ્ણવ ભક્ત તુલસીની માલા આપશે, આવુ સાભળતા જલદી ઊઠી સરયૂ નદીમા સ્નાન કરી સંધ્યાવંદન પોતાનુ નિત્ય કર્મ કરી નદી કીનારે બેઠા હતા તે વખતે કોઈ

વૈષ્ણવ માલા આપે છે, તે માલા લઈ રામનામ જપ કરવા લાગ્યા. થોડા વખત પછી કાશીક્ષેત્ર ગયા. ત્યાં અસિ નદીના ઉત્તર ભાગમાં હનુમાનજીનું મંદિર હતું તેના દક્ષિણ ભાગમાં એક પર્ણકુટી બનાવી નિવાસ કરતા હતા. જે કાંઈ ભિક્ષા આપી જાય તેટલામા નિર્વાહ કરે, જ્યાં કાશીમાં રામકથા થાય ત્યાં શાંતપણે શ્રવણ કરે. આવુ થવાથી શ્રીરામની કૃપાથી સંસ્કૃત તથા પ્રાકૃત (ભાષા)મા સુંદર કાવ્ય બનાવ્યુ.

તુલસીદાસ એક વખતે રામનું ધ્યાન કરી રાત્રિમાં સુઈ જતાં સ્વપ્ન થયું કે હે તુલસિ ભક્ત, હું પ્રસન્ન થયો છુ. જગતનું કલ્યાણ કરવા ભાષામાં રામાયણ ગ્રંથ તૈયાર કરવો, કલિયુગમા અજ્ઞાની (મૂર્ખ) મનુષ્ય થશે, સસ્કૃત વિદ્યામાં અભણ રહેશે, માટે રામાયણ તૈયાર કરવું. જે સાભળશે તે મનુષ્ય મારો ભક્ત થશે. આવુ સ્વપ્ન થવા પછી બીજે દિવસે ગણેશ વિગેરે દેવતાઓને પ્રણામ કરી અહોરાત્ર (રાત્રિ દિવસ) ભક્તિપૂર્વક ગ્રંથ લખી તૈયાર કર્યો, જેને જોઈ પંડિતો પ્રસન્ન થયા. દેશ દેશાતરમાં તુલસીદાસની કીર્તિ પ્રસિદ્ધ થઈ.

તુલસીદાસ પોતે કાશી ક્ષેત્રમા પિશાબ પાણી (ઝાડા જગલ) મલમૂત્ર ત્યાગ કરે નહીં, પરતુ અસિ નદીના દક્ષિણ ભાગમાં જઈ મલમૂત્ર ત્યાગ કરતા હતા, સ્નાન કરી પર્ણકુટીમા દરરોજ પોતાનું આન્હિક કર્મ કરે, એક વખતે શૌચ (ઝાડે) જઈ બાકી રહેલુ જલ એક આબાના ઝાડ નીચે નાખ્યું તે જલ (ખાડામા) હોવાથી એક પિશાચ પી ગયો, પછી પ્રેત કહે કે આ જલ પીવાથી સતોષ થયો.

# સર્ગ ૧૩૨ મો

इत्युक्तस्तुलसीदास प्रेतं प्राहातिनिर्भयः ॥
कस्त्वं कथमिमां योनिं संप्राप्तोऽत्रविषीदसी ॥

તુલસીદાસજી પ્રેતને પૂછે કે તુ કોણ છે, આવી પ્રેત યોનિમા શું કારણથી જન્મ થયો, જ્યાં ઘણું કષ્ટ ભોગવે છે, ત્યારે પ્રેત પોતાનું જન્મ વૃત્તાંત કહે છે, પ્રથમ પૂર્વજન્મમાં વિંધ્યાચલમાં ગજપુરોહિત હતો, જ્યાં મોજ વૈભવ ભોગવી રાજાના ધનમાં મદાંધ થઇ ગત્કાર્ય રહિત થઇ સાધુ સંતનો દ્વેષ કરનારો, પરધનમાં ઇચ્છા કરનારો, બ્રાહ્મણોને (કટક) કાંટારૂપ થઈ રહ્યો. રાજા બીજા બ્રાહ્મણોને કાંઈ દાન ધર્મ કરે તેમાંથી અરધુ લઇ બાકી તેઓને હુ આપતો હતો આવી રીતે છલ કપટથી લુચ્ચાઈ કરી આખી જીંદગી પુરી કરી છતાં સાચા ભાવથી મેં કોઇને આપ્યું નથી.

એક વખતે મારા ઘર આગળ કોઇ જલ માગવા આવ્યો તેનો તિરસ્કાર કરી થોડું જલ પીવા આપ્યુ; મરણ થવા બાદ થોડુ જલ પ્રેતરૂપે મળ્યુ આવુ પ્રેત વચન સાંભળી તુલસીદાસ પૂછે કે તુ કાશી ક્ષેત્રમા શી રીતે આવ્યો, ત્યારે પ્રેત કહે કે મારા દેશનો રાજા કાશી ક્ષેત્રમા યાત્રા કરવા આવ્યો, તેની સાથે દૈવયોગે હું આવ્યો, જ્યા મને સર્પદંશ (કરડવા)થી મરી ગયો, પછી યમદૂત લઇ ગયા, ત્યા વિનાયક દેવે કહ્યુ કે એને નર્ક દશા ભોગવવા પ્રાપ્ત નથી કારણકે આવા પવિત્ર ક્ષેત્રમા અકાલ મૃત્યુ (સર્પ દંશ) થવાથી ઉત્પન્ન થયુ જ્યા ક્ષુધાતૃષા (ભૂખ તરસ)નુ ઘણુ કષ્ટ ભોગવી કાલ લૈગ્વની મહા વેદનામા નગર બહાર રામ ભક્ત તુલસીદાસજી શુકલ બ્રાહ્મણના શૌચ વિધિ (ઝાડે જતાં બાકી રહેલુ જલપાન) કરવાથી મારી શુદ્ધિ થઈ છતા બાકી હોય

તે ઉપાય કર્મ કરવા જે કાંઈ યોગ્ય હોય તે કહો, જેથી મારી સદ્ગતિ થાય આવુ પ્રેત વચન સાભળી તુલસીદાસ બોલ્યા કે એક વખત મને શ્રીરામના દર્શન થશે તો ઉપાય કરીશ, ત્યારે પ્રેત કહે કે મારી શકિત રામદર્શન કરાવવા યોગ્ય નથી, પરતુ એક ઉપાય બતાવીશ જ્યા રામદર્શન થશે,

હનુમાનજીનું સ્થાન છે, ત્યા દરરોજ રામાયણ કથા સાભળવા પોતે પધારે છે, બધા શ્રોતાઓ ગયા પછી પોતે પાછા જાય છે, હનુમાન સ્વરૂપ કોઢવાળુ દુર્બળ સાધુ વેષ ધારણ કરે છે તે હનુમાનજી જાણવા જ્યારે ત્યાથી ઉભા થઈ પાછળથી જાય ત્યારે તમારે જઈ ચરણમા સાષ્ટાગ પ્રણામ કરવો, હનુમાનજી જે વચન કહે તે મત્ય માનવુ, હવે તમને મારા પ્રણામ છે આટલુ કહી પ્રેત કાશી ક્ષેત્રમા રહી તારક મત્ર (રામનામ) જપ કરી મુક્તિ પામ્યો તુલસીદાસજી સ્નાન સધ્યા કરી શ્રીરામ મૂર્તિનું પૂજન કરી જ્યા હનુમાનનું સ્થાન હતું ત્યા જઈ કહે કે મને બ્રહ્મ રાક્ષસે (પ્રેતે) કહ્યુ તે પ્રમાણે હું તમારી પાસે આવ્યો માટે હે હનુમાનજી મારા ઉપર કૃપા કરો

તુલસીદાસને હનુમાનજી પૂછે છે કે તારી શી ઇચ્છા છે, ત્યારે તુલસીદાસ બોલ્યા કે શ્રીરામ (પરિવાર સહિત)નુ દર્શન મને ક્યારે થશે, ત્યારે હનુમાનજી કહે કે અહિંઆ થશે નહીં પણ ચિત્રકૂટ જશે ત્યા દર્શન થશે હનુમાનજીનું શુભ વચન સાંભળી આનદ પામી નૃત્ય ગાયન ભજન કરે છે, હનુમાનજી ચાલતા થયા તુલસીદાસે બીજે દિવસે ચિત્રકૂટ જઈ મહોત્સવ જેયો ગામના બધા સજ્જનો એકઠા થઈ રામલીના કરતા હતા જ્યા રાવણને જીતી પુષ્પક વિમાનમા સાથે સીતાજી, લક્ષ્મણ, જાંબુવાન, બિભીષણ સુગ્રીવ, હનુમાન જતાં ગૃહનો આશ્રમ જેઈ અયોધ્યા નગરી આવ્યા, આ પ્રમાણે રામલીલા જેઈ

તુલસીદાસ આવુ જેઈ કરુણ હૃદય હોવાથી વિનાપ કરે કે

અને કાંઈ ભ્રાંતિ થઇ અથવા શ્રીરામની માયામાં મોહિત થયો જેથી ખાવા પીવાનું (અન્ન જલ આહાર) છોડી સુઈ ગયા, ત્યાં હનુમાનજી પાછા જોયા, પછી કહે છે કે આ જગતમાં પ્રભુનું દર્શન કોઇ પુણ્યવાળાને થાય, માટે હે ભક્ત (તુલસીદાસ) હવે કાંઇ ચિંતા કરવી નહીં. શ્રીરામ ધનુષ્ય બાણ ધારણ કરનારા, જટા વલ્કલ વસ્ત્ર પહેરી સીતાજી ડાબી બાજુ તથા લક્ષ્મણ જમણી બાજુ છે. ભગ્ત શ્રીરામની પાદુકા મસ્તક ઉપર ધારણ કરી પ્રેમનાં આસું છોડે છે. આગળ હનુમાનજી હાથ જોડી ઉભા રહ્યા છે. બિભીષણ આગળ ચાલે છે. અયોધ્યા નગરીમાં દેવતાઓ સ્તુતિ કરે છે, (પુષ્પ વૃષ્ટિ થાય) આવું સ્મરણ કરી રામાયણ સાંભળવું આવા હેતુથી કાશી ક્ષેત્રમાં રહી શ્રીવિશ્વેશ્વર સન્મુખ રામ ભજન કરવા તુલસીદાસ રહ્યા.

## સર્ગ ૧૭૩ મો

एकदासौ द्विज कश्चित् आयातो द्वारि संस्थितः ॥
ब्रह्महत्यायुतोद्दया चिन्हं चापि समुद्वहन् ॥

એક વખત કોઇ બ્રાહ્મણ બ્રહ્મહત્યા કરનારો ફરતાં ફરતાં તુલસીદાસ પાસે આવ્યો. મધ્યાન્હ સમય (બપોર) થવાથી ભૂખ લાગવાથી તુલસીદાસને કહે કે તમારા મુખથી રામ નામ શ્રવણ કરવાથી બ્રહ્મહત્યા (મારૂ) પાપ દૂર થયુ. હવે મને ભોજન કરાવો, ત્યારે તુલસીદાસ કહે કે ગંગા નદીમા સ્નાન કરી આવશે તે વખતે સાથે ભોજન કરીશ, તુલસીદાસનું કહેલું સાભળી બ્રહ્મહત્યા કરનારો સ્નાન કરી આવ્યો તેને કહે કે ત્રણ વખત સીતારામ શબ્દ ઉચ્ચાર કરવા પછી સાથે ભોજન કરશુ.

પંડિતો એકમત થઇ કહેવા લાગ્યા કે બ્રહ્મહત્યા કરનારા સાથે તુલસીદાસ જમ્યા માટે આપણે તુલસીદાસ સાથે બધો વ્યવહાર

બધ કરો, ત્યારે તુલસીદાસ કહે કે તમે કાશી વિશ્વનાથ પાસે એકઠા થઇ સાચી ખોટી પરીક્ષા કરો તે વખતે એક પડિત કહે કે બ્રહ્મહત્યા કરનારના હાથે ગાય ઘાસ ખાય તો પવિત્ર ગણાય, ત્યારે તુલસીદાસ બોલ્યા કે ગાય ઘાસ ખાય પછી હું પાષાણના નંદી (વૃષભ પોઠીયા)ને ઘાસ ખવડાવીશ. શ્રી રામનામ જપ કરવાથી બ્રહ્મહત્યા કરનાર પવિત્ર થયો આ પ્રમાણે ઘણા પડિતો વિશ્વનાથ મંદિર પાસે ગયા, પાછળથી તુલસીદાસ તેને લઇ ગયા જ્યા ગાય ઘાસ ખાવા પછી એક પાત્રમા રંધેલુ અન્ન લઇ પાષાણના નંદીને ખવરાવતા બધા પડિતો તુલસીદાસને મોટા મહંત માનવા લાગ્યા. રામનામથી બ્રાહ્મણ મહાભક્ત થયો એક વખતે રાત્રિમાં તુલસીદાસના ઘરમાં ચોર ભીંત ભાગી અંદરથી કંઈ લઇ જવા તૈયાર થતા કોઇ ધનુષ્યબાણ ધારણ કરનારા (શ્રીરામ સ્વરૂપ)ને જોઇ ચોર નાસી ગયો. આવી રીતે ત્રણ વખતે ચોર આવ્યો પણ કાંઈ મળ્યુ નહીં ચોર પોતાના અપરાધની ક્ષમા માગતા ચોરીનો ધધો છોડી દીધો. છેવટે તુલસીદાસે પોતાનું દ્રવ્ય બ્રાહ્મણોને આપ્યુ

## સર્ગ ૧૩૪ મો

ष्कदाकोपि तत्रैव काश्यांविप्रोमृतोयुवा ॥
तेनसाकंतुतत्पत्नी प्रवेष्टुचलितानलम् ॥

શ્રી કાશીક્ષેત્રમા એક જુવાન બ્રાહ્મણ મરણ પામ્યો, જેની સાથે સતી થવા પોતાની સ્ત્રી સ્મશાન ભૂમિમા ગઇ, તુલસીદાસને પ્રણામ કરતા અખડ સૌભાગ્ય આશિષ આપતા સ્ત્રીએ નીચુ મોઢુ કર્યું તે વખતે ઘણા સ્ત્રીપુરૂષો ભેગા થયા હતા તેઓ તુલસીદાસને કહે છે કે આ સ્ત્રી પોતાના પતિ સાથે સહગમન (અગ્નિપ્રવેશ) કરે છે તો તમારી આશિષ શી રીતે સફલ થશે. ઉખર ભૂમિમાં નાખેલુ અનાજ ઉગતું નથી.

વિચાર કરતા હતા કે અપરાધ શિવાય તુલસીદાસને બદીખાનામાં નાખ્યા જેવું વિપરીત ફળ મળ્યું શ્રીરામના પરમ ભક્ત (તુલસીદાસ) છે

બાદશાહ પોતાની રાણી સાથે તુલસીદાસને એનાની પ્રણામ કરે છે કે તમારો ચમત્કાર પ્રત્યક્ષ જોવામાં આવ્યો, ત્યારે તુલસીદાસ કહે કે મેં કાંઈ કર્યું નથી, હું કાંઈ જાણતો નથી પછી શ્રીરામની સ્તુતિ કરવાથી બધુ શાંત થયુ, બાદશાહ ચરણમા પડી ક્ષમા માગે છે ઘણું ધન આપતા તુલસીદાસ કહે કે મને કાંઈ જોઈતું નથી, પણ તમારા નગરમા મંદિર બધાવી સતસાધુ સેવા કરવાથી મોટો ધર્મ થશે આટલુ કહી પોતે વૃદાવનમા ગયા. ત્યા નાભદાસ ભક્ત મળવાથી આનંદમા રહ્યા

તુલસીદાસને મળવા વૃદાવનમા ઘણા વૈષ્ણવો એકઠા થયા જ્યા પરીક્ષા જોવા માટે મંદિરમા લઇ જવા તૈયારી થતા કેટલાક વૈષ્ણવો (તુલસીદાસ રામના અનન્ય ભક્ત હોવાથી) કહેવા લાગ્યા કે જે મનુષ્ય પોતાના મૂલ(ઇષ્ટ)દેવને છોડી બીજા દેવને નમસ્કાર કરે તો લઘુતા (હલકાઈ) મૂર્ખતા ગણાય છે, જેવી રીતે વ્યભિચાર કરનારી સ્ત્રી બીજા સાથે જાય તેવુ ગણાય

વૃદાવનમા શ્રીગોપાલ મૂર્તિ હતી, છતાં ભક્તિભાવથી શ્રી રામચદ્રની ભાવનાથી દર્શન કર્યું કે હે નાથ (ગોપાલદેવ) તમે ધનુષ્યબાણ ધારણ કરો તો આ તુલસીદાસ તમને પ્રણામ કરે છે આવી પ્રાર્થના કરી શ્રીગોપાલ દેવ પાસે વાંસળી હતી તે બાણરૂપ દેખાઇ તથા વેત્ર (છડી) હતી તે ધનુષ્ય આકૃતિ થઇ, બધા વૈષ્ણવો તુલસીદાસને ભાગ્યશાળી માનવા લાગ્યા શ્રીરામ વિગેરે સર્વ દેવતાઓ શ્રીહરિના અશરૂપ છે તુલસીદાસ પોતે લોકના ઉદ્ધાર માટે પ્રથમ વાલ્મિકી ઋષિ થયા, પછી તુલસીદાસ થયા વાલ્મિકી ઋષિ હતા ત્યારે સસ્કૃતમાં રામાયણ બનાવ્યુ છતા વિશેષ તૃપ્તિ (સતોષ) નહીં થવાથી તુલસીદાસ જન્મ લઈ પોતે

પ્રાકૃત (હિંદી ભાષામા) રામચરિત્ર લખ્યુ રામાયણ ગ્રથ સસાર સાગર તરવા નૌકારૂપ છે તુલસીદાસ જેવા ભક્ત થયા નથી તેમજ આગળ કોઈ થશે નહીં

## સર્ગ ૧૩૫ મો

## શ્રી ગોકુલનાથ ચરિત

**मानदासो महाभक्तः श्रीरामचरितं स्वयम् ॥**
**अनुकुर्वन् ययौ धाम श्रीरामस्य महामनाः ॥**

માનદાસ શ્રીરામના પરમભક્ત હોવાથી છેવટે મુક્તિ મેળવતા હતા શ્રી આચાર્ય શ્રી વલ્લભાચાર્ય શ્રીમહાપ્રભુજીના બાલક શ્રીવિઠ્ઠલેશજી (શ્રીગુસાંઇજી)ના સાત બાલકો થયા જેઓનું વર્ણન આગળ કહી ગયા. તેમા શ્રીગોકુલનાથજીનું પવિત્ર ચરિત કહે છે ભક્તિમાર્ગ પ્રસિદ્ધ કરવા પોતે શ્રીનાથદ્વારમા ગયા, દર્શન બહારથી થવામા કાઇ અડચણ થાય નહીં જેથી આગળ ભીંત બનાવી નહીં, ત્યા એક (ચ ડાલ)નો નિયમ હતો કે જ્યારે આરતી ઉતરે ત્યારે મદિર સન્મુખ ઉભો રહે, કોઇ સાથે ભાષણ કરે નહીં આ પ્રમાણે એક વૈષ્ણવની નજરે જેનામા આવ્યું ત્યારે ગોસ્વામી શ્રીગોકુલનાથજીને કહ્યુ કે ધર્મ મર્યાદા સાચવવા એક ભીંત સામે બનાવવી જેથી ચાડાલ વિગેરે દર્શન કરે નહી. આવુ થવાથી તે ચાડાલ અન્ન છોડવાથી બેભાન થયો

શ્રી ગોકુલનાથજીને બીજી રાત્રિમા સ્વપ્ન થયુ કે આગે બાધેલી ભીંત કાઢી નાખવી કારણ કે તે ચાડાલ મારા દર્શન વગર શિવાય અન્ન જલ છોડી મરણ પામશે, બીજે દિવસે ભીંત કાઢી નાખવાથી સપૂર્ણ દર્શન થવાથી પ્રસન્ન થયો દરરોજ કાયાર (ચાડાલ)ને પ્રસાદ મળવા હુકમ થયો બીજા વનમાળી નામે ભક્ત થયા, પછી નારાયણ મિશ્ર, રાઘવદાસ ગુરુ અને યોગાનદના

શિષ્ય વામન નામે થયા. જાંગલ દેશમાં લખા ભગત થયા, જેનું ચરિત આગળ કહ્યું. પરશુરામ તથા શ્રી ભટ્ટ થયા. જેણે હરિવ્યાસ પ્રમાણે વૈભવ સુખ ભોગવ્યું. રાજવૈભવ પ્રમાણે હાથી ઘોડા અન્ન વિગેરે કાયમ રહે.

એક વખતે પરશુરામ કહે કે તમારે આવો આડંબર શા માટે રાખવો જોઈએ. જે કાંઈ જોઈએ તેટલું હું આપીશ, આવું સાંભળી પરશુરામ તેની સાથે પર્વતના શિખર ઉપર ગયા. ત્યાર પછી એક બીજો ધૂર્ત આવતાં કહે છે કે તમને જે જોઈએ તે હું તૈયાર કરીશ. જેથી પરશુરામ કહે કે મારાં કરતાં વિશેષ ઐશ્વર્ય (વૈભવ) ભોગવનારા શ્રી ભટ્ટજી મહાભક્ત છે, તેના સ્વાધીનમાં હું રહું છું. આવું સાંભળતાં ધૂર્તએ પરશુરામ પાસે ક્ષમા માંગી જ્યાં હતા ત્યાં ગયો.

## સર્ગ ૧૩૬ મો.

### ગદાધર ભટ્ટ ચરિત.

अंध देशे यभूवैको गदाधर इति श्रुतः ॥
भट्टोपनामको जात्या तैलंगश्चातिभक्तिमान् ॥

આંધ્ર દેશમાં તૈલંગ બ્રાહ્મણમાં ઉત્પન્ન થયેલા ગદાધર ભટ્ટ પોતાને ઘેર શ્રી રાધાકૃષ્ણનું પૂજન ભજન કરી એકાંત નિવાસ કરી શ્રીમદ્ ભાગવત પુરાણમાંથી સાર લઈ ભાષા ગ્રંથ કરવા શ્યામ રાગવડે નવીન (ગાયન) પદ તૈયાર કરી ગાયન કરતા હતા. જ્યાં જીવ ગોસ્વામી બિરાજતાં તેમનું પદ સાંભળી પૂછવા લાગ્યા કે આવું પદ કોણે બનાવ્યું. ત્યારે કહેતા હતા કે આંધ્રદેશમાં ગદાધર ભટ્ટ તૈલંગ બ્રાહ્મણ છે જેમણે શ્રીમદ્ ભાગવતમાંથી ઉત્તમ પદ ભાષામાં તૈયાર કર્યા.

જીવ ગોસ્વામી મથુરા આવી શ્યામરાગને અનુસરી બીજાં નવીન પદ તૈયાર કરી બે શિષ્યને ગદાધર ભટ્ટ પાસે મોકલ્યા. જેને

પૂછે કે તમે ક્યાથી આવ્યા ત્યારે શિષ્યો કહે કે અમે બને વૃંદાવનથી જીવગોસ્વામીના શિષ્ય થઈ તમને મલવા આવ્યા તે વખતે ગદાધર ભટ્ટ એક કૂવા પાસે બેઠા હતા, થોડા વખતમા તલ્લીન (બેભાન) થયા કારણકે જ્યારે ભક્તિપ્રેમ ભાવ વિશેષ થાય ત્યારે આનંદમા મગ્ન થવાથી બહાર બેભાન અવસ્થા દેખાય છે થોડા વખતમા બન્ને શિષ્ય ઊભા થઇ (પદ્યપત્ર) માથે ચઢાવી ગદાધરભટ્ટજી સાથે ગોસ્વામી પરસ્પર મળતા આનંદ પામ્યા, થોડો સમય એક જગ્યામા રહેવાથી પુરાણ કથા વાર્તારુપ શ્રવણ કરવાથી પોતે શાંતિ મેળવતા હતા.

ધૌહરા ગામમા કલ્યાણસિંહ નામે ક્ષત્રિય રાજા નિયમ પાળી ગદાધર ભટ્ટનુ પુરાણ શ્રવણ કરે રાણી યુવાવસ્થામા કામાતુર થઈ છતા કલ્યાણસિંહ પોતે રાણી સાથે પ્રીતિ ભાવ દૂર કરી વિરક્ત થયા એક વખતે રાણીએ કોઈ ભિક્ષુકની સ્રી ગર્ભવતી હતી તેને કહ્યુ કે હુ તને ખાનગી મદદ કરીશ પરતુ વૃંદાવનમા જઇ ગદાધર ભટ્ટ કથા શ્રવણ કરાવે તે વખતે કથા સાંભળતા બધી સભામા કહેવુ કે તમારાથી મને ગર્ભ રહ્યો છે, મારી સુવાવડ કયા કરીશ આવુ ભિખારણનું કહેવુ સાભળી સભામા ચુપચુપ બધા બેસી રહ્યા પણ ગદાધર ભટ્ટજી પ્રસન્ન ચિત્ત થઈ કહે કે હે માતાજી મારી કથા સપૂર્ણ થવા પછી સર્વ વૃત્તાત કહીશ, જ્યા પાછા બધા ક્રોધાતુર થઈ કહે કે તુ સ્ત્રીજાતિ હોવાથી તને અમે તિરસ્કાર કરતા નથી

રાધાવલ્લભ નામે વૈષ્ણવ હતા, તે હાથમા મોટો દંડ લઈ સ્ત્રીને કહે કે હે રડા બધા( સભા )સમક્ષ ખોટુ બોલી અમારા ( ગદાધર ) ભટ્ટજી ઉપર કલક મૂકે છે, માટે સાચુ નહીં બાનશે તો તને મારી નાખીશ આવો ભય બતાવવાથી તે સ્ત્રીયે બધુ સાચુ વૃત્તાત કહ્યુ કે મને કલ્યાણસિંહની રાણીએ વીશ રૂપિયા આપવા કબૂલ કરવાથી હું ખોટુ બોલી હતી કલ્યાણસિંહને ખબર થવાથી સ્ત્રીને મારી

નાખના હુકમ ડર્યો, છતા ગદાધર ભટ્ટજીએ કહ્યુ કે સ્ત્રીહત્યા કરશો નહીં, જે મનુષ્ય જેવુ કાર્ય કરશે તેવુ ફળ ભોગવશે એક સાધુ વૈષ્ણવ શિષ્યવર્ગ સાથે આવી પ્રેમાશ્રુ છોડી કથા શ્રવણ કરે છે, તેનુ જોઈ બીજો વૈષ્ણવ આખમા આસુ નહી આવવાથી મરીનો ભુકો નાખી અશ્રુધારા છોડતા બીજા બધા હસવા લાગ્યા, તે વખતે ભટ્ટજી બોલ્યા કે હાલ બીજો પાછળથી આવેલો ખરો વૈષ્ણવ નથી જેથી કથા શ્રવણ કરતા છતા સાચો પ્રેમ નહીં હોવાથી આખમા મરી નાખી બીજાને ખોટો પ્રેમ બતાવે છે એક વખતે રાત્રિમા ચોર આવ્યો થોડુ ચોરી લઈ જતા ચોર ભટ્ટજીને પૂછે કે તમે કોણ છો ત્યારે ભટ્ટજી બોલ્યા કે જે છુ તે છુ તારે જે કાંઈ ચોરી કરી લઈ જવુ હોય તે લઈ જવા હરકત નથી જેથી ચોરેલો માલ મૂકી દઈ ભટ્ટજીનો શિષ્ય થઈ કહે કે હવે હું ચોરી કરીશ નહીં પછી ગદાધર ભટ્ટજીનુ સર્વ કામ ચોર કરતો હતો

## સર્ગ ૧૩૭ મો

### નારાયણદાસ ભક્ત ચરિત

एव चतुर्भुजो भक्त श्चामुडश्चतथापर ॥
चडदासो वभूवाथ महाभक्ता इमे भुवि ॥

**આ**વી રીતે ચતુર્ભુજ તથા ચામુડ નામે ભક્ત થયા તેવી રીતે ચડદાસ થયા અને ચોથા ભક્ત કર્માપિનંદ થયા પોતે શાલિગ્રામ દેવ લઈ વૃંદાવન ગયા ત્રણ પાયાવાળુ લાકડાનું ત્રિપાદિક આસન ઉપર દેવસ્થાપન કરી સાજ સુધી વનયાત્રા માટે તૈયારી કરતા સાયકાળે પાછા ફરતા ત્રિપાદિ આસન ભૂલી ગયા તે વખતે દેવસ્વપ્ન થયુ કે મારૂં નિયમ આસન જ્યા રહ્યું ત્યાંથી લઈ મારી મૂર્તિ તે ઉપર રાખવી

પશ્ચિમ દેશમાં કારૂ તથા અક્રૂ નામે કાયસ્થ જાતિમાં ઉત્પન્ન થયેલા બંને ભાઇઓ શુદ્ધભાવે ભગવત સેવા કરતા હતા, પણ નાનોભાઇ અક્રૂ હતો તેનો નિયમ આચાર સદાચાર મોટાભાઈ જેવો નહતો. એક વખતે કારૂ યાત્રા પ્રસંગે દ્વારિકાપુરી જઈ નવીન પદ્ય પોતાનાં રચેલાં ગાયન ગાતાં ભગવાન પ્રસન્ન થવાથી આપોઆપ પ્રસાદ માલા અક્રૂના કંઠમાં પડતાં બધા ભક્ત હતા તેઓ ખુશી થયા, પરંતુ કારૂએ વિચાર કર્યો કે હું ભગવાનનો ભક્ત છું તથા મારો નાનો ભાઈ અક્રૂ પોતે શ્રદ્ધા રહિત (નાસ્તિક) છે છતાં એને પ્રભુપ્રસાદ મલવાથી મારે પ્રાણ-ત્યાગ કરવો.' આવો વિચાર થતાં કારૂ સમુદ્રમાં ઝાંગ સુધી જતાં શ્રી ભગવાન ભક્તનું સ્વરૂપ લઈ કારૂને આત્મહત્યા કરતાં રક્ષણ કરતા હતા, પછી સાચો ઉપદેશ કરી ભોજન માટે તૈયારી કરાવી બે પાત્ર સાથે રાખવાથી કારૂ પૂછે કે બીજું પાત્ર શા માટે રાખ્યું, ત્યારે ભક્ત વેષમાં શ્રી ભગવાન કહે કે તારા નાનાભાઈ અક્રૂ માટે રાખ્યું, જેથી કારૂને રોષ થવાથી ભોજન કરવા ના પાડતાં શ્રીભગવાન બોલ્યા કે તારા નાનાભાઈ (અક્રૂ)નું જન્મ વૃત્તાંત કહું છું. તારો નાનો ભાઇ પૂર્વજન્મમાં રાજપુત્ર હતો, નાની વયમાં મોજ વૈભવ છોડી વનમાં જઈ મારૂં ભજન કરી છેવટે મને શરણે આવ્યો જેથી મને પ્રિય લાગે છે માટે તારે દ્વેષ કરવો નહીં તને જોઇશે તે આપીશ, ત્યારે કારૂ આવેશથી પોતાને ઘેર ગયો.

અક્રૂ પોતાના ભાઇનું સ્મરણ કરે છે, જેથી બંને ભાઇઓ એકઠા થયા. પરસ્પર પ્રીતિ ભાવે રહ્યા, વૈભવ સુખ ત્યાગ કરી છેવટે વનમાં ગયા. આવી રીતે જીવાનંદ તથા માધવદાસ ભક્ત થયા. પછી નારાયણ ભક્ત થયા. જેને મોટા ભાઇની સ્ત્રીએ વાસી અન્ન આપવાથી વૈરાગ્ય થવાથી વૃંદાવનમાં નિવાસ કરતા હતા. કનિર ગામમાં (મારવાડમાં) પૃથુરાજ મહાભક્ત હતા. કારણસર બહાર ગામ જાય ત્યારે માનસિક ધ્યાન ધરે. એક વખતે વ્યગ્ર

ચિત્ત થવાથી રાધાકૃષ્ણનું હૃદયમાં સ્થિર ધ્યાન થયું નહીં જેથી પુત્રને પત્ર લખ્યો કે આજે નિત્ય સેવા મૂર્તિ કયાં રાખી છે, ત્યારે કુમારે પૃથુરાજ (પિતા)ને પત્ર લખ્યો કે આપણું જુનું મંદિર ભાંગી જવાથી બીજી જગ્યામાં મૂર્તિ પધરાવી છે. જ્યાં નિત્ય નિયમ પ્રમાણે સેવા પૂજન કરૂં છું.

રાજાએ વિચાર કર્યો કે દિલ્હીના રાજા (બાદશાહ)નો મહેલ મથુરાંનગરી પાસે છે ત્યાં સમીપ મરણ પામીશ. તે વખતે દિલ્હીનો રાજા કહે કે હાલ તમે કાબુલના રાજા સાથે લડાઈ કરી પાછા આવશો, બીજે દિવસે યુદ્ધ સગ્રામ તૈયાર થતાં ખંડણી ભરવાથી પરસ્પર વૈરભાવ દૂર થયો, છેવટે પૃથુરાજા પરમ પદ (મોક્ષ) પામે છે.

## સર્ગ ૧૩૮ મો

### સાગર ચરિત

जात्याकार्येति विख्यातः सीवा तस्य सुतोऽभवत् ॥
सागतश्चेति नाम्ना सः साधुसेवापरायणः ॥

**કાર્ય** નામે શિષ્ય હતો, જેને સીવા નામે પુત્ર હતો, તેને સાગત નામથી બોલાવતા હતા. મહાભક્તિવાળો હોવાથી સંત સાધુ સેવા કરવા તત્પર હતો. દ્વારિકાપુરી યાત્રા કરતાં મોટો મહોત્સવ થયો. એક વખતે તુરૂષ્ક નામે લુટારો દ્વારિકામાં આવી ગામમાં આગ લગાડી ચારે બાજુ લુંટ કરતો હતો જેથી ગામમાં લોકો નાસભાગ કરવા લાગ્યા. ત્યાં દેવનું સ્મરણ કરતાં મહા ભય દૂર થવા અકસ્માત મોટું લશ્કર ભગવાને મોકલ્યું જેથી શાંતિ થવા લાગી પણ તુરૂષ્કને લુટારાઓ દરિયામાં ફેંકી દેતા હતા. છેવટે સાગત (ભક્ત) વારવાર સ્મરણ કરી મુક્તિ મેળવતો હતો.

# સર્ગ ૧૩૯ મો

## રત્નાવલી રાણી ચરિત

भ्राताभूत् मानसिंहस्य कनिष्ठो नातिभक्तिमान् ॥
नाम्ना माधवसिंहेति तस्य रत्नावली प्रिया ॥

**માનસિંહને** નાનો ભાઈ માધવસિંહ નામે હતો. પોતે અધર્મી તથા નાસ્તિક હતો. પરતુ પોતાની રત્નાવલી રાણી મહા સતી પવિત્ર તથા ભક્તિભાવે પ્રભુ નામ ઉચ્ચારણ કરતી હતી. જેને પ્રેમસિંહ નામે શૂરવીર કુમાર હતો. એક વખતે રાણી (રત્નાવલી) શય્યામાં સુતી હતી. પણ જાગતી હોવાથી દાસી પગ દાબતી(ચરણ સેવા કરતા) શ્રીભગવત નામ શ્રીનંદકિશોર, રાધાકૃષ્ણ, બોલતી હતી. જે પવિત્ર શબ્દ (નામ) સાભળતી રત્નાવલી રાણી હસતા દાસીને પૂછે કે ભગવત નામ ઉચ્ચારણ તને બોલવા માટે કોણે ઉપદેશ કર્યો, ત્યારે દાસી કહે કે હે રાણીસાહેબ! મને શા માટે પુછો છો, પૂર્વજન્મમા પૂણ્યદાન તથા ભગવત નામ સ્મરણ કરવાથી હાલ રાજ્યવૈભવ સુખ તમે ભોગવો છો, મને રાધાકૃષ્ણ નામ ઉચ્ચાર (ઉપદેશ) એક સાધુ પુરૂષે આપેલ હતો કે પ્રભુ નામ ભક્તિ કરવાથી સર્વ દુખ દૂર થાય

રત્નાવલી રાણીએ દાસીનુ કહેલુ સાભળી પ્રેમથી ભગવત નામ બોલતા હૃદયમા મદનમોહન (ભગવાન)માં પ્રીતિ થવાથી સાધુમત સેવા તથા ભગવત કથા શ્રવણમા પ્રીતિભાવ ઉત્પન થતા નીલમણિની પ્રતિમા તૈયાર કરાવી પૂજન શરૂ કર્યુ. જ્યા સાધુ સતનો મેળો (સમુદાય) હોય ત્યા જઇ તેઓને જોઇતી મદદ કરે. એક વખતે સાધુ વૈષ્ણવ આવી પ્રભુ સન્મુખ નૃત્ય ગાયન કરવા લાગ્યો ત્યા રાણી પોતે ગઇ, ત્યારે દાસી કહે કે તમારે જાતે જવુ નહી પણ તમારી આજ્ઞા લઈ હું સેવા સત ધર્મ પાળીશ

છતાં રાણી પોતે જાય. તે સાધુને ભોજન સત્કાર કરાવી વિદાય કરતાં પ્રધાનને ખબર પડવાથી રાજાને પત્ર લખ્યો કે તમારી રાણી રત્નાવલી આપણી રાજમર્યાદા (જનાનો પડદો) છોડી સાધુસંતના ટોળામાં જઇ તેઓ સાથે ગાયન કરે અને કોઇનું વચન માનતી નથી.

રાજા (માધવસિંહ) પ્રધાનનો કાગળ વાંચી એકદમ ક્રોધ કરતાં ચુપચુપ બેસી રહ્યો, તે વખતે પુત્ર (પ્રેમસિંહકુમારને) જોઇ કહે કે રાડના છોકરા (રડાપુત્ર) કર્મ ગતિ ગહન છે. આટલુ કહી હાથમા પ્રધાનપત્ર આપી બીજી જગ્યામા ચાલતો થયો, પત્ર વાંચી પ્રેમસિંહકુમાર પોતાની માતાને ઇશ્વરપરાયણ ભક્તિવાળી સાંભળતાં પ્રસન્ન થઈ પોતાની માતાને ઉત્તર લખ્યો કે હાલ તમે હરિભજન, મેવા, પુરાણ કથાશ્રવણ, સાધુસંત સેવાસત્કાર આરંભ કર્યો જેનો ત્યાગ કરવો નહીં. મને ગંડનો પુત્ર કહી પિતાજી એકદમ ચાલતા થયા. રાજકુમાર (પ્રેમસિંહ)નો પત્ર વાંચી માતાએ જવાબ લખ્યો કે તુ મારો હરિભક્ત પુત્ર છે. જે સંકલ્પ (સાધુસંત સેવા) ઇશ્વરભક્તિનો નિયમ લીધો છે તે વ્રત છોડીશ નહીં. શ્રીરાધાકૃષ્ણની કૃપાથી તારી કીર્તિ તથા આયુષ્ય વૃદ્ધિ પામશે. આવો માતાનો ઉત્તર સાંભળી પ્રેમસિંહકુમાર ખુશી થયો. સાધુસંત વૈષ્ણવોનો મોટો સમારંભ કર્યો. રાજાએ બીજી વખતે પુત્રનો તિરસ્કાર કર્યો, ત્યારે રાજકુમાર પિતા (માધવસિંહ)ને કહે કે તમે આવું ધર્મ વિરૂદ્ધ આચરણ કરો છો તે અયોગ્ય કહેવાય, આવુ સાંભળી રાજાએ રડાપુત્ર કહી રાણી તથા કુમારને મારી નાખવા વિચાર કર્યો, જ્યાં સેના તૈયાર કરી તે વખતે કુમાર પણ લડવા તૈયાર થયો. પછી રાજા પ્રધાનને બોલાવી કહે છે કે હાલ રાણીને પ્રથમ મારી નાંખવી ત્યારે પ્રધાન કહે કે હે મહારાજ આવુ સાહસ કામ (વિચાર વિના) કરવાથી તમને જગતમાં મોટું કલંક લાગશે માટે બીજી યુક્તિ શોધી કાઢીશ

પ્રધાન કહે કે આપણા દરબારમાં પિંજરામાં મોટો જગલી

વાઘ છે, તેનું બારણું ઉઘાડી રાણી સન્મુખ વાઘને છોડી દેશું, જેથી રાણી મરણ પામશે, ત્યારે રાજા બોલ્યો કે આવો ઉપાય કાલે જલદી કરવો. બીજે દિવસે વાઘને રાણીના જનાના આગળ લાવતાં રાણો શુદ્ધ ભાવથી વાઘનું ગોપૂજન પ્રમાણે આનંદથી પૂજન કરતી હતી, તમે વાઘ અથવા સિંહ (ઘાતકી પ્રાણી) નથી, જેની કૃપાથી શ્રીનૃસિંહસ્વરૂપ લઇ હિરણ્યકશિપુ દૈત્ય મરણ પામ્યો તથા ભક્ત પ્રલ્હાદનું રક્ષણ થયું. આટલુ કહી તિલક કરી પુષ્પમાળા પહેરાવી ધૂપદિપ નૈવેદ્યમાં લાડુ (મોદક) ભોજન કરાવ્યુ, પ્રણામ કરતાં વાઘ ગોપૂજન પ્રમાણે શાતપણે રાણી પાસે બેઠો. આવુ થવાથી પ્રધાન વિચાર કરે કે હવે મારે શું કરવું. રાણીને વાઘ કાંઇ દુઃખ દેતો નથી. રાજાને શુ ઉત્તર કહીશ. બાજુમાં પ્રધાન ઉભો હતો તેને વાઘે મારી નાંખ્યો. પછી રાજા વિનયથી રાણી પાસે આવ્યો, ત્યારે રાણી વાઘને કહે કે આ મારા પ્રાણનાથ (સ્વામી) છે. માટે એને મારશો નહીં.

એક વખતે માનસિંહ પોતાના નાના ભાઈ માધવસિંહ સાથે હોડીમા બેસી યમુના નદીમાં ફરતા હતા, વચમા જતા તોફાન થતા ખલાસીઓ કહે કે હોડી ડુબી જશે માટે ધીરજ ધરી શ્રી ભગવત સ્મરણ કરવુ અહિંઆ કોઇ પુણ્યશાલી હશે તેના પુણ્ય દ્વારા આપણે સંકટ દૂર કરશુ આવુ સાભળતા બધા એકઠા થઇ શ્રીભગવત સ્મરણ કરતા હતા તે વખતે તે અરધી હોડી ડુબી હતી છતા સામે કીનારે ગઇ. દાનધર્મ પુણ્ય માટે અન્ન વસ્ત્રદાન કર્યું રત્નાવલી રાણી છેવટ સુધી ઇશ્વર ભજન સંતસેવા કરતી હતી.

# સર્ગ ૧૪૦ મો.

## મથુરાદાસ ચરિત

वर्धमानस्य शिष्योऽभूत् रामदास सुतोद्विज ॥
नाम्ना स मथुरादासो हरिभक्तिरत· सदा ॥

**વર્ધમાન** ગુરૂના શિષ્ય રામદાસ નામે થયા જેને મથુરાદાસ પુત્ર હતા પ્રભુભક્તિ તથા સાધુસેવા પરાયણ હતા મંત્ર શાસ્ત્ર વિદ્યાના પ્રભાવથી ઇંદ્રજાલ પ્રમાણે મોહમંત્ર તૈયાર કરી મંદિર સિંહાસન ઉપર શાલિગ્રામ દેવ પધરાવી નૃત્ય ગાયન કરી દેવને પ્રસન્ન કરવાથી ગામમા ઘણા સેવકવર્ગ તૈયાર થઇ મહાત્મા પ્રમાણે સેવાધર્મ પ્રચાર થયો, મથુરાદાસના શિષ્યએ આવો ચમત્કાર જોઇ પોતે બીજા ગુરૂનો ઢોગ કર્યો કે મને પણ બધા માનશે, જેથી મથુરાદાસે એક કૃત્યા ઉત્પન્ન કરી તેથી મથુરાદાસનો શિષ્ય બેભાન થઇ ગયો પછી શિષ્યને શુદ્ધિમા લાવતા કહ્યુ કે આવો ઢોગ કરવો નહીં સાત્વિક (વિષ્ણુ)દેવનું પૂજન કરવાથી પોતાનું ઐશ્વર્ય કાયમ રહે છે આવુ સમજી ઢોગ કરનારો મથુરાદાસનો ખોટો શિષ્ય ક્ષમા માગી ચાલતો થયો

બીજા નારાયણદાસ ભક્ત થયા તીર્થયાત્રા કરતા કાશી, પુરી, પ્રયાગરાજ ગયા પછી હુડીયા ગામમા રાજા પાસે જઇ પરોપકાર કરવા ઘણુ દ્રવ્ય મેળવ્યું આની રીતે ગદાધર, ઉદ્ધવ, રામરેણુ, કૃષ્ણજીવન પરશુરામ, કૃષ્ણદાસ, ગંગાદાસ, ગોપાલ, જયદેવ, માધવદાસ વિગેરે મહાભક્ત થયા બીજા વિદુરભક્ત હતા. તે હીથર ગામમા રહી ખેતીનો ધધો કરી અન્ન ઉત્પન્ન કરી સાધુ સંત સેવા કરે. એક વખતે દુકાલ પડવાથી અનાજ ઉત્પન્ન થયું નહીં ત્યારે બીજે ગામ જવા વિચાર કર્યો, ત્યાં રાત્રિમાં સ્વપ્ન થયુ કે પોતાનુ સ્થાન (ગામ) છોડી ગમે ત્યા જવુ નહીં તને સતસાધુ

સેવા માટે આપોઆપ અન્ન આવી મળશે ત્યા ઘણું અન્ન ઉત્પન્ન થયુ

આ પ્રમાણે દયાલદાસ, દામોદર, મોહન, પરમાનંદ વિગેરે ભક્ત થયા પછી ચતુરસ્વામી થયા જેણે સ્ત્રીપુત્ર પરિવાર છોડી વૃંદાવનમા નિવાસ કર્યો ત્યા સવારમા શ્રી ગોવિંદજી (પ્રભુ)નું દર્શન કરવુ, બપોરે નંદન સ્થાનમા શ્રી કેશવમૂર્તિનુ દર્શન કરવુ, ત્યાથી રાધાકુંડ જઇ પોતાને સ્થાન આવવુ, આવો નિત્ય નિયમ હતો ત્રણ દિવસ ખાવાનુ મળ્યુ નહીં ત્યારે સ્વપ્ન થયુ કે તને હવે પછી દૂધ મળશે જેથી પાછા મથુરામા આવ્યા જેનું નામ ચતુરદાસ પયોવ્રતી રાખ્યુ

## સર્ગ ૧૪૧ મો

### કુવાદાસ ચરિત

મરુદેશે સીથરાજ્યે ગ્રામશ્ચાતીવ વિશ્રુત ॥
તત્રાસીત્ કુમકારસ્તુ કુવાદાસેતિ નામત ॥

**મારવાડમાં** સીથર ગામમા કુવાદાસ નામે કુભાર પોતાનો જાતિ ધધો કરી ઘણુ દ્રવ્ય મેળવી સતસાધુની સેવા કરે એક વખતે ઘણા સાધુઓ આવ્યા જેથી રાજા પાસે આશ્રય લેવા માટે વિનયથી કહે કે મને કાઇ વર્ષાસન (જીવિકા) બાધી આપો, તે બદલે જે કાઇ મજુરી કામ કરવા કહેશો તે હુ તમારા રાજ્યમા રહી કરીશ, ત્યારે રાજાએ એક કુવો ખોદવા હુકમ કર્યો કુવો ખોદતા અદર રેતી નીકળી, પછી મટોડીનો થોડો ભાગ એકદમ કુવાદાસ ઉપર પડવાથી દટાઈ ગયો, ત્યા અદર પડતા રામરામ શબ્દ સાભળવામા આવ્યો રસ્તામાથી જતા સાધુસત વૈષ્ણવો રામ શબ્દ સાભળતા વિચાર કરતા હતા કે આ કુવામા કોઇનો શબ્દ સભળાય છે તેને બહાર કાઢવો. એક મહિનો મહેનત કરતા કુવાદાસ સારી રીતે બહાર નીકળ્યા

પોતે એક ભવ્ય મંદિર બંધાવ્યુ દ્વારિકા જઈ શંખચક્રની તપ્ત મુદ્રા (છાપ) લેવા ગયો ત્યા સ્વપ્ન થયુ કે હે કુવાદાસ તું પાછો તારે ગામ જઈ સુખમા રહી બધુ સાધન મેળવશે જેવા કુવાદાસ થયા તે પ્રમાણે પ્રયાગદાસ, જગીદાસ, વનમાલી, દિવાદાસ નરસિંહ કિશોર, ખેમ જગન્નાથ કદર વિગેરે મહાભક્ત થયા

કદર ભક્ત મથુરામા જઇ ઇશ્વર ભજન કરી સાધુસત સેવા કરતા હતા જેને કુવાદાસ કહે કે હું બધુ સાધન તૈયાર કરી આપીશ પણ હું કુભાર છુ માગથી મહોત્સવ જાતે થાય નહીં જેથી તમે બધા પૂજા સેવા કરી બ્રાહ્મણ ભોજન કરાવી આનંદથી મહોત્સવ કરશો આ પ્રમાણે જયમલ (મીરાબાઈના બાપ) ના વશમા વર્ધમાન થયા જે વૃદાવનમા રહેતા હતા શ્રી કાશીક્ષેત્રમા હરિદાસભક્ત થયા વૈશ્ય જાતિ હોવાથી છેવટે વ્રજભૂમિમા નિવાસ કર્યો, પણ યાત્રા (વૃદાવન) કરતા માર્ગમા શરીર છુટવાથી શબને લઇ જઈ વૃદાવનમા અગ્નિ સસ્કાર કર્યો આ પ્રમાણે હરિદાસ મહાભક્ત થયા

## સર્ગ ૧૪૨ મો

### પરશુરામ પુત્રી (કરમેતી) ચરિત

**दक्षिणस्या तु गोपाल विष्णुदासे त्युभावपि ॥**
**दाक्षिणात्यौ महाभक्तौ साधुसेवा परायणौ ॥**

દક્ષિણમાં ગોપાલદાસ તથા વિષ્ણુદાસ નામે દક્ષિણી બ્રાહ્મણ મહાભક્ત થયા, સંતસાધુ સત્કાર કરતા હતા જ્યા જાય ત્યા નિમત્રણ આપતા સર્વે વસ્તુઓ સાથે લઈ જતા હતા એક વખતે પોતાના ગુરૂને કહ્યુ કે અમે બધુ તૈયાર કરી ઘણા સાધુસંતોને ભોજન કરાવશુ જેથી ગુરૂએ ચારે દિશામા જલ પ્રોક્ષણ કરતા શિષ્ય વચન સત્ય કરવા અક્ષય્ય અનભોગ તૈયાર થતા ઘણા સત સાધુ આવતા બને શિષ્ય મનમા સતાપ કરે કે

હવે આપણી લાજ રહેશે નહીં ત્યારે ગુરૂએ ધીરજ આપી કે કાંઇ ગભરાશો નહીં. પછી નામદેવ તથા કબીરજી આવ્યા. જેઓનો સત્કાર કર્યો.

આ પ્રમાણે ચતુરદાસ છાતી, વાસકર્ણ દામોદર, નાથભટ્ટ, રસિકરાય, અદ્દભુતરાય ક્રીન્હ વિગેરે મહાભક્ત થયા, શેખાવતી નગરીમાં પરશુરામ રાજપુરોહિત હતા, જેને એક કન્યા હતી. જેનું નામ કરમોતી હતું. નાની વયમાં શ્રી પ્રભુભક્તિ કરવાથી વૈભવ ભોગ સુખ છોડી શ્રી રાધાકૃષ્ણનો જપ કરે, પતિ સાથે રહી છતાં સંસાર વાસના દૂર કરી, ઈશ્વર ભજનમાં વિશેષ પ્રેમ હોવાથી માતાપિતા તથા પતિનો સંબંધ છોડી એકલી ચાલી ગઈ. જ્યાં ઊંટ છોડવાનું ગુપ્ત સ્થાન હતું ત્યાં ગઈ. આજુબાજુ શોધ કરતાં માલમ નહીં થવાથી તપાસ કરતાં પાછા ગયા. પછી ગંગામાં સ્નાન કરી સૌભાગ્યવસ્ત્ર અલંકાર પહેરી બ્રાહ્મણોને દાન કરી વૃંદાવનમાં ચાલી ગઈ.

થોડો વખત ગયા બાદ મથુરામાં રહેનાર એક બ્રાહ્મણ પરશુરામ પાસે આવી પુત્રીનું ( કરમોતી ) સર્વ વૃત્તાંત કહે છે કે તમારી પુત્રી વૃંદાવનમાં છે, જે સાંભળી પરશુરામ ત્યાં જઇ પુત્રીને કહે કે તેં મારૂં નાક કાપ્યું, આવા જગલ ( અરણ્ય ) માં સ્ત્રી જાતિમાં એકલા રહેવામાં સારૂ કહેવાય નહીં. જ્યાં વાઘ, વરૂ, રીંછ વિગેરે જગલી પશુઓનો ભય રહે માટે તારે સાસરે જવા તૈયારી કરાવી.

પરશુરામ પિતાનું કહેવું સાંભળી પુત્રી કહે કે હે પિતાજી, મનુષ્ય માત્ર ભક્તિભાવમા પ્રસન્ન રહે છે. પિતા કહે કે તેં મારૂ નાક કાપ્યું, તે વખતે પુત્રી કહે કે મેં પિતા, માતા, પતિ સગાંઓનો સંબંધ ત્યાગ કર્યો છે. સંસારરૂપી અંધારા કુવામાં પડતાં સાચો ઇશ્વર ભજનમાર્ગ શોધવો. સગાંવહાલાં તથા ધન છેવટે કાંઈ સાથે આવતું નથી. તમે વૃદ્ધ થવા છતાં સંસાર વાસના દૂર

કરવા પ્રચ્છા કરતા નથી. પુત્રીનું શુભ વચન સાંભળી પરશુરામ ઘેર આવી દેવમંદિર તૈયાર કરાવી શ્રદ્ધાપૂર્વક સેવા ધર્મ નિયમ પાળી છેવટે રાજાનું પુરોહિત (ગોરપદ)પણું છોડી દે છે. થોડા વખત પછી રાજા બોલાવતાં છતાં રાજ્યસ્થાનમાં મને પુરોહિત (ગોર)પદ જોઈતુ નથી. હવે ગુરૂરાજરાજેશ્વરદેવસેવા શિવાય મને કાંઈ જોઈતુ નથી.

વિરક્ત થયેલા પરશુરામ પાસે રાજા આવી તપાસ કરે છે આવી દશા કન્યા નિમિત્તે થઈ, જેથી રાજા વિનયથી પરશુરામને કહે છે કે હું જાતે જઈ કન્યાને સમજાવી લાવીશ. શ્રીયમુના નદી કીનારે જઈ કન્યાનું દિવ્ય તેજસ્વી (ભવાની દેવી જેવું) શરીર જોઈ કાંઈ બોલ્યો નહીં, હાથ જોડી પ્રાર્થના કરે કે હે બ્રહ્મચારિણિ (બ્હેન) તારા પિતા પરશુરામ તારા શિવાય વૈરાગ્યદશા ભોગવે છે માટે મારી સાથે આવવા પ્રાર્થના કરૂં છુ.

રાજાને કન્યા પૂછે છે તમે કોણ છો? મારા પિતા આજ સુધી રાજવૈભવ સુખ ભોગવી મારે માટે વૈરાગ્યદશા ભોગવતાં તેઓ છેવટ સુખી થશે. મને હાલ કોઈ સાથે આવવા ઈચ્છા નથી. રાજા કન્યાનું કહેવુ સાભળી રાજ્યસ્થાન સુખ ત્યાગ કરી પુત્ર (કુમાર)ને રાજ્ય સોંપી વૃંદાવનમાં નિવાસ કરી સાધુ. સેવા તથા ઇશ્વર ભજન કરી છેવટે મુક્તિ મેળવે છે.

ગ્વાલીયર (લશ્કર)માં ખડ્ગસેન નામે મહાભક્ત થયા. પોતે કૃષ્ણલીલાનું શ્રવણ ભજન કરી મુક્તિ પામતા હતા. બીજા ગંગાદાસ નામે ભક્ત થયા. વ્રજમાં બીજા ગોપાલદાસ ભક્ત થયા, કોઈ જગ્યામાં યાચના નહીં કરતાં જે કાંઈ સમયે મળે તેટલામાં પોતાનો નિર્વાહ કરતા હતા. એક વખતે દિલ્હીના રાજાએ ભજન ગાયન સાભળવા ઇચ્છા કરવાથી પોતાની રાજધાનીમાં બોલાવતાં અન્ન જલ છોડી દીધું. રાજાને સ્વપ્ન થયું કે વૃંદાવનથી ગોપાલદાસભક્તને ગાયન નિમિત્તે

એકદમ લઈ ગયો. તેને તરત છોડી દેશે નહીં તો તારૂ ખોટુ (અકલ્યાણ) થશે જેથી ગોપાલદાસને છોડી દીધા નરહરિના સતનામે ભક્ત થયા તેવી રીતે લાલદાસ, માધવદાસ, તથા પ્રયાગરાજમા અગ્રદાસ નામે મહત થયા આવી રીતે પવિત્ર આર્યભૂમિમા સત ભક્ત ઘણા થયા

## સર્ગ ૧૪૩ મો.

### પ્રેમનિધિ બ્રાહ્મણ ચરિત

**आगरायामभू देको नाम्ना प्रेमनिधिर्द्विज ॥**
**पौराणिको महाभक्त सदाचाररतः सदा ॥**

**આ**ગ્રા શહેરમા પ્રેમનિધિ નામે બ્રાહ્મણ પુરાણ, શાસ્ત્ર વિગેરે વિદ્યામા નિપુણ તેમજ સદાચાર પાળનારા મહાભક્ત હતા એક વખતે ભાદરવા માસમા વધારે વરસાદ થવાથી શ્રીયમુના નદીનુ જલ લેવા જતા અધકાર થતા સતાપ કરવા લાગ્યા તે વખતે આગળ કોઈએ દીવો ધરેલો જોઈ પોતાના ઘર સુધી જઇ જલનો ઘડો બહાર મૂકી વિચાર કરે કે આવા નિર્જન સ્થાનમા રાત્રિમા કોઈ મનુષ્ય મને જોવામા આવતું નથી, પણ મને દીવો ધરનાર શ્રીહરિ શિવાય કોઈ સહાય કરનારો નથી આવુ દેવનુ ધ્યાન કરતા શ્રીભગવાન અતર્ધાન થયા પ્રેમનિધિએ નિશ્ચય કર્યો કે હવે મારે સાયકાલ પછી જલ લેવા જવુ નહીં. મારે માટે શ્રીભગવાનને ઘણો પરિશ્રમ થયો દરરોજ ઘર આગળ સ્ત્રીપુરૂષો ભેગા થઈ પુરાણશાસ્ત્ર શ્રવણ કરતા હતા ત્યારે કોઇ દ્વેષી બ્રાહ્મણ દિલ્હીમા બાદશાહ પાસે જઈ ખોટુ બોલતો હતો કે પ્રેમનિધિ બ્રાહ્મણ ઘણો ઢોગી છે આગ્રા શહેરમા ઘણી સ્ત્રીઓને ભેગી કરી પુરાણ નિમિત્તે ઘણુ દ્રવ્ય મેળવે છે દુષ્ટનું વચન સાભળી રાજસેવકોને હુકમ કર્યો કે પ્રેમનિધિ પુરાણિક

બ્રાહ્મણને મારી પાસે હાજર કરવો. તે વખતે પોતે સાધુસંતને ભોજન કરાવતા હતા.

રાજા પુરાણિકને પૂછે છે કે તમે ગામમાં સ્ત્રીપુરૂષોને એકઠા કરી શું કામ કરો છો? ત્યારે પ્રેમનિધિ કહે કે હુ શ્રીકૃષ્ણ ચરિત્ર (પુરાણ) મારા ઘર આગળ જે કોઇ શ્રવણ કરવા ઇચ્છા કરે તેને સાચો બોધ કહું છુ; સ્ત્રીવર્ગને માતા તથા બહેન સમાન તથા પુરૂષ વર્ગને ભાઈ પ્રમાણે માનુ છુ. રાજાએ પ્રથમ દુષ્ટ બ્રાહ્મણનું કહેલું સાંભળતાંજ હુકમ કર્યો કે આ પુરાણિક (પ્રેમનિધિ)ને ગુપ્તસ્થાન(કારાગાર)માં રાખવો. આવું થવાથી શ્રવણ કરનારા સ્ત્રીપુરૂષો અન્ન જલ છોડી ભગવાનનું સ્મરણ કરતા હતા. રાજાને રાત્રિમાં સ્વપ્ન થયું કે હે રાજન્! મારે પ્રેમનિધિ બ્રાહ્મણના હાથથી જલ પીવુ છે. રાજા સુતો હતો ત્યાં છાતીમાં એક લાત મારી રાજાને જાગતો કરતાં બીજે દિવસે પ્રેમનિધિને છોડી દેવા હુકમ કર્યો.

પ્રેમનિધિ શ્રી ભગવાનના પરમ ભક્ત હોવાથી દેવ પ્રસન્ન થયા. જે જગતમાં સત્ય હોય તેને દુ ખ થતું નથી. આ પ્રમાણે ભજનદાસ ભક્ત થયા. વરેલ ગામમાં હરિનારાયણ થયા. હુશગાબાદમાં ઉદ્ધવજી ભક્ત થયા. ભેલસા ગામમાં તુલસીરામ સાધુ થયા. તેજ પ્રમાણે કલ્યાણ, રામદાસ, અને પરમાનદ થયા. સ્ત્રીઓ ભક્તિવાળી થઇ. રમાબાઇ, હીરાંબાઇ, મીરાબાઇ લીલાં મીરાં, સક્ષા, પાર્વતી. વીચની, કૈશિકા, ધાનીમતી, યમુના, ગગાબાઈ જીવા, હર્ષા વિગેરે રાજકુમારિકાઓ ભક્તિવાળી થઇ. તે પ્રમાણે કધર, કેશવ. કેવળરામ થયા.

કેવળરામ પ્રેમભક્તિમા લીન થઈ બેભાન થયા જેને પીઠ ઉપર લાકડીનો ક્ષત (દરદ) થયુ હોય તેની પીડ માલમ થઇ. નટવર ગામમા પૃથ્વીરાજ મહાભક્ત થયા, એક વખતે ગામમાં નાશકર્ણને જોઇ પ્રેમથી પૂજન કરતાં કાંઇ બોલતા નહીં. જેથી

ખડ્ગ લઇ પગ છેદી નાખતા લોહી નીકળ્યુ છતા કાઇ દુ ખ થયુ નહીં, છેવટે રાજાએ ક્ષમા માગી કે મે ફોકટ નારાકર્ણના પગ કાપી નાખ્યા, થોડા સમય પછી નારાકર્ણ મરણ પામ્યા, જેથી દિલ્હીના રાજાએ પશ્ચાતાપ કર્યો નારાકર્ણની નિત્ય પૂજા ચાલુ કરવા બ્રાહ્મણને વર્ષાશન ચાલુ રાખ્યુ હરિવંશના વશમા કલ્યાણ, શ્રીરંગ, વિઠ્ઠલ મદાનદ, શ્યામદાસ, અનુરાગ તથા સારૂ, નારાયણ, ચેલાદાસ, ગોપાલ તથા ગોપાલશકર વિગેરે હરિભક્ત થયા

## સર્ગ ૧૪૪ મો

### જગદેવ પરમાર ચરિત.

तुंबुरु क्षत्रियः कुले हरिदासोऽतिभक्तिमान् ॥
राजापि वैष्णवः प्रेम श्रीकृष्णे यस्य सर्वदा ॥

ક્ષત્રિય કુલમા તુબુરૂ નામે રાજા વિષ્ણુ દિક્ષા લઇ શ્રી પ્રભુ પ્રીત્યર્થ નિત્ય દાન કરે છે ત્યા હરિદાસ ભક્ત થયા જે કોઇ શરણે આવે તેને શિબિ રાજા પ્રમાણે રક્ષા કરે, દધીચિ પ્રમાણે દાનવીર, બલિરાજા પ્રમાણે સત્ય પ્રતિજ્ઞા પાળનારા, પ્રલ્હાદ પ્રમાણે ભક્તિ કરનારા, શ્રીમદ્ ભક્તિભાવ રાખનારા, જયદેવ પ્રમાણે પ્રીતિ રાખનારા, પોતાનુ નાનુ રાજ છતા જગદેવ (પરમાર) પ્રમાણે શ્રી કૃષ્ણ સેવા કરનારા હતા

એક વખતે કોઇ નટી રાજભવનમા નૃત્ય કરવા આવતા દેવ સન્મુખ ગાયન શરૂ કરવાથી રાજાએ પ્રસન્ન થઇ ઘણુ દ્રવ્ય આપ્યુ છેવટે પોતાનુ મસ્તક આપવા તૈયાર થયા, જેને નટીએ જમણા હાથથી પકડતા કહ્યુ કે તારૂ મસ્તક મેં પકડયુ હવે ડાબા હાથથી કાઇ લઇશ નહીં આ મસ્તક કાયમ રહો આવી રીતે બીજા રાજ્યસ્થાનમા નૃત્ય ગાયન કરવા ગઇ ત્યા નટી (કલાવતી)ને નૃત્ય કરતા રાજા કુશલ હોવાથી નૃત્ય બધ કર્યું તે વખતે

નગીએ ડાબો હાથ ઉચો કરતા રાજા કોપાયમાન થઈ દ્રવ્ય સત્કાર કરતા બધ થયો હે મૂર્ખ નહિ તે રાજસભામા મારૂ અપમાન કર્યું! તારો શુ વિચાર છે, ત્યારે નગી કહે કે મારો જમણો હાથ જગદેવ પરમારને અર્પણ કર્યો જેથી જમણા હાથથી કોઇ પાસે ધન લઇશ નહીં રાજા પૂછે કે તને બીજુ જે કાઇ જોઈએ તે માગીશ નગી જગદેવ પાસે જઈ જમણા હાથથી મસ્તક લાવી ક્રોધાતુર થયેલા રાજાને વિશ્વાસ માટે બતાવતા રાજા શાત થયો, પાછુ મસ્તક લઇ જગદેવના શરીર સાથે સધાન કરી પ્રભુ સ્મરણ કરતા જગદેવ પૂર્વ પ્રમાણે સજીવન થયા, આ પ્રમાણે જગદેવ ચરિત્ર હતુ

એક રાજકુમારિકા પોતાના પિતાને કહે કે મારે જગદેવ સાથે પરણવુ જેથી કન્યાપિતા જગદેવ પાસે જઈ વિનંતિ કરે કે મારી કુવરી તમારી જોડે પરણવા ઇચ્છે છે જગદેવ ના કહે કે જે રાજાએ અપમાન કર્યું હોય તેની કન્યા સાથે મારો વિવાહ થાય નહીં આવુ સાભળતા કન્યાપિતાએ જગદેવનું મસ્તક છેદન કરી પુત્રી પાસે જતાં પ્રથમવાર નગી આવી જગદેવનું મસ્તક સંધાન કરતા પાછા સજીવન થયા આ પ્રમાણે હરિદાસ મહાભક્ત થયા જેને એક કન્યા હતી ત્યા એક વૈષ્ણવ યુવાવસ્થાવાળો રાજા માટે પુષ્પ વિગેરે પૂજાસામગ્રી તૈયાર કરતો હતો તેને કન્યા પરણાવી

એક વખતે ઊનાળામા અટારીમા સુતો જોઇ કન્યા ત્યા ગઈ પોતાના મનમા કાઈ ખરાબ વાસના નહી હોવા છતા એક સ્થાનમા બનેને સુતા જોઇ હરિદાસે પોતાનુ એક વસ્ત્ર ઓઢાડ્યુ, નીચે આવતા ક્રોધાતુર થયા બને જણા સવારમા ઉઠતા શરીર ઉપર રાજાનુ વસ્ત્ર જોઇ સાધુ વૈષ્ણવ સંતાપ કરી ચાલતો થયો પાછળથી રાજાએ બોલાવી શાંત કર્યો કારણ કે બનેના મનના કાઇ ખરાબ વિચાર નહીં હતો જેથી હરિદાસ શાત થયા

કૃષ્ણદાસ નામે મહાભક્ત થયા. નૃત્ય કરતાં પગમાં ઝાંઝર પહેરતાં એક ઝાંઝર નીકળતાં એક બાલકને પહેરવા આપ્યું. ત્યારબાદ સંન્યાસભક્ત થયા, શ્રી દામોદર તીર્થ, માધવ સ્વામી, શ્રીરામભદ્ર સ્વામી, શ્રી મધુસૂદન સ્વામી, જેને સરસ્વતી ઉપનામ જોડાયું. એટલે "મધુસૂદન સરસ્વતી" નામે પ્રસિદ્ધ થયા, જેણે ભગવદ્ ગીતા ઉપર ટીકા કરી. પછી જગદાનંદ તથા પ્રબોધાનંદ થયા, જે ચૈતન્ય ગુરૂના શિષ્ય થઇ વૃંદાવનમાં નિવાસ કરતા હતા. કીલ્હના એક શિષ્ય દ્વારિકાદાસ થયા, તે પ્રમાણે પૂરણદાસ તથા લક્ષ્મણ ભટ્ટ થયા. પ્રથમ કૃષ્ણદાસ કહ્યા તે વનમાં જઇ અન્ન છોડી (પયોવ્રતી) દુધ લેવા નિયમ ગ્રહણ કરે છે. એક વખતે ભૂખો થયલો વાઘ કૃષ્ણદાસ સન્મુખ આવ્યો, જેને ઘાસ આપતાં કહ્યું કે મારૂં શરીર તને અર્પણ કરીશ. જેથી વાઘ ઘાસ ઉપર બેઠો. છતાં કૃષ્ણદાસના શરીરની હિંસા કરી નહીં. કૃષ્ણદાસે પોતાની ઝાંઘમાંથી થોડું માંસ કાઢી વાઘને નાંખ્યું, વાઘ થોડુ માંસ ખાઇ ચાલતો થયો, અને વિચાર કરે કે હું બધું માંસ ખાઇ ચાલતો થઇશ તો કૃષ્ણદાસ જાણશે કે વાઘ હજી ભૂખ્યો હતો માટે થોડું પાદડાંમાં રાખી ગયો. શ્રી ભગવાન વૈષ્ણવ સ્વરૂપ લઇ આવતાં કૃષ્ણદાસના શરીરમાં (ઝાંઘમાં) સ્પર્શ કરવાથી જેવા હતા તેવા શરીરબળવાળા થયા, કૃષ્ણદાસ મહા વૈષ્ણવ હતા.

## સર્ગ ૧૪૫ મો

**दक्षिणे विष्णु भक्तोऽभूत् श्रीगदाधरदासकः ॥**
**लखूपन पुरग्रामे एकदागत्य संस्थितः ॥**

દક્ષિણ દેશમાં લૂપન ગામમાં ગદાધર નામે મહાભક્ત થયા, પોતે ભગવત સેવાધર્મ નિયમ પ્રમાણે પાળતા હતા. ત્યાં વરસાદ વધારે થવાથી પોતાનું સ્થાન છોડી બીજી જગ્યામાં જવા નિશ્ચય-

કરતાં એક વૈશ્ય આવી વિનયથી કહે કે તમારે ભગવત સેવા માટે મેં નવીન દેવમંદિર તૈયાર કરાવ્યું તેમાં દેવપ્રતિષ્ઠા કરી નિત્ય નિયમ કાયમ રાખ્યો. જેથી ગદાધરભક્ત પોતાના ગામમાં રહ્યા. પોતાના શિષ્યને ચિંતા થઇ કે આવતી કાલે સતસાધુ આવશે તેનો સત્કાર કરવા કાંઈ સાધન નથી, જેથી ગદાધરભક્ત શિષ્યને કહે કે તુ ચિંતા શા માટે કરે છે? આપણને સંત સેવા કરવામાં શ્રીભગવાન સહાય થશે. તે વખતે શ્રીભગવાન એક વૈશ્ય (સાહુકાર) રૂપમાં રૂપિયા (૨૦૦) બસો આપી ગયા. જેથી ગુરૂ ગદાધર પ્રસન્ન થઇ શિષ્યને બોધ આપે છે. બીજા નારાયણદાસ ભક્ત શ્રી બદરીનારાયણ યાત્રા પ્રસંગે ગયા, તથા કેશવદેવ શ્રીદ્વારિકામાં નિવાસ કરતા હતા.

શ્રીમથુરામાં ભગવાનદાસ ભક્ત થયા, ત્યાં યવન રાજાએ હુકમ કર્યો કે જે કોઇ મથુરા પ્રદેશમાં માલાતિલક ધારણ કરશે તેને યોગ્ય દંડ (શિક્ષા) કરીશ આવું થવાથી સાધારણ સંત સાધુઓ યવન રાજાના ભયથી વૈષ્ણવધર્મ છોડતા હતા, પરંતુ ભગવાનદાસે પોતાનો નિયમ કાયમ રાખ્યો, જેથી રાજા (યવન) કોપાયમાન થઈ ભગવાનદાસને ગામ બહાર કાઢી મૂકવા ચાંડાલને હુકમ કર્યો.

રાજાના હુકમ પ્રમાણે ભગવાનદાસને ચાંડાલ અઘોર (ભયંકર) જંગલમાં લઈ જતાં પોતાનો નિયમ ચાલુ રાખતાં ચાંડાલ ગામમાં આવી રાજાને કહે કે હજુ ભગવાનદાસ નિયમ ત્યાગ કરતા નથી, છેવટે રાજાએ જંગલમાં આવી પ્રાર્થના કરી ઘણુ દ્રવ્ય આપવા કબૂલ કર્યું છતાં ભગવાનદાસે યવન વસ્તુ કાંઈ રાજાની ગ્રહણ કરી નહીં. જેથી ક્ષમા માગી ચરણમાં પડી રાજા પોતાને સ્થાન ગયો.

આ પ્રમાણે કલ્યાણદાસ, તથા ગદાધરના શિષ્ય આત્મારામ, ગોવિંદદાસ વિગેરે મહાભક્ત થયા. જેઓનું સ્મરણ કરવાથી પાતક દૂર થાય

## સર્ગ ૧૪૯ મો

### વાસવકુમારચરિત

**वासवकुमार नामाभूत् राजाचातीव वैष्णवः ॥**
**सकृष्णमूर्ति सर्वत्र नीत्वा वव्राज सर्वदा ॥**

**વા**સવકુમાર નામે રાજા હતો, જ્યાં બહારગામ જાય ત્યાં પોતાની સાથે શ્રીકૃષ્ણ મૂર્તિ લઇ પૂજન કરી સતસાધુ સેવા કરે છે એક વખતે દિલ્હી ગયો ત્યાં દેવ પૂજન માટે શ્રી યમુનાજીનું જલ જાતે લાવતાં જયસિંહ રાજા વાસવકુમારની શ્રી કૃષ્ણ સેવામાં દઢભક્તિ જોઇ વિનયથી કહે કે તમારો જન્મ સફલ થયો. જાતે રાજા છો, નોકર ચાકર ઘણા હોવા છતા ભગવત સેવા સામગ્રી જાતે તૈયાર કરો છો જેથી તમારો પૂર્વજન્મ સસ્કાર ઘણો સારો છે વાસવકુમાર રાજા જયસિંહને કહે છે કે હું કાઇ પણ કરતો નથી સાચી ભક્તિ તમારા બહેન કરે છે, જેનુ દીપકુમારી નામ છે, જેની દઢ ભક્તિ થવાથી મને સારો સસ્કાર થયો. જયસિહ રાજા પ્રસન્ન થઇ વાસવકુમારની શ્રી પ્રભુસેવામા દઢ સકલ્પ જોઇ પોતે શ્રીકૃષ્ણ સેવા તથા સતસાધુ સત્કાર કરવા નિયમ ચાલુ કર્યો. સારો સમાગમ હોય તેને સારૂ ફલ મળે. ગિરધર નામના ભકત ગોપકુલમા થયા. દરરોજ સાધુસતનુ પૂજન કરી તેઓનું ચરણોદક તીર્થરૂપે ગ્રહણ કરે એક વખતે કેટલાક ધૂર્તો (ઠગારાઓ) એકઠા થઇ એક મરણ પામેલા સાધુને લઇ આવતા ગિરિધરભક્તને કહેતા હતા કે આ કોઇ વૈષ્ણવ છે જેનુ ચરણોદક તમે ગ્રહણ કરો ત્યારે ગિરિધર ભક્ત સાધુ (શબ)નુ ચરણ ધોવાથી મરણ પામેલો જીવતો થયેલો જોઇ બધા ઠગારા (ધૂર્તો) નાસી ગયા. ગિરિધરભક્ત ઘણા પ્રતાપી હતા. ગોપિકા મહાભક્તિભાવથી દરરોજ શ્રીબાલગોવિંદનુ પૂજન કરતા મુક્તિ મેળવતી હતી

મથુરામા રામદાસ ભક્ત થયા, સતસાધુ સેવા તથા

પ્રભુભજનમાં નિપુણ હતા એક વખતે પુત્રીના વિવાહ સમયે સગાસબંધીઓને ભોજન કરાવવા પ્રથમથી મીઠાઇ વિગેરે તૈયારી કરાવતા એકદમ ઘણા સાધુસંત આવતા રામદાસ ભક્તનું નામ સાભળી ભોજન માગતા પ્રથમ સાધુસંતને ભોજન કરાવી વિદાય કર્યા સાયકાલે રામદાસના સગાસબંધીઓ લગ્નપ્રસંગમા આવ્યા પછી દીકરીના સાસરીયા (વેવાઇ) વિગેરે બધા એકઠા થયા રામદાસને વિચાર થયો કે બપોરે સાધુસંત ભોજનમા બધી મીઠાઇ પુરી થઇ હવે મારે સગાવહાલા તથા વેવાઇ સબધીઓને શી રીતે ભોજન કરાવવુ, મારી લજ્જા શ્રીભગવાન રાખશે આવુ થવાથી શ્રીભગવાન (વૈષ્ણવરૂપે) પધારી મીઠાઇનો મોટા પર્વત સમાન ઢગલો કર્યો રામદાસનું મગલકાર્ય સારી રીતે પૂર્ણ થયુ.

રામરાય નામે સારસ્વત બ્રાહ્મણ મહાભક્ત થયા વૃદાવનમાં રહી સતસાધુ સેવા કરતા સુજ રાજાના પ્રધાન ભગવતરાય હતા ગુરૂસેવાધર્મ સારી રીતે પાળવાથી પોતાની સ્ત્રી સાથે વૃદાવનમા રહી સર્વ ધનસંપત્તિ ગુરૂને અર્પણ કરી થોડા સમયમા પોતાને સ્થાન ગયા, જ્યા શરીરમા વ્યાધિ થવાથી પાછા વૃદાવન જ્વા નીકળતા માર્ગમા દેવલોક થવાથી પોતાની સ્ત્રી સતી થઇ આ પ્રમાણે લાલમતીબાઇ, રાધાકૃષ્ણનુ ભજન કરતી બશીવટ પાસે કુજમા તથા યમુનાતટ, શ્રી ગોવર્ધનપર્વત, સુજારણ્ય વિગેરે બાર સ્થાનમા શ્રી રાધાકૃષ્ણ નામ ઉચ્ચાર કરતા ઉત્તમગતિ (મોક્ષ) મેળવતી હતી

## સર્ગ ૧૪૭ મો

### જગન્નાથ ચરિત

अतर्वेदे घमूवेकश्चिलौलो ग्रामसभव ॥
द्विवेदस्तु जगन्नाथ नामा शास्त्रघनेर्युत ॥

અંતર્વેદમાં ચિલોલિ ગામમા જગન્નાથ નામે દ્વિવેદી બ્રાહ્મણ

હતા. શાસ્ત્ર તથા વેદાભ્યાસ કરી ધનસંચય સારો મેળવતા હતા. પોતે વાજપેય યજ્ઞ કરવા નિશ્ચય કરતાં ચદનપુર ગામમાં સઘળી સામગ્રી તૈયાર કરતાં અધ્વર્યુ, ઋત્વિજ, હોતા તથા ઉદ્ગાતા વિગેરે વિદ્વાન પડિતોને કાશીક્ષેત્રમાંથી બોલાવ્યા. બાકી સામાન્ય રીતે પોતાના ગામમાંથી બ્રાહ્મણોને આમત્રણ કર્યું; યજ્ઞ સમારંભ દર્શન માટે આજુબાજુના રાજા મહારાજાઓ પોતાના પુરોહિતો સાથે આવ્યા. ગામમાં જલ માટે એકજ કુવો હોવાથી બીજા બધા વિચાર કરવા લાગ્યા કે બધી વસ્તુ સામગ્રી મળશે. પરંતુ જલ શિવાય સઘળો વ્યવહાર શી રીતે ચાલશે ?

જગન્નાથ પોતે ગંગાદેવીની ઉપાસના કરતાં પૂજન કરવાથી શ્રી ગગા નદીનો પ્રવાહ (ગવ્યૂતિ) બે ગાઉ દૂર હતો, પરંતુ દેવીનું આવાહન આમંત્રણ કરતાં પ્રાર્થના કરતા હતા. હે દેવિ! તમે શ્રી વિષ્ણુ ચરણમાંથી ઉત્પન્ન થયાં પછી ત્રણ લોકને પાવન કરો છો માટે કૃપા કરી મારી સાથે પધારશો.

ગગાદેવી પ્રસન્ન થઈ યજ્ઞસ્થાન આગળ પ્રવાહ આવતાં જે મનુષ્ય સુના હતા તેઓ જલતરંગનો મોટો શબ્દ સાભળી એકદમ ઉઠતાં વિસ્મય પામ્યા. ત્યાં ગગાદેવીનું ફરી પૂજન કર્યું. જેને જોઇ વિદ્વાન પડિતો દેવીની સ્તુતિ કરતા યજમાન જગન્નાથને ઘણો ધન્યવાદ આપતા હતા.

વાજપેય—યજ્ઞસમાપ્તિ સમયે બ્રાહ્મણોને સુવર્ણ (સોના મોહોર) દક્ષિણા આપી મહાભિષેક કરી બ્રાહ્મણો પોતપોતાને સ્થાન ગયા. રાજા મહારાજાઓ આનદ થઈ જગન્નાથને પ્રણામ કરી પુરોહિત સાથે સ્વસ્થાન તરફ ગયા. યજ્ઞ મહોત્સવ સપૂર્ણ થવા બાદ જગન્નાથ પોતે ગગાદેવીને પ્રણામ કરી પ્રાર્થના કરે છે કે હે માતાજી મારૂ યજ્ઞ કાર્ય તમારી પૂર્ણ કૃપાથી સંપૂર્ણ થયુ. માટે જ્યાં મૂલ સ્થાનમા પ્રવાહ શાત થાઓ. આવો યજ્ઞ કરવાથી જગન્નાથે વાજપેયી નામ ધારણ કર્યું હજી સુધી પરસ્સાહ સમયે શ્રી ગગાજીનો પ્રવાહ

એક વખત ત્યા આવે છે આવો પ્રસિદ્ધ ઇતિહાસ કાન્યકુબ્જ (કનોજ) મા પ્રમાણુ મનાય છે

જગન્નાથના વંશમા મણીરામ નામે થયા જેનો બાલક નાની વયમા મરણ પામવાથી શ્રી ભગવત સ્મરણ ભજન કરતા પુત્ર સજીવન થયો આ પ્રમાણે મિથિલનગરીમા ગોવિંદ ઠાકર નામે બ્રાહ્મણ હતા વેદ, વેદાંત, ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરી શ્રી ગોપાલદેવની ભક્તિ કરવાથી "કાવ્ય પ્રદીપ" ગ્રથ તથા દેવી પૂજનની પદ્ધતિ (ગ્રથ) મત્રશાસ્ત્ર અને સાધકસિદ્ધિ આપનાર પુસ્તક તૈયાર કરતા હતા, દરરોજ નવીન તુલસીપત્ર નૈવેદ્યમા અર્પણ કર્યા બાદ પોતે ભોજન કરે જે દિવસે તુલસીપત્ર મળે નહીં તે દિવસે જલ અન્ન વિગેરે કાઇ ગ્રહણ કરે નહીં

એક વખતે કાશ્મીરમા મમટ પડિતને મળવા ગયા, જેમણે "કાવ્ય પ્રકાશ" ગ્રથ રચ્યો પડિતજી યાત્રા પ્રસગે બ્હારગામ ગયા હતા, અમટ, મમટ, તથા કૈયટ ત્રણે મહાસમર્થ પડિતો થયા તેમા કૈયટ વ્યાકરણ ભાષ્ય ટીકા કરનારા, અમટ વેદ ભાષ્ય કરનાર થયા મમટના ઘરમા સ્ત્રીને પૂછે કે પડિતજી ક્યા ગયા, મારે દર્શન કરવુ છે પડિતજીની સ્ત્રી કહે કે તમે અહિંઆ બેસો, થોડા સમય પછી આવશે સામે કુવો છે ત્યા જઈ સ્નાન કરો, આટલું કહી મમટ પડીતની સ્ત્રી ઘરમા ગયા પછી ગોવિંદ ઠાકર કુવા પાસે ગયા જલ ઘણુ ઉંડુ હોવાથી સ્નાન શિવાય પાછા આવ્યા બે ઘડી જવા પછી મમટ પોતે આવ્યા, જેને મોટી દાઢી તથા શરીર ઉપર ચામડાનો પટો હતો. પગમા પહાડી મજબૂત જોડા પહેરેના જોઈ સ્વરૂપપોશાક યવન પ્રમાણે જોઇ વિસ્મય થયા

મમટ પડિત નમસ્કાર કરી કહે કે હું મમટ છુ તમે અહિંઆ શુ કારણે આવ્યા ગોવિંદ ઠાકર વિનયથી કહે કે તમને મલવા માટે આવ્યો હવે મારે સ્નાન કરવુ છે જના કુવામા જન

ઊંડું હોવાથી પાછો આવ્યો. મમટ પંડિત ઘરમાંથી પાત્ર (વાસણ) લાવી કુવા પાસે મંત્ર અભિમંત્રણ કરવાથી એકદમ કુવો જલથી ભરાઇ ગયો. ગોવિંદ ઠાકર સ્નાન કરી સંધ્યા દેવપૂજન વિગેરે નિત્યકર્મ કરી બધા સાથે ભોજન કરતા હતા.

મમટ પંડીત પોતાના બને ભાઈઓ (અંમટ, કૈયટ) સાથે બેઠા. "કાવ્ય પ્રકાશ" ગ્રંથ મમટે બનાવ્યો, જેને જોઈ ગોવિંદ ઠાકર પ્રસન્ન થયા. પોતાનો રચેલો "કાવ્ય પ્રદીપ" ગ્રંથ બતાવતાં પરસ્પર પ્રીતિભાવ થયો. પછી દાસ (ભક્ત) સાથે ગોવિંદ ઠાકર મિથિલા નગરીમાં ગયા, રસ્તામાં તુલસીપત્ર નહીં મળવાથી આખો દિવસ અન્ન જલ ગ્રહણ કર્યું નહીં, આગળ મહારણ્ય જંગલમાં જતાં ભૂખ લાગવાથી એક વૃક્ષ નીચે બેઠા, જ્યાં દાસને કહે કે હવે મારાથી ચાલી શકાય તેમ નથી. આવું થવાથી કરૂણ સ્વરથી રડતાં બાર વર્ષના ગોપ બાલક તથા ગાય જોવામાં આવવાથી ગોવાલને કહે કે તમારા સ્થાનમા માખણ તથા તુલસીપત્ર હોય તો જલદી લાવો, મને બે દિવસનો ઉપવાસ (ભૂખ્યો)છે જ્યાં તુલસીપત્ર મળે નહીં ત્યાં સુધી અન્ન જલ ગ્રહણ કરતો નથી. પોતાનો સાચો નિયમ હોય તો ગમે ત્યા રક્ષણ થાય. માખણ તથા તુલસીપત્ર ગોવાલ પાસે મલવાથી પાછુ સ્નાન કરી દેવને નૈવેદ્ય (ભોગ) ધરાવી પ્રસાદરૂપે ગ્રહણ કર્યું.

ગોવિંદ ઠાકર દાસને પૂછે કે માખણ તુલસીપત્ર આપનાર ગોવાલ મને બતાવો. દાસ કહે કે થોડે દૂર તળાવ છે, જ્યા તુલસીનુ પવિત્ર વૃક્ષ છે, ત્યા ગોવાલ તથા ગાય જોવામા આવશે પાછુ બીજાને પૂછતા ઉત્તર મળ્યો કે અહિંઆ કાઇ નથી. (જંગલ)મા આવા ગોવાલ ફરતા નથી, જેથી દાસને પૂછે કે ગોવાલ કેવા હોય, ત્યારે દાસ કહે કે પોતે શ્યામસુંદર, કમલ જેવા નેત્રવાળા, બાર વર્ષ વયવાળા, પીળુ વસ્ત્ર પહેરી ગાય પાસે હતા તે ગોવાલ હતા. આવુ વર્ણન કરતાં ભક્તિ

ભાવમા તદાકાર થવાથી મૂર્ચ્છા થવાથી છેવટે દેહ છોડી સ્વર્ગમા ગયા ગોવિંદ ઠાકર દાસના શબ આગળ રુદન કરતા (આકાશ વાણી) શબ્દ સાભળતા હતા કે તારો ભાવિ ( બીજો ) જન્મ ઉત્તમ થશે માટે કાઇ શોક કરવો નહીં ગોવિંદ ઠાકર પોતાને ગામ આવી દાસનું સર્વ વૃત્તાત કહેતા હતા અસાધ્ય વસ્તુ ભક્તને કાઈ નથી દૃઢ નિયમ રાખી પ્રેમથી ભગવાન પ્રસન્ન થાય છે

## સર્ગ ૧૪૮ મો

### રામપ્રસાદચરિત

रामप्रसाद नामैवमयोध्यायामभूद्विज ॥
त्यक्त्वा सर्वमभूत् सोऽपि रामभक्तोऽति वेष्णव ॥

અયોધ્યાનગરીમાં રામપ્રસાદ બ્રાહ્મણ સંસાર ઇચ્છા સુખ છોડી રામભજનમા તત્પર હતા સાધુસત ભોજન સત્કાર કરે જેને કાઇ કાયમ આવક નહીં હતી, જે કોઇ આપી જાય તેટલામા સત્કાર થાય આવુ થવાથી શાહુકાર વાણીઓ ઉધાર વસ્તુ આપવા બધ કરવાથી રામપ્રસાદ ચિંતા કરતા હતા જ્યા રામચદ્ર દિવ્ય સ્વરૂપ લઇ શાહુકારનુ માગતુ લેણુ આપતા વાણીઓ શરમાઇ ગયો રામપ્રસાદ ( મૂલ ) ગયા જેને વાણીઓ કહે કે તમે હવે પાછા તસ્તી લઇ આવશો નહીં સાધુસતના ભોજન માટે જે કાઇ જોઇએ તેટલુ બધુ તમારા સ્થાનમા દ્રવ્ય વિના મોકલીશ રામપ્રસાદને ચિંતા દૂર થતા વિચાર કર્યો કે મારા ઉપર ઇષ્ટદેવ ( રામચદ્ર ) ની પૂર્ણ કૃપા થઇ રામપ્રસાદ મિથિલાનગરીમા ગયા જ્યા જનક રાજાએ સીતાજીનું મદિર બધાવ્યુ હતુ તેનુ પૂજન કરતા શ્રી રામસ્વરૂપ પ્રકટ થયા રામપ્રસાદ જનકપુરીમા થોડો સમય રહ્યા માગસર માસમા સપ્તમી તિથિમા સીતાજીના વિવાહનો આવતો વાર્ષિક મહોત્સવ થયો

પઢરપુરમાં તુકોજી ભક્ત થયા, પોતે શૂદ્ર જાતિમાં ઉત્પન્ન થવા છતાં શ્રી ભગવાન ( શ્રી વિઠ્ઠલ ) પ્રત્યક્ષ વાર્તા કરતા હતા. છેવટે તુકોજી સજીવન દેહે મુક્તિ પામ્યા. આનું ચરિત બીજા પ્રાકૃત ગ્રંથમાં વિસ્તારથી પ્રસિદ્ધ થયું બીજા ગમદાસ સ્વામી દક્ષિણમાં મહાભક્ત થયા, ત્યાં હનુમાનજી થયા. મારૂતીનો અવતાર છે એવુ પૂછડાથી ખબર થઈ. દામાજીને ત્યાં સેવકરૂપે ચાંડાલ વેષમા આવી રાજાને જોઇતુ સઘળુ દ્રવ્ય આપ્યુ. જેથી દામાજીએ વિચાર કર્યો કે મારી ચિંતા શ્રી ભગવાનને થવાથી વેષ લઇ રાજાનુ દેવું ( મારૂ ) આપ્યુ

શ્રી ભગવાનના પરમભક્તોનું વર્ણન (મહિમા) "સતસમાગમ" નામથી મારી અલ્પ બુદ્ધિથી સંસ્કૃત ભાષામાથી તૈયાર કરવામાં આવવાથી કાઇ સંદેહ રાખશો નહીં. લોખડ ગમે તેટલુ ગરમ હોય છતા મન શુદ્ધ હોય તો કાઇ હરકત નથી, જલમાં ડુબકી મારતાં શુદ્ધ મનમા શ્રી ભગવાનનુ સ્મરણ કરવાથી કાંઇ ભય નથી, માટે મન પવિત્ર રાખવું. ગ્રંથમાં બતાવતા ભક્તજન કેટલાક પ્રભુ ચરણમાં રહ્યા, કોઇ સેવકો વૈકુંઠમાં નિવાસ કરતા હતા જેવી રીતે રાજાની આજ્ઞા શિવાય રાજમહેલમા કોઇ સાધારણ મનુષ્ય જાય નહીં. તેવી રીતે ભગવત સેવા શિવાય સમીપમાં કોઇ જઇ શકે નહી, જે દ્રવ્ય દ્વારા સેવા કરે છે. કોઇ નિર્ધન છતાં ભગવત નામ ઉચ્ચાર કરી મોક્ષ મેળવે છે દુર્ગા, ગણેશ, શકર તથા વિષ્ણુદેવતા ભક્ત કાર્ય સપાદન કરવા સમર્થ દેવતા છે. દેશકાલ વસ્તુ દ્રવ્યને અનુસરી આવા શુદ્ધ સંતસાધુઓનુ પવિત્ર ચરિત્ર પુરાણરૂપ ( પ્રાચીન શૈલી ) થી શ્રવણ કરવાથી ધીમે ધીમે ધર્મમા પ્રીતિ કાયમ રહેશે.

માતાપિતાનો પ્રેમ બાલક ઉપર સદૈવ કામ સરખો રહે તે પ્રમાણે શ્રી ભગવત ભક્તિ કરવાથી સદૈવ પ્રસન્ન થાય. એકાદશી વ્રત કરી રાત્રિમા જાગરણ કરી આ ગ્રથ શ્રવણ કરવાથી સર્વ કાર્યસિદ્ધિ

થાય અપ્રજને પ્રજાસંતતિ થાય, નિર્ધનને ધન મળે, મૂર્ખ હોય તે પંડિત થાય, શ્રી હનુમાન ચરિત શ્રવણ કરવાથી ઇચ્છા પૂર્ણ થાય, વિભીષણ ચરિત સાંભળવાથી માન સન્માન મળે, શબરી ચરિત શ્રવણથી ઉત્તમ ભક્તિભાવ ઉત્પન્ન થાય, અજામિલ ચરિત સાંભળવાથી પાપ દૂર થાય, જટાયુ ચરિત સાંભળી રામભક્ત થાય, અંબરીષ ચરિત શ્રવણથી સંકટ દૂર થાય, વિદુરની સ્ત્રીભક્તિથી ભગવાનમાં પ્રેમ વધે છે સુદામા ચરિત શ્રવણથી દરિદ્ર હોય તે ધનવાન થાય, ચંદ્રહાસ ચરિત તથા શિબિ, રંતિદેવ ચરિત સાંભળી શત્રુ ભય દૂર થાય દ્રૌપદી ચરિત શ્રવણ કરવાથી ભક્તિભાવમાં વધારો થાય વાલ્મિકી, રૂકમાંગદ તથા મયૂરધ્વજ ચરિત સાંભળવાથી સર્વે પાપ દૂર થાય, પ્રલ્હાદ ચરિત સાંભળે તે દૃઢ ભક્તિવાળો થાય

प्रसीदतु हरिः श्रीमान् भगवान् भक्तवत्सल ॥
तद्भक्त्यामे प्रसीदतु तस्मै तेभ्यो नमोनम ॥

**ભક્તવત્સલ** શ્રી ભગવાન સર્વદા પ્રસન્ન થાઓ। ભક્તિભાવ તથા શુદ્ધ મન રાખી શ્રવણ કરનાર શ્રોતાને સર્વ દેવતાઓ પ્રસન્ન થઈ રક્ષા કરો। કેવળ શ્રદ્ધાભક્તિથી જનસમૂહના કલ્યાણ માટે સંસ્કૃતમાંથી ગુર્જરભાષામાં મહા પ્રયાસથી પહેલી જ વાર પ્રસિદ્ધ કરવામાં આવેલો 'સંતસમાગમ' ગ્રંથ પ્રેમભક્તિથી સારી રીતે શ્રવણ, મનન માટે સૂચના કરૂં છું જેને હમક્ષીર ન્યાય રૂપે કૃપાદૃષ્ટિથી ઉત્તમ શૈલિમાં મૂકવા લેખકની પ્રાર્થના સ્વીકારશો.

**શાસ્ત્રી અંબારામ કલ્યાણજી શુકલ** (વલસાડવાળા)

